"પુસ્તકાલય" સ. સ. મંડળ લિ. નો

## રજતમહોત્સવ ખાસ અંક

# અનુક્રમણિકા



(અનુસંધાન માટે જુઓ કવર પેજ ત્રીજું)


આ અંકના સંપાદકો

| | |
| --- | --- |
| શ્રી શંકરભાઈ મો. પટેલ | શ્રી વાઘજીભાઈ ના. અમીન |
| શ્રી ઉમેદભાઈ મો. પટેલ | શ્રી. મણિલાલ પ્ર. વ્યાસ |

# વડોદરાના મહાઅમાત્ય



માનનીય ડૉ. જીવરાજ મહેતા

( એઓશ્રીનો શુભેચ્છાદર્શક સંદેશો પાછળના પૃષ્ઠમાં વાંચો )

[ ફોટો " શ્રીસયાજીવિજય " ના સૌજન્યથી ]

લુહાણામિત્ર પ્રેસ, શિયાપુરા, વડોદરા



પુ સ સ મડળ લિ ના સ્થાપક

**સ્વ. શ્રી. મોતીભાઈ ન. અમીન**

( “ ग्रंथालय-उद्यम-पितामह ” )



પુસ્તક ૨૨ મુ ફેબ્રુઆરી-માર્ચ-૧૯૪૯ અંક ૭-૮

# પચ્ચીસમા સોપાનને અંતે

—સંપાદકીય

હરકોઇ સસ્થાને માટે ૨૫ વર્ષની મજલ પાર કરી, નવીન પ્રયાણ માટે વિશેષ ઉત્સાહિત થવુ એ એક ગૌરવ અને હર્ષનો વિષય હોય, એ સ્વાભાવિક છે.

પુસ્તકાલય મ મ મ ડળ લિ માટે એવો જ આ એક પ્રસંગ છે.

નાના મરખા બીજમાથી એક નાના નાજુક છોડવારૂપે ઉછરી પાછળથી એક સુદૃઢ વૃક્ષ બની ફૂલવુ, ફાલવુ અને ફળપ્રદ બનવુ, એ કઇ નાનીસૂની વાત નથી અનેક મુશ્કેલીઓ, તડકા–છાયડાઓ અને વિટબણાઓ ભરજુવાની પામતાં પહેલાં સૌ કોઇને વટાવવી પડે છે

બાળકનો ઉછેર સારો હોય, નિયમિત આહારવિહાર એને મળ્યો હોય, પોષણ અને ઉછેર માટે સતત કાળજી અને ચિંતન તેની પાછળ કામ કરતા રહ્યા હોય તો એ નાના બાળકને મોટુ થવામા, જુવાનીના ઉબરે આવી ઊભવામાં એને કઈ અડચણોનો સામનો કરવો પડતો નથી તેવા જ ઉછેર અને લાલનપાલન પુસ્તકાલય મ ડળને પણ પ્રાપ્ત થયાં હોવાથી તે સ્વાસ્થ્ય અને તદુરસ્તીપૂર્વક આજે જુવાનીના ઉબરે આવી ઊભુ છે.

સ્વ ર્ગ શ્રીમ ત સયાજીરાવ મહારાજાએ, આ અંકમા અન્યત્ર એક લેખકે જણાવ્યુ છે તેમ, ગુપ્ત ગંગાને પાતાળમાથી લઇ આવી ભારત ભૂમિના એક પ્રદેશને પુણ્યવ તો બનાવી, ભારતભરમાં એની સ્રોતસ્વિનીઓ વહેતી થાય તેવો પ્રયત્ન કરેલો તેના પરિણામરૂપે વડોદરા રાજ્યના પ્રદેશમા પુસ્તકાલયપ્રવૃત્તિ જન્મી, વિકાસ પામી,

ભારતના અન્ય ભાગોમા પ્રસરી અને આજે પૂરબહારથી ફાલવાફૂલવા લાગી છે, એમ કહીએ તો તે જરાય અતિશયોક્તિ તરીકે નહિ લેખાય.

એ પ્રવૃત્તિના વિકાસમા, તેઓએ અનેક યોજનાઓ વિચારી, સારા ખતીલા અને સમાજસેવાની ભાવનાવાળા માણસોનો સાથ લીધો, તેમાના એક અને અગ્રગણ્ય તે સ્વ. શ્રી મોતીભાઇ અમીન.

સ્વ શ્રી. મોતીભાઈ અમીને કે શ્રીમંત સયાજીરાવની એ યોજનાને મૂર્ત રૂપ આપવામા ખતપૂર્વક કામ કર્યું. જેમ શ્રીમત સયાજીરાવને સ્વ મોતીભાઇનો સહકાર સાંપડ્યો, તેમ સ્વ શ્રી મોતીભાઇને તેમણે આ પ્રવૃત્તિના વિકાસ માટે યોજેલા વિવિધ કાર્યકારી મંડળોનો સહકાર પ્રાપ્ત થયો.

એકલે હાથે કામ થઇ શકતું નથી, અને ઝાઝા હાથ રળિયામણા, તદનુસાર, એમણે આ પ્રવૃત્તિમા કાર્ય કરવા માટે ઊભા કરેલ વિવિધ મડળોના સ્વયસેવાની ભાવનાથી પ્રેરાયેલા કાર્યકરોનો સહકાર પણ તેમને પ્રાપ્ત થયો, અને बहु तन्तवो बलवन्त —ન્યાયે એમણે સાધ્ય કરવા ધારેલુ કામ સિદ્ધિને વર્યું

એમના વિવિધ સહકાર્યકર મડળોમાનુ એક અને અગ્રણી મડળ તે આ પુસ્તકાલય સ સ. મડળ લિ



૨૫ વર્ષ પૂર્વે એક ધન્ય ઘડીએ સ્વ. મોતીભાઇ અમીનને પુસ્તકાલયોને ઉપયોગી થઈ પડે તેવુ મડળ હોય તો એ સસ્થાઓનું કામકાજ સુવ્યવસ્થિત, એકધારુ અને પ્રમાણિકતાપૂર્વક ચાલે, એમ લાગવાથી, તેમણે સહકારી ધોરણે થોડાક વ્યક્તિસભાસદોના સહકારથી આ મંડળની સ્થાપના કરી.

એક નાનુ સરખુ કાર્યાલય, એક જ કાર્યકર્તા અને થોડા ખર્ચે વધુ કામ કરવાની ધગશ, એટલાથી ૨૫ વર્ષ પૂર્વે વવાયેલુ બીજ આજે એક વિશાળ વૃક્ષરૂપે ઊભુ છે

મડળે પુસ્તકાલય ખાતાનો સહકાર, સહકારી ધોરણે તેનુ કાર્ય સચાલન અને વડોદરા રાજ્ય પુસ્તકાલય મડળ સરખા પુસ્તકાલયપ્રચારક મડળનો સાથ એ દ્વારા સારી એવી પ્રગતિ સાધી છે

અને એ બધાની પાછળ એક આત્મા સતત ચિંતન કરતો રહેતો હતો રાતદિવસ એની કાર્યપ્રણાલી પાછળ એની ઝખના હતી એનો આર્થિક વિકાસ, એની સેવાભાવનામા ઉત્તરોત્તર વૃદ્ધિ અને પ્રમાણિકપણે સંસ્થાઓની સેવા આ મંડળ દ્વારા કેમ કરી શકાય તેનુ સતત ચિતન આ વિભૂતિમાન પુરુષને રહેતુ જ્યારે પણ

જુઓ ત્યારે તેઓ એને લગતી વિવિધ યોજનાઓ મિત્રોમાં–કાર્યકારો વચ્ચે–વિચારતા જ હોય, અને એ સતત ચિંતનશીલતાના પરિણામે, આ સંસ્થા આજે દૃઢ-સ્નાયુબદ્ધ બનીને ઊભી છે

આ અંકમા અપાયેલા પ્રાસંગિક લેખો જોતા વાચકને સહજે થઇ આવશે કે, પુ સ સ મંડળના રજતમહોત્સવ પ્રસંગે એની પ્રશસ્તિની સાથે સાથે સ્વ મોતીભાઇ અમીનની પણ એટલી જ પ્રશસ્તિ પથરાયેલી પડી છે. અને તેનું કારણ પણ એટલુ જ છે કે, મંડળ અને સ્વ મોતીભાઈ બન્ને ઓતપ્રોત હતા.



પૂ ગાંધીજી કહેતા કે, માણસ કે સંસ્થા પ્રમાણિકપણે વાજબી મળતર મેળવીને ધંધો કરે તો તેને નુકસાન નથી જતું, ઊલટ, તેની આંટ બંધાય છે, તેની પ્રમાણિકતા માટે માનભાવ પેદા થાય છે અને તેના આદર્શ દૃષ્ટાંતરૂપે તેઓ નવજીવન કાર્યાલયને બતાવતા. આ સંસ્થાએ ઓછા મળતરથી બહોળો વ્યવસાય વિસ્તારીને પ્રમાણિકતા સાચવી પોતાના આંટ અને આબરૂ સંપાદન કર્યા છે. પુસ્તકાલય સ સ મંડળ માટે પણ એવું જ કહી શકાય

પુસ્તકાલયોની સેવાભાવનાથી ઉદ્ભવેલી આ સંસ્થાએ ગમે તેવો બહોળો વેપાર કરી માતબર બનવા પ્રયત્ન નથી કર્યો, તેમજ ભારે નફો મેળવવા પણ પ્રયત્ન નથી કર્યો, પરંતુ કરકસરપૂર્વકના વહીવટ વડે, માત્ર નિયત મળતર મેળવીને તેણે પોતાનો વ્યવહાર ચલાવ્યો છે પુસ્તકવિક્રેતાઓ, પત્રકારો અને ઇતર વ્યવસાયબંધુઓ પાસેથી વધુમા વધુ મળતર મેળવી, પોતાના ખર્ચ માટે નિયત થયેલી રકમ જ રાખી, બાકીની બધી જ રકમ તેણે પોતાની ખરીદદાર સંસ્થાઓને આપી દેવાની નીતિ અખત્યાર કરી છે પુસ્તકવિક્રેતાઓ પાસેથી ૩૩ કે ૫૦ ટકા વળતર મેળવવામા આવે, છતા પોતા પૂરતા ૧૦ ટકા રાખી બાકીની સઘળી રકમ પોતાની ખરીદદાર સંસ્થાઓને અર્પણ કરવાની નીતિથી આ મંડળ અનેક સંસ્થાઓમા આદરપાત્ર સ્થાન પ્રાપ્ત કરી શકયુ છે તેની પ્રમાણિકતા અને પ્રતિષ્ઠા માટે આજે પુસ્તક-વિક્રેતા જગત તેના પ્રત્યે માનની નજરે જુએ છે પોતાનાં બીલના નાણા, જાણે કોઇ સદ્ધરમા સદ્ધર બેન્કમાં જમા પડયા હોય તેવી લાગણી તેઓ મંડળ ખાતે તેવુ જ આ પોતાની જમા રકમો સંબંધી અનુભવે છે

વળી મંડળનાં પુસ્તકાલયસભ્યો પણ તેવી જ લાગણી મંડળ પ્રત્યે રાખે છે, કારણ, તેમના કાયમ ફંડના નાણા તેઓને અન્ય કોઇ પણ સ્થળ કરતા અહી વિશેષ સુરક્ષિત માલૂમ પડયા છે, અહી કોઇ હયગયને સહેજ પણ સ્થાન નથી.

આ ઉપરાંત, પુસ્તકાલયોને એક વધુ ભારે નિરાંત આ મંડળના અસ્તિત્વથી અનુભવવા મળે છે. પુસ્તકાલયોના સંચાલકોને પૂરી ખાતરી હોય છે કે, મંડળમાંથી પોતે માગેલા પુસ્તકો ગમે ત્યાંથી મેળવી તેમને પૂરા પાડવામાં આવશે, તેમ જ બેખબરપણાને લીધે કદાચ કોઇ અશિષ્ટ વા અનિષ્ટ સાહિત્યની માગણી મુકાઇ હશે તો તેને અહીં અટકાવાશે અને પોતાને નિર્ભેળ શિષ્ટ સાહિત્ય જ મળશે વળી પુસ્તકાલય માટે ઉપયોગી અને જરૂરી ઉપસ્કરો શોધવા પણ પોતાને દુકાને દુકાને ફરવા નહિ જવું પડે, પરંતુ મંડળ તે બધુ જ વાજબી કિંમતે પોતાને મેળવી આપશે, એવી ખાતરી મંડળના અસ્તિત્વના દિવસથી આજ પર્યંત તે સૌ અનુભવી રહ્યા છે

પુસ્તકાલયો માટે જોઇતા વર્તમાનપત્રો વાસ્તે પત્રકારોનો સંપર્ક સાધવાની પણ જરૂર તેમને રહી નથી એમણે તો માત્ર પોતાને જોઇતા પત્રો–માસિકોની યાદી તૈયાર કરી ખાતામાં મંજૂર કરાવી લેવાની જ હોય છે પોતે મેળવેલી લોકમદદ એમણે પુસ્તકાલય મ સ મંડળમાં મોકલી દેવાની, પછીનું બધું કામ આપોઆપ થઇ જાય છે એને કોઇપણ જાતની તકલીફ કે તસ્દી લીધા વિના મંજૂર થયેલા પત્રો માસિકો વખતસર આવતા થઇ જાય છે ઉપરાંત, કેટલાક વર્તમાનપત્રો પાસેથી મંડળ જે ખાસ ઘટાડેલા દરો મેળવે છે તેનો લાભ પણ તેમને મળે છે

આ બધું તો ઠીક, પણ પુસ્તકાલયને જોઇતો લાકડીસામાન–જેવો કે, કબાટો, ખુરશીઓ, ટેબલો તેમ જ અન્ય ઉપસ્કરોની જરૂરિયાત મંડળ દ્વારા જ તેમને પૂરી પાડવામાં આવે છે.

આ બધા લાભો પુસ્તકાલયસંસ્થાઓ આ મંડળ દ્વારા પ્રાપ્ત કરે છે, અને તેમાં પણ વિશેષતા તો એ છે કે, મંડળ માત્ર પોતાના ખર્ચ પૂરતુ જ વેતન લઇને પોતાને જે કંઇ વિશેષ પ્રાપ્તિ થાય છે તે એ સંસ્થાઓને અર્પણ કરી દે છે

મંડળ પોતાના પુસ્તકાલયો માટે ઉપયોગી દોરવણી આપવા અને પુસ્તકાલય ખાતાના વખતોવખતના સૂચનો પુસ્તકાલયોને પહોંચાડવા પોતાનું એક મુખપત્ર પણ પ્રકટ કરે છે અને તે આ “ પુસ્તકાલય ” માસિક પોતે જ

એના ગ્રાહકો–વાચકો એનાથી સુપરિચિત છે, એટલે એના કામની તુલના વાચકો પર જ છોડી દઇએ છીએ

આ છે મંડળની વિવિધ પ્રવૃત્તિઓ, એ પ્રવૃત્તિઓ એણે પ્રમાણિકતાપૂર્વક, ઓછા મળતરથી, છતાં જરાય ખોટ ખાધા વિના, ઊલટ, સારુ એવું ભંડોળ ભેગુ કરીને ચલાવી પોતાની પ્રતિષ્ઠાને ઉચ્ચગામી બનાવી છે, અને પૂ ગાંધીજીએ કહ્યું

છે તેમ, જેમ નવજીવન સંસ્થાએ વગર ખોટે સારો સદ્ધરતા પ્રાપ્ત કરી છે, તેમ આ મંડળે પણ પ્રમાણિકતા સાથની ઓછા મળતરે પુસ્તકાલયોની વધુ સેવા બજાવી છે.

રજતજયંતી જેવો પ્રસંગ સૌ કોઈને હર્ષનો અને ગૌરવનો વિષય બની રહે એ સ્વાભાવિક છે. અમારે માટે પણ જીવનમા ક્વચિત્ આવતો આ પ્રસંગ હર્ષ અને ગૌરવનો વિષય છે

આજે દાનનો પ્રવાહ આજના યુગને અનુરૂપ વિદ્યાદાન તરફ વળ્યો છે: અને એ દાનની વ્યવસ્થા કરનારા અલ્પસંખ્ય છે. એ અલ્પસંખ્યામા મંડળનુ સ્થાન વિશિષ્ટ છે પુસ્તકાલયોને મદદરૂપ થવા દાતાઓ જે રકમો આપે છે તે મંડળને ન્યાસ તરીકે સોંપાય છે, અને મંડળ તેનો યોગ્ય વહીવટ કરી જે તે પુસ્તકાલયોને તેની રકમ પહોંચાડે છે વા તેની અન્ય શરતો પ્રમાણે તેનો અમલ બજાવે છે

આજે જ્યારે વડોદરાનું મુંબઈ પ્રાંત સાથે વિલીનીકરણ થાય છે ત્યારે, સરકાર હસ્તકના વિદ્યાપ્રચાર કે પુસ્તકપ્રચાર-પ્રકાશનને લગતા જે ન્યાસો હોય તે, જનતાના લાભાર્થે મંડળને સોંપાશે તો તે વધુ દીપી નીકળશે સરકારી પદ્ધતિએ કરાતા વહીવટની દૃષ્ટિએ આવી જાહેર સદ્ધર સંસ્થાને એ ન્યાસો સોંપાય તો તે વધુ કાર્યશીલ અને પ્રગતિગામી બનશે તેમા પણ સયાજી સાહિત્યમાળા અને બાલજ્ઞાનમાળા જેવા ટ્રસ્ટો જો આ મંડળને સોંપવામા આવે તો તેના કાર્યદક્ષ કાર્યકર્તાઓ તેને જનતાના અંતરભાગ સુધી પહોંચાડવા કટિબદ્ધ થશે.

આ પ્રસંગે, અમારી પરમનિયંતા પરમાત્મા પ્રત્યે નમ્ર અભ્યર્થના છે કે, છેલ્લા ૨૫ વર્ષમા તેણે પુસ્તકાલયોની સેવા કરવાની જે તક તેને પ્રાપ્ત કરાવી છે તેથી પણ વધુ તકો તે મંડળને આપે, એનો કાર્યવિસ્તાર આજે વડોદરા રાજ્ય અને ગુજરાત સૌરાષ્ટ્ર પૂરતો રહ્યો છે તે ભારતભરમા વિસ્તારી તેને અજોડ સંસ્થા બનાવે

અમારુ આ ભાવિનુ સ્વપ્નુ તે પરમનિયંતા સફળ બનાવો એ જ મહેચ્છાપૂર્વક જયગિરા ગુર્જરી જય હિન્દ

---

## પત્રકારોની વાચકો પ્રત્યેની જવાબદારી

'પત્રકારોને શિરે અખબારોના વાચકોની સેવા કરવાની પણ મહાન ફરજ રહેલી છે તેમણે પોતાના કાર્યમા એટલુ ધ્યાન રાખવુ જોઈએ કે કોઈ પણ હિસાબે ને જોખમે સત્ય જોખમાવુ ન જોઈએ ટીકા કરવાને તમે સ્વતંત્ર છો, પણ હકીકતો તો સદાય શુદ્ધ અને નિર્મળ રહેવી જોઈએ '

# રજત પર્વ પ્રસંગે મંડળ પર ઊતરેલા

## લોકશિક્ષણ માટે બહુ જરૂરી

મુંબઇ, તા ૧૮–૧–૪૯

"આપના મંડળનું કાર્ય લોકશિક્ષણ માટે બહુ જરૂરી છે અને તેને હું સફળતા ઇચ્છું છું"

ગ. વા. માવલંકર

*

* *

હિંદી પાર્લામેન્ટના પ્રમુખ

૨૬, રીજ રોડ, મલબાર હીલ

મુંબઈ, તા ૮–૧–'૪૯

"પ્રિય ભાઇ અમીન,

તમારો પત્ર મળ્યો * * મહોત્સવને પ્રસંગે મારી શુભેચ્છાઓ સ્વીકારશો"

ક મુનશી

*

* *

(કનૈયાલાલ મા મુનશી)

26, Ridge Road, Bombay 6

January 8, 1949

Dear Mr Amin,

I am glad to know that your Pustakalaya Mandal is finishing its 25th year, and you are celebrating the Silver Jubilee

I wish the function every success

Yours Sincerely,

Lilavati Munshi

*

* *

## ગરવી ગુજરાત માટે ગૌરવ

"પુસ્તકાલય સહાયક સહકારી મંડળ ૨૫ વર્ષ પૂરાં કરે છે એ ગરવી ગૂજરાતને માટે એક ગૌરવનો વિષય છે આપની આ સંસ્થા વધુ ને વધુ પ્રગતિ કરો અને સમગ્ર મહાગૂજરાતની વધુ ને વધુ સેવા કરો" * —શામળદાસ ગાંધી

## આઝાદ પ્રજાનું પુસ્તકાલય

"છેલ્લા પચ્ચીસ વર્ષનું સાહિત્ય એટલે ગાંધીયુગનું સાહિત્ય જે પુસ્તકોમાંથી પ્રજાને પ્રેરણા મળે, પોતાની ઉન્નતિ સાધવાનું બળ મળે તે સાચાં પુસ્તકો છે

"આજે તો પુસ્તકો પ્રજાને પ્રેરણા મળે એ માટે નથી લખાતા, પણ કેવળ ધંધા અર્થે મોટે ભાગે લખવામાં આવે છે તેમાં મૌલિકતા હોતી નથી, પણ એવું લખાણ હોય છે અનુભવજ્ઞાન બહુ ઓછું હોય છે.

"હવે એવું સાહિત્ય નહિ ચાલે આઝાદ પ્રજાનું પુસ્તકાલય, આઝાદીની પ્રેરણા પીધેલું જોઇશે એવું સાહિત્ય બહાર પાડવાનો તમે પ્રયત્ન કર્યો છે અને કરશો ગૂજરાતી સાહિત્ય નૂતન ગૂજરાતના ઘડતરમાં ફાળો આપે એ માટે એવા પુસ્તકોની પસંદગી કરીને પ્રસિદ્ધ કરવાની પુસ્તકાલયમાંથી પ્રેરણા મળે એવી મારી આશા છે"

રવિશંકર વ્યાસ

(રવિશંકર મહારાજ)

# વિવિધ વ્યકિતઓના શુભાશીર્વાદો

## આશીર્વાદ વર્ષાવો

"ખરેખર, પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ ને રજતમહોત્સવ જેવું પર્વ ઉજવવાનું ભાગ્ય પ્રાપ્ત થયું હોય તો તેનો યશ સર્વાંશે સ્વર્ગસ્થ શ્રી મોતીભાઇ નરસિંહભાઇ અમીનની સ્નેહભરેલી વ્યવસ્થાશક્તિને આભારી છે તેઓની નજરે કોઇપણ લોકોપયોગી સંસ્થાને સદા જીવંત રાખવી હોય તો તેમાં આર્થિક હિસ્સો—અને તેની સાથે તેવી સંસ્થાઓ ચલાવવાની જવાબદારી—મોટા ભાગે જનતાની પોતાની હોવી જોઇએ



શ્રી મગનભાઈ શ. પટેલ
મહેસૂલી પ્રધાન વડોદરા રાજ્ય

"એ સિદ્ધાંત અનુસાર તેઓએ જે કોઇ પ્રવૃત્તિ ઉપાડી હતી તે તમામ તરફ આપણે નજર કરીશું તો જણાશે કે, ભલે સરકાર તરફથી તેવી સંસ્થાઓને આર્થિક સહાય મળેલી, પણ લોકોનો તેમાં સર્વ પ્રકારનો પૂરો હિસ્સો હતો

"આ સંસ્થા પણ તેનું એક પ્રતીક છે વડોદરા રાજ્યના તમામ પુસ્તકાલયો એકસરખી રીતે ચાલે તે માટે તેના કાર્યકર્તાઓને બજેટ વગેરે કાર્ય કરવા માટે તાલિમ આપવાની વ્યવસ્થા—તેના ફંડમાં સચવાઇ રહે, તેના ઉત્પન્નનો વ્યવસ્થિત ઉપયોગ થાય, તેમ જ તેને સરળતાથી પુસ્તકો અને વર્તમાન પત્રો મેળવવાની વ્યવસ્થામાં ફાયદો થાય—એકધારું કામ ચાલે અને પ્રવૃત્તિ ખીલે—એ રીતે કામ કરે છે

"આજે એજ કાર્યદક્ષતાને લીધે આજનો પ્રસંગ ઉજવીએ છીએ

"હવે વડોદરા રાજ્ય મુંબઇ ઇલાકામાં ભળી જતું હોવાથી આપણું આ કામ સમસ્ત ગુજરાતનું થાય છે અને આપણને પૂરી શ્રદ્ધા છે કે, એ મહાપુરુષે આપણને જે માર્ગ બતાવ્યો છે તે માર્ગે ચાલીને સમસ્ત ગુજરાતનું કામ ઉપાડી શકીશું

"આ પ્રસંગે આ સંસ્થાના પિતા શ્રી મોતીભાઇ નરસિંહભાઈ અમીનને શ્રદ્ધાંજલિ અર્પણ કરી પ્રભુ પ્રત્યે પ્રાર્થું છું કે, આ સંસ્થા પર તેના આશીર્વાદ વર્ષાવે"

—શ્રી મગનભાઇ શ. પટેલ
(મહેસુલી પ્રધાન—વડોદરા રાજ્ય)

*
**

## હિંદભરમાં એકજ સંસ્થા

વડોદરા રાજ્યમાં પુસ્તકાલયોની યોજનાનો વિકાસ થતાની સાથે જ પુસ્તકાલયો માટે પુસ્તકો, કબાટો, પેટીઓ વગેરે સાધનો પૂરાં પાડવાની, વર્ષોવર્ષના પુસ્તકાલયોના બજેટ માટેની નાણાંની અનામતોને નફાકારક અને સુરક્ષિત રીતે રોકવાની અને વખતોવખત વર્તમાનપત્રો વગેરેના લવાજમો મુદત અંદર ભરવાની મુશ્કેલીઓ રાજ્યમાં સર્વ સ્થળે અનુભવાવા લાગી એ મુશ્કેલીઓના સૌથી સરળ અને સંગીન ઉપાય તરીકે જ સંસ્થાઓના કુદરતી વિકાસક્રમને અનુરૂપ બને એ રીતે જ શ્રી પુસ્તકાલય સહાયક સહકારી મંડળી લિ. ની સ્થાપના થઇ છે



શ્રી. છગનભાઈ ડી પટેલ
સહકારી અધિકારી

આવા ઉદ્દેશો અને પદ્ધતિ પ્રમાણે સહકાર્યના સિદ્ધાંતો મુજબ સ્થાપન થઇ કામ કરતી સંસ્થા હિંદભરમાં આ એક જ છે. એની સ્થાપનાને હવે પચીસ વર્ષ પૂરાં થાય છે આ વર્ષના ગાળામાં આ સંસ્થાએ ધારાધોરણોની મર્યાદમાં રહીને રાજ્યના પુસ્તકાલયોની અદ્વિતીય સેવા કરી છે આ સમયમાં સંસ્થાને અનેક મુશ્કેલીઓનો સામનો કરવો પડયો છે, કેટલીક આકરી કસોટીઓમાંથી પણ સંસ્થાને પસાર થવું પડયું છે, એવી કેટલીક મુશ્કેલીઓ વિષે મને અંગત માહિતી પણ છે એ બધું વિચારતા સંસ્થાએ હાલ સુધીમાં સાધેલી પ્રગતિ, નાણાંકીય સદ્ધરતા, અજોડ હિસાબપદ્ધતિની રચના અને નિયમિત પદ્ધતસરનો વહેવાર આવી પ્રવૃત્તિ ચલાવતી સંસ્થાઓને માટે ખરેખર અનુકરણીય છે. સંસ્થા એની પચીસ વર્ષની સેવાને અંતે રજતમહોત્સવ ઉજવે છે તે યોગ્ય જ છે. એના ઉત્સવના આ મંગળ પ્રસંગે સંસ્થાને અને એના કાર્યકર્તાઓને અભિનંદન આપું છું, અને સંસ્થા ઉત્તરોત્તર અનેકવિધ પ્રવૃત્તિઓ હાથ ધરે અને દેશભરમાં એનું અનુકરણ થાય એવું ઇચ્છું છું.

—છગનભાઈ પટેલ
(સહકારી અધિકારી)

## સહકારી ધોરણે પુસ્તકાલયપ્રવૃત્તિ

“પુસ્તકાલય સહાયક સહકારી મંડળ પચીસ વર્ષ પૂરાં કરે છે એ ગુજરાતની પુસ્તકાલય પ્રવૃત્તિના ઇતિહાસમાં ઉલ્લેખનીય અને મહત્ત્વનો પ્રસંગ છે સહકારપદ્ધતિએ પુસ્તકાલયપ્રવૃત્તિ ચલાવવા અને વિકસાવવાના વિષયમાં આપણે હજી બહુજ પછાત છીએ. એ પદ્ધતિના અનેકાનેક લાભ હજી આપણી નજરમાં જ નથી આવ્યા એવી સ્થિતિમાં પુસ્તકાલય મંડળ જેવી સંસ્થા પચીસ વર્ષ સુધી સ્થિરતાપૂર્વક કામ કરી શકી એ તેને માટે ગૌરવનો વિષય છે ગુજરાતમાં સહકારી ધોરણે પુસ્તકાલયપ્રવૃત્તિનો પાયો નાખવામાં અને એ પાયાના ચણતરમાં પુસ્તકાલય મંડળનો ફાળો બહુ મોટો છે, એ નિર્વિવાદ હકીકત છે આ શુભ પ્રસંગે સંસ્થાને મારા હાર્દિક અભિનંદન પાઠવું છું અને તેની ઉત્તરોત્તર પ્રગતિ માટે પ્રભુને પ્રાર્થું છું

—ચાપશી વિ ઉદેશી
તંત્રી “નવચેતન”

*

* *

## હાર્દિક શુભેચ્છા

"લોકશાસનના" આ જમાનામાં પ્રજાએ બરાબર કેળવાવું જોઇએ. શિક્ષણ-સંસ્કાર વગરની કોઈ પણ પ્રજા કોઇ પણ જાતના અધિકાર વા હક્કને પાત્ર ન ગણાય.' આવી સદ્‌ભાવનાથી પ્રેરાઇ કે શ્રીમંત સયાજીરાવ મહારાજા સાહેબે, હિંદભરમાં પહેલો એવો પ્રાથમિક શિક્ષણને ફરજિયાત કરતો કાયદો ઘડ્યો અને તેનો અમલ કરાવ્યો તે પછી 'પુસ્તકાલયના સાધન વગરની પ્રાથમિક કેળવણી સફળ ન નીવડી શકે'—એ બીજું સત્ય તેઓની ધ્યાનમાં આવ્યું તેની સાથે જ ઇ સ ૧૯૧૦-૧૧ ની સાલમાં તેઓ શ્રીમંતે પોતાના રાજ્યમાં સ્વતંત્ર પુસ્તકાલય ખાતું ઉઘડાવી તે દ્વારા રાજ્યભરમાં પુસ્તકાલયો અને વાચનાલયોની વ્યવસ્થા કરવા માંડી 'જ્યાં શાળા ત્યાં પુસ્તકાલય' ની રાજનીતિ સ્વીકારી તેને સક્રિય કરી બતાવવાની યોજના હાથ ધરી શ્રીમંત સરકારની એ દીર્ઘ દૃષ્ટિ ભરી રાજનીતિ આજ લગી ચાલુ રહી છે પરિણામે, "શાળા ત્યાં પુસ્તકાલય" નો સિદ્ધાંત આજે લગભગ પરિપૂર્ણ બન્યો છે.



શ્રી મોતીલાલ છો દેસાઈ
પ્રમુખ વ રા પુ મંડળ

પુસ્તકાલય ખાતાના આ દિશાના પ્રયત્નમાં વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ, અને પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ નામની બે સંસ્થાએ સારો ભાગ ભજવ્યો છે વર્ષેવર્ષે નવીન પુસ્તકાલયો ઉઘડાવવા માટે જરૂરી પ્રચારકાર્ય કરવું, સ્થાનિક કાર્યકરોને જરૂરી માર્ગ-દર્શન આપવું, જૂના પુસ્તકાલય-વાચનાલયોની તપાસણી કરી તેમને સુવ્યવસ્થિત બનાવવા, વાચનપ્રચાર વધારવો, પરિષદો તેમ જ તાલીમવર્ગો ભરી કાર્યકરોના ઉત્સાહને વેગ આપવો તથા આમજનતાને પુ પ્રવૃત્તિમાં રસ લેતી કરવી—એ વગેરે કામગીરી વડોદરા રા પુ મંડળ બજાવે છે, ત્યારે પુસ્તકાલયને ઉપયોગી સાહિત્ય, જેવું કે-સામયિકો, પુસ્તકો, શિલકીસામાન, દફતરી નમુનાઓ વગેરે કિફાયત દરે પૂરું પાડવું, લોકમદદ તેમ જ સરકાર-પંચાયત મદદના હિસાબ રાખવા તથા કાયમ ફંડનાં ભંડોળો સુરક્ષિત રાખી યોગ્ય વ્યાજ ઉપજાવી આપવું, એ કામગીરી પુ સ સં. મંડળ લિ. નો સંસ્થા બજાવે છે પુ સ સ મંડળની આ કામગીરીથી વડોદરા રાજ્યની પુ પ્રવૃત્તિનું તંત્ર એકધારું, સતત અને હિસાબ કિતાબની બાબતમાં ચોક્કસ બની શક્યું છે. સહકારી મંડળની આ કામગીરી બહુ જ કિંમતી હોઇ સહકારપ્રવૃત્તિના ક્ષેત્રમાં એક નમૂનેદાર આદર્શ પૂરો પાડે છે, એમ એ મંડળની કાર્યપદ્ધતિનો અભ્યાસ કરનાર હરકોઇને લાગ્યા વગર નહિ રહે

પુસ્તકાલયપ્રવૃત્તિના ક્ષેત્રની આવી ઉપયોગી સંસ્થા પોતાના જીવનની પચ્ચીસી સફળતા-પૂર્વક વટાવીને પોતાનો રૌપ્ય મહોત્સવ ઉજવે, એ સ્થિતિ પુસ્તકાલય પ્રવૃત્તિના તેમ જ સહકાર પ્રવૃત્તિના હિમાયતીઓ તેમ જ કાર્યકરો માટે ગૌરવનો જ વિષય ગણાય

પ્રભુ આવી ઉપકારક સંસ્થાને લાંબુ જીવન અર્પો અને આજના લોકશાહી જમાનામાં કે જ્યારે પુસ્તકાલયપ્રવૃત્તિ વિકસવાનો પૂરો સંભવ છે, તેવે વખતે વડોદરા સરકાર આ પ્રજાકીય તત્ત્વવાળી બન્ને સંસ્થાઓનો યથાયોગ્ય ઉપયોગ કરી ગંજાવરમાં પ્રજાકલ્યાણની ભાવનાવાળી પુસ્તકાલયપ્રવૃત્તિને દૃઢમૂળ બનાવે, એવી મારી હાર્દિક શુભેચ્છા છે.

* મોતીલાલ છો. દેસાઈ.

** પ્રમુખ. વ. રા પુ મંડળ

## ભારે સેવા કરી છે.

"શ્રી મોતીભાઈ સાહેબે વડોદરા રાજ્યમાં અને ચરોતરમાં પુસ્તકાલયપ્રવૃત્તિનો ફેલાવો કરીને આપણા સમાજની ભારે સેવા કરી છે એ પ્રવૃત્તિના ફળરૂપે જ આ મંડળ વિકસ્યું સ્વ મોતીભાઈ સાહેબે જે ઉચ્ચ આશય નજર સમક્ષ રાખીને એમના જીવનકાળ દરમિયાન સેવા કરી એ જ ઉચ્ચ આશયને સતત નજર સમક્ષ રાખીને મંડળે આજ સુધી કરી છે એથી પણ અનેકગણી સેવા કરે એવું હું તો ઇચ્છું. "

"પ્રૌઢશિક્ષણ કહો કે સમાજશિક્ષણ કહો એમાં પુસ્તકાલયપ્રવૃત્તિનો બહુ મહત્ત્વનો હિસ્સો છે આપણે આપણા સમાજમાં અને રાજકારણમાં જે લોકશાહી દાખલ કરવા માગીએ છીએ એ પ્રજાની સમજશક્તિ અને જ્ઞાન વધે તો જ શક્ય બને એમ છે આપનું મંડળ એ કાર્ય કરવામાં હરહમેશ જાગ્રત અને કાર્યશીલ રહો એ જ શુભેચ્છા."

—બબલભાઇ મહેતા

## બે વસ્તુનો સુમેળ

"છેલ્લાં પચીસ વર્ષમાં પુસ્તકાલય મંડળે જે કાર્ય કર્યું છે તે અભિનંદનને પાત્ર છે. "આપણાં ગામડાંઓમાં હજી યોગ્ય પ્રમાણમાં વાચન પ્રત્યે અભિરુચિ પેદા થઇ નથી. પુસ્તકાલય મંડળ તથા અભ્યાસીઓએ હવે એ દિશામાં કામ કરવાની જરૂર છે. સારાં પુસ્તકોથી સમૃદ્ધ ગ્રંથાલયો અને પ્રજામાં વાચનની અભિરુચિ, એ બેનો જે સુમેળ થશે તો આ પ્રવૃત્તિ જરૂર પ્રજાને ઉપયોગી થશે."

—જયવતીબેન દેસાઇ

*
**

## વિશિષ્ટ જ્ઞાનપ્રચારની સેવા

"મંડળની રજતજયંતી પ્રસંગે, એની વિશિષ્ટ જ્ઞાનપ્રચારની સેવા માટે, મારી અંતઃકરણપૂર્વકની શુભેચ્છા પાઠવું છું તે આ નવા યુગમાં આપણા દેશની ઉત્તમ પરંપરા અનુસાર સેવા કરે એવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે "

* —વિજયરાય ક વૈદ્ય

** તંત્રી "માનસી"

તા ૩૧-૧-૧૯૪૯

પુસ્તકાલય મંડળના રજત મહોત્સવના સ્મરણીય શુભ પ્રસંગે ગુજરાતી ભાષાના આ અત્યંત અનોખી ઢબના માસિકને દીર્ઘાયુષ્ય અને અખંડ આબાદી હજુ વધારે પ્રાપ્ત થાઓ એ જ મારી પ્રભુ પ્રત્યે સહૃદય પ્રાર્થના છે

" પુસ્તકાલય " માસિકની સાહિત્યસેવા અનુપમ અને અનોખી છે મૂગે મોએ અત્યંત ઉપયોગી સેવા બજાવવામા આ પત્ર આગળની હરોલમા ઊભું રહી શકે એમ છે.

—રમણલાલ ના શાહ
તંત્રી " બાલજીવન "

*
**

## ખરેખર સહાય આપી છે.

શ્રીયુત વાઘજીભાઈ અમીન,

"પુસ્તકાલય સ સ મંડળની રજતજયંતી ઉજવવાની છે એ જાણી ઘણો આનંદ થયો સ્વ મોતીભાઈ સાહેબે જે અનેક ઉપયોગી સંસ્થાઓને જન્મ આપ્યો છે તેમાંની આ પણ ઘણી ઉપયોગી સંસ્થા છે છેલ્લા પચીસ વર્ષની કારકિર્દીમાં આ સંસ્થાએ રાજ્યનાં પુસ્તકાલયોને ખરેખર " સહાય " આપી છે, એમાં શક નથી. કોઇપણ જાતની અઘટિત ધમાલ કર્યા સિવાય આ સંસ્થા જે સંગીન અને સરસ કાર્ય કરી રહી છે તે માટે તેને મગરૂબી લેવાને કારણ છે ભવિષ્યમાં પણ આ સંસ્થા રાજ્યનાં તેમ જ રાજ્ય બહારનાં પુસ્તકાલયોને સહાયક નીવડી કેળવણીના કાર્યમાં સંગીન ફાળો આપે એમ ઇચ્છુ છુ.

લિ.
નાનાલાલ ના શાહ એમ એ
પ્રિન્સિપલ-ઓફ મેમોરિયલ હાઈ સ્કૂલ

*
**

---

### ઉત્સવો કે સમાજનાં કાવ્યો

મૂળે જગત તથા જીવનની સર્જન અને પોષક-પ્રત્યેક ક્રિયામા લાલિત્ય છે એ લાલિત્ય કાવ્ય છે એવી ક્રિયા-પરંપરાની એકરૂપતા તે કવિતા છે એવી ક્રિયા સમજીને કે અણસમજથી કરે તે કવિ છે, પરંતુ એ કવિ જીવનનો મૂક કવિ છે-જ્યારે એ ક્રિયાઓને હૃદયપૂર્વકના ભાવથી સ્વકીય કલ્પનાથી શબ્દમા ઉતારે તે સાહિત્યકાર છે-કવિતામા ઉતારે તે કવિ છે

સામાજિક ઉત્સવો ક્રિયા-પરંપરા દ્વારા જીવનના પોષક છે માટે તેઓ મૂક કાવ્યો છે વસંતોત્સવમા આમ્ર-પૂજન એ કાવ્ય છે યજ્ઞ એ કાવ્ય છે લગ્ન કાવ્ય છે વેલને પાણી પાતી શકુન્તલા-એ ક્રિયામા કવિતા છે, એ સૌને સરસપણે ગાનાર કે છંદોબદ્ધ રચનામા સાક્ષાત કરાવનાર કવિ છે.

જગતના વિકાસક્રમની ત્રીજી પ્રલય-ક્રિયા વળી મહાકાવ્ય છે સમાજનો મહાયજ્ઞ એવું મહાકાવ્ય છે, કેમકે યજ્ઞ તે જીવનની સર્જન અને પોષક એવી સુંદર પ્રલયક્રિયા છે રામાયણ મહાભારત અને ઇલિયડ આ રીતે જ મહાકાવ્યો છે અને એમના કર્તાઓ મહાકવિ છે.

(" અતિથિ " માંથી )

# જોઈએ છે તત્વચિંતક

માનનીય શ્રી ચુનીલાલ પુ શાહ
નાયબ દીવાન, વડોદરા રાજ્ય

વર્ષો થયાં પુસ્તકાલય સ. મ મંડળ લિ ના અધ્યક્ષસ્થાને રહી વખતો-વખત તેના કાર્યમાં દોરવણી અને પ્રેરણા પ્રેરનાર, અને મંડળના હિતાહિત પ્રત્યે સતત ચોકીપહેરો રાખનાર મંડળના સુકાની અને વડોદરા રાજ્યના ઉદ્યોગ અને કામગાર પ્રધાન શ્રી ચુનીભાઈ શાહ મંડળ માટે સતત ચિંતન કરનાર એક પ્રખર સેવકે હવે આ કામ માટે તત્પર થવું જોઈએ. એવી હાકલ કરે છે.

રજતજયંતી અંક માટે મારી પાસે લેખ માગ્યો મારે શું લખવું ? સંસ્થાનો જન્મ થયો ત્યારનો મારો સંબંધ—પૂ. મોતીભાઈ કમાટીબાગ પાસેના એમના મકાનમાં મને સમજાવતા હતા તે દૃશ્ય આજે પણ યાદ આવે છે અને પૂ મોતીભાઈનું આ બાળક-આપણે ઉછેર્યું. અમોએ એમાં સહાય કરી-આજે એ બાળક પચીસ વર્ષનું થયું અને તેથી દિલને સહેજ આનંદ થાય, એ સ્વાભાવિક છે.



માનનીય શ્રી ચુનીલાલ પુ શાહ
કામદાર પ્રધાન વડોદરા રાજ્ય

આ મંડળ પાસે અનેક આશાઓ રખાઈ હશે તેમાં કદાચ ફતેહમંદ નહિ થયા હોઈએ, છતાં તેણે પચીસ વર્ષનું વય વટાવ્યું છે વડોદરા રાજ્યમાં આ સંસ્થા અનેરી છે—મુંબાઈ ઈલાકામાં પણ નહિ હોય—આ સંસ્થા વિવિધ પ્રકારનું સાહિત્ય પૂરું પાડે સરકાર પ્રેરે અને રાજ્યમાં પુસ્તકાલયો વ્યવસ્થિત ચાલે તેવી વ્યવસ્થા કરે એણે એટલું કામ કર્યું છે અને તે સહકારથી

આવી સંસ્થાઓનો વિકાસ થઈ શકે—આવી સંસ્થાઓને મકાન હોય—આવી સંસ્થા પાસે પ્રેસ હોય અને આવી સંસ્થા ગુજરાતના સાહિત્યકારોને આગળ આવવામાં મદદ કરી શકે. સારા સાહિત્યકારોની મહેનત ફળીભૂત થાય એમ કરે, લખવામાં ઉત્તેજન આપે, તેમ જ સારા અને જુદા જુદા વિષયોને લગતાં પુસ્તકો વાચનરસિકોને પૂરાં પાડે એટલું જ નહિ પણ સમજાવે કે વધુ પુસ્તકો આવી રહ્યા છે આવી આવી સેવાઓ માગવાનો પ્રજાને હક છે મંડળ હાલ તે સંપૂર્ણપણે નથી આપી શકાઈ તે વાત સાચી છે. તેમ છતાં તે માટે તત્પરતા તો છે જ અને તે કોઈક દિવસે સફળ થશે એમ આશા રાખીએ

અમારાં ઉપર્યુક્ત સ્વપ્નોની સિદ્ધિ કેમ થતી નથી, એ પ્રશ્ન ઉપજે છે ધંધામાં ખોટ ન આવે તેવી કાળજી રાખવામાં આવે છે પુસ્તકો બરોબર જાય, પેપરો વખતસર મળતા રહે, કાયમ ફંડ



**શ્રીમંત પ્રતાપસિંહ મહારાજ**

જેમના ઉદાર રાજ્યકાળ દરમિયાન પુસ્તકાલયપ્રવૃત્તિને પોષણ મળ્યું

" પુસ્તકાલય "



કર્તવ્યપરાયણ મહાપુરુષ

સ્વ. શ્રી મોતીભાઈ અમીન

સુરક્ષિત રહે–પુસ્તકાલયોને વેળાસરબધી સગવડ મળે–એ બધુ થાય છે અને તે આજના જમાનામા ધારવામા આવે તે કરતા ઘણુ છે, પણ એથીય કંઈક વધુ કરવાને માટે એક તત્ત્વચિંતકની જરૂર છે એ઼ોઠા બેઠા તે વિચાર કરે અને તે વિચાર સમજાવીને બીજાઓને દોરે અને કામ કરે સ્વ મોતીભાઇ એકલા હતા, પણ એ વિચારક હતા, તત્ત્વજ્ઞાની હતા અને ઝીણી ઝીણી પણ વિગતોમાં ઊતરીને અમલમા મૂકનાર હતા વર્ષો પહેલા તેમની મિત્રમંડળ લાયબ્રેરીની યોજના જોઇશ્રીમંત મહારાજા સાહેબે પુસ્તકાલયવિકાસનુ કાર્ય સોંપેલુ–આજે તે દીપી રહ્યુ છે બીજે સ્થળેપણ માણસો હશે, પૈસા હશે. અને પુસ્તકાલયો માટેની ઉત્સુકતા હશે, પણ નથી એની પાછળનુ તત્ત્વચિંતન–વડોદરા રાજ્યમા તેમણે કામ કર્યું અને પુસ્તકાલયના ક્ષેત્રમા વડોદરાને મોખરે મૂક્યુ. એ વધુ વર્ષો જીવ્યા હોત તો આ પુસ્તકાલય સહાયક સહકારી મંડળને એક મધ્યસ્થ કેન્દ્ર બનાવત–અને તેની મારફત આમજનતાને સાચુ અને ચારિત્ર્યવાન સાહિત્ય પીરસી–સારા સાહિત્યકારોને આ કેન્દ્રના તારકો બનાવ્યા હોત ગુજરાતના સાહિત્યમા વધારે જોમ, વધારે શક્તિ અને તાકાત આવે તેમ તે કરત વિકાસ પામેલો આત્મા આજે આ પ્રવૃત્તિની આસપાસ નથી અને તેથી તેનુ કામ મર્યાદિત બન્યુ છે તેના વ્યવસ્થાપકો કામ કરે છે પોતાના ગુરુના કામમાં અડચણ ન આવે તે બાબત તે સચેત રહે છે ગુરુના કામની તે ચોકીદારી કરે છે પેઢીની પ્રતિષ્ઠા જાળવી રાખે છે પણ ગુરુ કરતા સવાયુ કરવાની અમારામા તાકાત નથી, તેમ જ તેને માટે એકલક્ષ (Concentrate) કરવાની શક્તિ નથી પૂજ્ય મોતીભાઇની દૃષ્ટિ આગળ હરહમેશ પુસ્તકાલય રહેલુ હતુ અને તેનો ઉપયોગ આજની આઝાદીના યુગમા વધારે સમજાય છે આપણે ઇચ્છીએ ખરા પણ તે ઇચ્છાજ અને તેથી કંઈક નિરાશા

અમે તો પહરેગીર છીએ, અમે સંભાળનારા છીએ, પણ તેનામા પ્રાણ પૂરનાર, આ સંસ્થાના સંચાલનમાં, તેની શક્તિથી ગુજરાતને હચમચાવી નાખનાર બીજો કોઈ જોઇએ છીએ–એ આવશે ત્યાં સુધી સંભાળી રાખીશુ.

પચીસ વર્ષે જો આપણે એક એવો તત્ત્વચિંતક મેળવી શકીશુ તો આપણે આપણા જાતને ધન્ય ગણીશુ.

---

## ગુજરાતની એકતા

આજે ફરી એકવાર ગુજરાતના ઇતિહાસમા મહત્ત્વનો પલટો આવી રહ્યો છે લગભગ સોળમીસદીની અધવચમાં ગુજરાતનું રાજકીય સ્વાતંત્ર્ય નાશ પામ્યુ હતુ આ ચાર સદીઓમાં ગુજરાત છિન્નભિન્ન થઇ ગએલુ. આજે હિંદના સ્વાતંત્ર્યની સાથે સાથે ગુજરાત ફરી એકતા અનુભવતું થયુ છે એના અનેક ટુકડા સંધાઇ જઈને હવે ફક્ત કચ્છ, સૌરાષ્ટ્ર, ગુજરાત અને વડોદરાના ચાર જ વિભાગોમાં ગુજરાત વહેંચાયલુ છે કદાચ આ ટુકડા પણ સંધાઇ જઇને ગુજરાત એક અને અખંડ બનીને હિંદનો એક ગૌરવસ્પર્શી ભાગ બની રહે તેવી બધી જ શક્યતાઓ આજે તો ઊભી થઇ છે

# પુસ્તકાલય સહાયક સહકારી

**પુસ્તકાલયોનો ઉદ્દેશ**

પોતાના રાજ્યમાં પ્રાથમિક શિક્ષણ ફરજિયાત કરવાનું માન હિન્દભરમાં કોઇ પણ રાજ્ય મેળવી જતું હોય તો તે વડોદરા રાજ્ય છે, અને જનતા ભણેલું ભૂલી ન જાય તે માટેના પ્રયત્નો કરવાનો યશ પણ વડોદરા રાજ્યને મળે છે પોતાની પ્રજા ભણેલું ભૂલી ન જાય અને તેણે મેળવેલું જ્ઞાન સદા કાયમ રાખી તેમાં તે ઉત્તરોત્તર વિકાસ સાધી શકે તે માટે વડોદરા રાજ્યે તેનાં ઘણાખરા ગામોમા પુસ્તકાલયોની સ્થાપના કરી છે



પુસ્તકાલયોની સ્થાપના કરવી એ જ અગત્યનું કામ નથી પુસ્તકાલયો સ્થપાયા પછી તે લોકોના જીવન ઉન્નત બનાવવા ઉપયોગી કામ કરતા રહે તેવી વ્યવસ્થા કરવી એ પણ એટલું જ અગત્યનું કામ છે. એમ ન થાય તો દેશમા ગામડે ગામડે થયેલાં નાના મંદિરો અને દેરીઓ જેમ જીર્ણ અને મૃતપ્રાય થઇ ગયા છે, તેમ પુસ્તકાલયોનું પણ બને તે ઉપરાંત પુસ્તકાલયો જ્ઞાનની પરબો છે, પરંતુ તેના સંચાલનમાં યોગ્ય કાળજી ન લેવાય તો તે દ્વારા જનતાનું ચારિત્ર્ય બગડે એવા બદબોભર્યા સાહિત્યનો ફેલાવો થાય અને લોકોના ભલા માટે સ્થપાયેલાં પુસ્તકાલયો જ લોકોમા અનીતિના વિચારોનો રોગ ફેલાવનાર કેન્દ્રો બની જાય અગર સ્વાર્થી લોકોની મિલકત

**શ્રી વાઘજીભાઇ ના અમીન**

બની જાય આ બધુ ન બને તે માટે વડોદરા રાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિ ચલાવવા રાજ્યના પુસ્તકાલય ખાતા ઉપરાંત વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ અને પુસ્તકાલય સ. સ. મંડળ સ્થાપવામાં આવ્યાં છે એની સ્થાપનામા તેના મૂળ સ્થાપક સ્વ મોતીભાઇ ન. અમીને કેટલી દૂરંદેશી વાપરેલી તે સમાજહિતની પ્રવૃત્તિઓમાં પડેલા તમામ ભાઇઓએ જાણવા જેવુ છે

સંસ્થાઓ સ્થાપવામા જેટલી ધગશ આપણામાં છે તેટલી ધીરજ અને ખંત તેને સારી રીતે ચાલુ રાખી ઉપયોગી કામગીરી કરતી રહે તે માટેના પગલાં લેવામા આપણે ઘણી વખત દાખવતા નથી પુસ્તકાલય-પ્રવૃત્તિની યોજનામા આ બધુ છે, તે જાણવાથી જનતાને લાભ અને પ્રેરણા મળશે એવી ખાતરી છે

**પ્રવૃત્તિનો વિકાસ**

આખો હિન્દ દેશ જેમ ગામડાંમાં વસેલો છે, તેમ વડોદરા રાજ્યનો ઘણો મોટો વિસ્તાર પણ ગામડાંમાં પથરાયેલો છે. એટલે સ્વાભાવિક રીતે જ ગામડે ગામડે શાળા અને શાળાવાળાં ગામે પુસ્તકાલયની યોજના કૈ. શ્રીમંત સયાજીરાવ મહારાજાએ અમલમાં મૂકેલી તદનુસાર આજે વડોદરા રાજ્યમા તેના લગભગ ૩,૦૦૦ ગામો પૈકી ૧૫૦૦ ગામોમાં

# મંડળ લિમિટેડ વડોદરા.

પુસ્તકાલયો તથા વાચનાલયો સ્થપાઇ ચૂકયા છે ગામલોકો લોકમદદ એકઠી કરે છે. અને એ લોકમદદ જેટલી અથવા કોઇ વાર કંઇક ઓછી રકમ સરકાર તેમ જ પંચાયત એ રકમમાં ઉમેરે છે. આ રકમમાંથી જે તે પુસ્તકાલયોને માટે પુસ્તકો, વર્તમાનપત્રો વગેરે ખરીદવામાં આવે છે

**સંચાલન માટેની જરૂરિયાત**

આ પ્રદેશો ઉપરાંત પુસ્તકાલયો તથા વાચનાલયોની વ્યવસ્થાને વડોદરા રાજ્યના કેળવણી ખાતાના અંગરૂપ એવું એક પુસ્તકાલય ખાતું શી રીતે પહોંચી વળે એ એક કોયડો હતો દિવસે દિવસે રાજ્યમાં પુસ્તકાલયોની સંખ્યા વધતી જતી હતી, અને તેનો વહીવટ પ્રમાણિકપણે ચાલે તે પુસ્તકાલય ખાતાને જોવાનું હતું

**શિક્ષકોની સેવા**

પુસ્તકાલય ખાતાએ આ પુસ્તકાલયો ચલાવવાનું કામ ગામડાની શાળાના શિક્ષકોને સોંપ્યું, અને તેમણે તે સદ્ભાવથી પાર પાડયું છે શિક્ષકોની આ બાબત સંબંધી કાર્યપરાયણતા સર્વત્ર સુવિદિત છે.

**પુસ્તકાલયો અંગેની ઉપયોગી કામગીરી**

સરકાર અને ગ્રામપુસ્તકાલયો વચ્ચે એકધારો સંબંધ રાખી તેમના હિસાબેની તજવીજ રાખે પુસ્તકાલયોને જોઇતા પુસ્તકો પૂરા પાડે, તેમ જ કબાટો, પત્રકોના ફેમ વગેરે પૂરા પાડે તેવી કોઇ સંસ્થા હોય તો કામનો ઘણો જ ભાગ ઉકલી જાય એવી યોજના ઘડવાની ત્યારે જરૂર હતી, અને આવું કામ વ્યકિતને સોંપવામાં આવે તો વ્યકિતના સ્વાર્થ અંગળ પુસ્તકાલયોના હિતને ગૌણ રૂપ અપાવા સંભવ લાગતા તે વખતના પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક સ્વ મોતીભાઇ અમીને પુસ્તકાલયોની જ એક સહકારી સંસ્થા ઊભી કરવાની યોજના કરી આનો મૂળ ઉદ્દેશ પુસ્તકાલયો કાયમને માટે ટકી રહે, તેમની સુવ્યવસ્થા જળવાય તેમ જ તેમની આર્થિક સ્થિતિમાં ઉત્તરોત્તર વધારો થતો જાય તે હતો આ ઉદ્દેશને અંગે જ તેમણે પુસ્તકાલયોના કાયમ ફંડની યોજના કરેલી જે લોકમદદ પુસ્તકાલય માટે ઊભી થાય તેમાંથી દર વર્ષે પુસ્તકાલયના કાયમ ફંડ માટે અડધી રકમ જુદી કાઢવામાં આવતી કેટલાક વર્ષે તો આ રકમ સારી જેવી જમા થતી અને તેને સુરક્ષિત અને સુવ્યવસ્થિત નાખવાનો પ્રશ્ન મંઝવણભર્યો થતો હતો કોઇ ખાનગી વ્યકિતને ત્યાં કે ગામના શાહુકારને ત્યાં આવી રકમ મૂકવામાં આવે તો જતે દહાડે તે વ્યકિત કે શાહુકારની ખરાબ સ્થિતિ આવે તેવે પ્રસંગે અથવા તેના બદદાનત થાય તો તે રકમ જોખમાવાનો પૂરેપુરો સંભવ હતો વળી પુસ્તકાલયનો પ્રમુખ કે મંત્રી શિક્ષક હોવાથી તે ગામના ઝઘડાઓ હોય ત્યારે એવી રકમવાળા સામા પક્ષના માણસ પાસે પુસ્તકાલયના નાણાંની ઉઘરાણી કરે તો ગામમાંના કલેશ-કંકાસનો એ પણ ભોગ થઇ

પડે, અને પરિણામે ગામની પુસ્તકાલય-પ્રવૃત્તિને નુકસાન થવા વખત આવે એટલે જ આવી રકમો ગમે તે ખાનગી ઈસમોને ત્યાં રાખવાને બદલે આ વર્ગની સહકારી મંડળીમાં જમા મૂકવા ઠરાવેલું

**અન્ય માર્ગો અને તેમાં આવતી મુશ્કેલીઓ**

પણ આખા રાજ્યમાં સ્થળેસ્થળે આ વર્ગની સહકારી મંડળીઓ હોય નહિ, એટલે રાજ્યના પાટનગરમાં પુસ્તકાલય ખાતા સાથે સંબંધ ધરાવતી આવી સહકારી મંડળી હોય તો તે પુસ્તકાલયને આશીર્વાદરૂપ નીવડે વળી એવી વ્યક્તિઓની બનેલી સહકારી મંડળી પણ આવી સંસ્થાઓને માટે પ્રસંગવશાત્ ભયરૂપ ખરી જ, કારણ કે આવો ધીરધારનો ધંધો કરનાર મંડળીમાં મંડળીનું કામકાજ કરનારાઓની લાગવગવાળા માણસો હોય તેમને પણ કદાચ ધીરાણ કરવામાં આવતું હોય અને તેના પ્રસંગે મંડળી જોખમમાં આવી પડે તો રાજ્યના પુસ્તકાલયોની મૂડી જોખમમાં આવી પડે આમ સંસ્થાઓની પોતાની-પુસ્તકાલયોની પોતાની જ-જ્યાં પુસ્તકાલયો સભ્યો હોય-સંસ્થાઓ સભ્યો હોય-તેવી સહકારી મંડળી હોય તો આ પુસ્તકાલયોનાં નાણાં જોખમાવાનો સંભવ ઓછો રહે, કારણ કે એમાં કોઈ વ્યક્તિ કે વ્યક્તિઓનો સ્વાર્થ સધાવાનો અતિ અલ્પ જ અવકાશ રહે આમ પુસ્તકાલયોની પોતાની જ સહકારી મંડળી હોય તો તેનાં નાણાં ત્યાં સુરક્ષિત રહી શકે, તેમ જ તેને અન્ય રીતે પણ-પુસ્તકોની ખરીદી વગેરેમાં-ઉપયોગી નીવડે આ પ્રમાણે આવી સંસ્થાની આવશ્યકતા ત્યારે અનિવાર્ય લાગેલી પુસ્તકો ખરીદવામાં પણ શંકાને સ્થાન તો હતું જ, કેમકે બુકસેલર્સ પોતાને મળતા લાભ માટે પુસ્તકાલયોના પ્રધાનો વા મંત્રીઓને કમિશન આપે, વધુ પ્રમાણમાં કમિશન આપે અને એ વધુપડતું કમિશન પુસ્તકાલયના ચોપડે જમા ન થતાં બારોબાર ખવાઈ જવાનો પણ સંભવ રહેતો. આ બધી રીતે સુરક્ષિત રહેવા માટે તેમ જ શિક્ષકો કે જેમને માથે ઇતર સાર્વજનિક કામોનો બોજો હોય તેમને માથેથી આટલું ખરીદીનું કામ હળવું થાય એ ઉદ્દેશથી પણ આ ખરીદ-સંસ્થા-પુસ્તકાલયોની પોતાની સંસ્થા-સ્થાપવાનો વિચાર કરવામાં આવ્યો

**પુસ્તકાલયોના હિસાબની ચોકસાઈની જરૂરિયાત**

પુસ્તકાલયોની લોકમદદ ઉપર સરકાર તથા પંચાયત મદદ મેળવવી, મંજૂર થયેલાં બજેટ પ્રમાણે ખર્ચ કરવું અને પુસ્તકો વગેરેની યોગ્ય ખરીદી કરવી, અને સાથે સાથે તેમના હિસાબો ચોખવટ ભરેલા રહે તે પણ જોવાનું હતું, પુસ્તકાલયોના મંત્રીઓ તો પોતાની રીત મુજબ હિસાબો રાખે વા ન પણ રાખે, એટલે પુસ્તકાલયોના હિસાબોની પૂરેપૂરી ચોકસાઈ ન રહે એ બનવાજોગ ખરું જ. એટલે એ પુસ્તકાલયોના હિસાબો-ચોકસાઈપૂર્વકના હિસાબો પણ આ મંડળ પોતાને ત્યાં રાખે તેવી યોજના વિચારાઈ.

**પુસ્તકાલયોના પુસ્તકોની પસંદગી**

વળી રાજ્યમાં સ્થળે સ્થળે પુસ્તકાલયો સ્થપાય તે જેટલું લાભદાયી છે તેટલું જ તે જોખમભરેલું પણ છે, કેમકે પુસ્તકાલયોમાં સારી પસંદગીનાં પુસ્તકો આવે તો સારો જ્ઞાનનો પ્રચાર વધી જનતાને લાભ થાય. પરંતુ તેમાં પ્રજાના ચારિત્રને ઉતારે તેવાં પુસ્તકો આવે તો તે પ્રજાનું માનસ બગાડે, અને શુભ હેતુથી સ્થપાયેલાં પુસ્તકાલયો પ્રજાને નુકસાન કરી બેસે એટલે પુસ્તકાલયોની સ્થાપનાના

જેટલુ જ મહત્ત્વનુ કામ તેમા સારા પુસ્તકો આવે તેની કાળજી ગખવાનુ છે આ કામ સારી રીતે થઇ શકે તે માટે પણ પુસ્તકાલયોનુ એક મ ડળ સ્થાપવુ જરૂરી હતુ

આ બધાના ઉકેલ માટે ખૂબ દુર દેશીવાળી વિસ્તૃત યોજના વિચારીને ગ્રામપુસ્તકાલયોના વિકાસ અને વહીવટના માર્ગમા આવતી મુશ્કેલીઓના નિવારણાર્થે પુસ્તકાલય ખાતાના તે વખતના મદદનીશ વ્યવસ્થાપક અને આદર્શ કર્મયોગી સ્વ મોતીભાઇ અમીને આ મ ડળની સ્થાપના કરેલી.

ઉપરના ઉદ્દેશોવાળા આ મ ડળમા રાજ્યનાં વા પરરાજ્યનાં પુસ્તકાલયો તથા હરકોઇ વ્યક્તિ સભ્ય તરીકે જોડાઇ શકે તેવી યોજના રાખીને રૂ ૨૫)ના એક શેરવાળી એવી રૂ ૫૦,૦૦૦ ના ભડોળવાળી આ સસ્થાની તેમણે સ્થાપના કરી. આ સસ્થાની સ્થાપનાનો શુભ દિન તા ૩૧ મી માર્ચ ૧૯૨૪

**મ ડળની સ્થાપના**

શરૂઆતમા સહકારી કાયદા પ્રમાણે આ સંસ્થા સ્થાપવા માટેના જરૂરી કાગળો તૈયાર કરી તેને સહકારી નિબધ અન્વયે વડોદરા રાજ્યમા નોધાવી, અને એક પછી એક પુસ્તકાલય આ મંડળના સભ્ય તરીકે નોધાતાં ગયા સસ્થાની ઉપયોગિતા જોતા તેમા વ્યક્તિસભાસદોએ તેમ જ રાજ્ય બહારની પણ કેટલીક સસ્થાઓએ સાથ આપ્યો આમ ૧૯૨૪ ની સાલમા આજથી પચીસ વર્ષ પહેલા આ સસ્થા સરકારમાં કાયદેસર નોધાઇ

**મ ડળને મળેલો સહકાર**

## સસ્થાની પ્રવૃત્તિઓ

આ સસ્થાની પ્રવૃત્તિઓ નીચેના મુખ્ય વિભાગોમા વહેચી દેવામાં આવી છે

### (૧) કાયમ ફંડોનો વહીવટ

રાજ્યમા તમામ પુસ્તકાલયોને તેમના વાર્ષિક બજેટની લોકમદદની નીમે રકમ પોતાના કાયમ ફડમાં જમા મૂકવાની હોય છે રાજ્યનુ દરેક પુસ્તકાલય આ રીતે કાયમ ફ ડ ઊભું કરે છે આજે આ સંસ્થા ૧૬૦૦ પુસ્તકાલયોના કુલ રૂ ૪,૨૦,૭૬૭–૧–૧૧ ના કાયમ ફડોનો વહીવટ કરે છે. દરેક પુસ્તકાલય પોતાના ફડનો વહીવટ કરે તેના કરતાં, આ યોજનાથી થોડા ખર્ચે સારો વહીવટ થઈ શકે છે

### (૨) પુસ્તકાલયો માટેનાં ટ્રસ્ટ ફંડો સ્વીકારવાં

કોઇ વ્યક્તિ પુસ્તકાલય–પ્રવૃત્તિના વિકાસ માટે દાન આપવા તત્પરતા દાખવે પણ તેનો વહીવટ કોણ કરે, એ પણ એક મુશ્કેલ પ્રશ્ન હતો એ પ્રશ્નનાં ઉકેલ માટે આ સસ્થાએ પુસ્તકાલયો માટેનાં ટ્રસ્ટ ફડો સ્વીકારવાનુ ઠરાવેલુ છે આ યોજનાથી દાન કરનારને વિશ્વાસ ઊભો થાય છે અને સારા દાન મળતા રહે છે આજ સુધીમાં આ મ ડળને આ રીતે સોપાયેલા ૮૯ ટ્રસ્ટ ફડોની કુલ રકમ રૂ ૩૪,૩૩૫–૨–૧૧ થાય છે

### (૩) પુસ્તકો પૂરાં પાડવાનું કામ

– દરેક પુસ્તકાલયને પોતાની મેળે સ્વતત્રપણે પુસ્તકો ખરીદવાનુ કામ સોપવામા

આવે તે કોઇ રીતે ઇષ્ટ નથી. ક્યાં પુસ્તકો ખરીદવા જેવા છે, તે ક્યાં મળે છે અને તેની ઉપર શું કમિશન અપાય છે ઇત્યાદિ માહિતી દરેક પુસ્તકાલયના કાર્યકરને ન હોય એ સ્વાભાવિક છે, અને હોય તોપણ દરેકને પોતાને જોઇતા પુસ્તકો ઓછા ખર્ચે મેળવવાં એ મુશ્કેલ છે. આ રીતે પુસ્તકાલયોમાં પુસ્તકો ખરીદવાની બાબતમાં પૂરતી ચોકી અને દોરવણીની જરૂર રહે જ. તે ન હોય તો પુસ્તકાલયોમાં અશિષ્ટ સાહિત્ય પેસી જાય, અને લોકોના સંસ્કારને એ નુકસાનકર્તા નીવડે. એટલે એવા પુસ્તકોના પ્રચારથી આખી પુસ્તકાલયપ્રવૃત્તિ પ્રજાને આશીર્વાદરૂપ થવાને બદલે શાપરૂપ નીવડવાનો ભય પણ ખરો. પુસ્તકાલયોને આ મુશ્કેલીમાં સહાયરૂપ થવા આ સંસ્થા આખા રાજ્યના પુસ્તકાલયોને પુસ્તકો પૂરા પાડે છે. આ બાબતમાં પુસ્તકાલયોની તથા પુસ્તકાલય ખાતાની પણ સ્વતંત્રતા જળવાય. તેથી તે જે પુસ્તકો માગતા હોય અથવા જે પુસ્તકો પુસ્તકાલય ખાતું ત્યાં મોકલવા માગતું હોય તે જ પુસ્તકો મંડળ મોકલી આપે છે. આમ કરવાથી તે મોટા જથામાં પુસ્તકો ખરીદી શકે છે, એટલે સારું વળતર પણ મેળવે છે. આ વળતરમાંથી ખર્ચ અને રૂપિયે એક આનો નફો લઇને પુસ્તકાલયોને બાકીનું વળતર મંડળ આપી દે છે. વળી ન ખરીદવા જેવા પુસ્તકો તે રાખતું નથી. એટલે અશિષ્ટ સાહિત્યના પ્રચાર સામે અંકુશ મુકાય છે. આ યોજના અનુસાર આ સંસ્થાએ ગત વર્ષમાં રાજ્યમાં તેમ જ આફ્રિકા વગેરે સ્થળોએ લગભગ ૧૩૦૦ પુસ્તકાલયોને તેમ જ બીજા ગ્રાહકોને મળીને કુલ રૂ ૫૦,૦૩૫-૪-૪ ના પુસ્તકો પૂરા પાડવાનું કામ કર્યું છે.

## (૪) પત્રો-માસિકોનાં લવાજમ ભરવાનું કામ

દરેક પુસ્તકાલય જાત જાતનાં પત્રો તથા માસિકો મંગાવે છે. પત્રો-માસિકોનું લવાજમ ભરવાનું કામ દરેક પુસ્તકાલય ઉપર જ છોડવામાં આવે તો દરેકને મનીઑર્ડર ખર્ચ અને ટપાલની બીજી લખાપટીમાં ઘણો ખર્ચ થવા જાય, અને એ રીતે બજેટની રકમનો કેટલોક ભાગ બિનઉપયોગી ખર્ચમાં જ વપરાઇ જાય. તેમ ન બને તે માટે આ સંસ્થા રાજ્યનાં તમામ પુસ્તકાલયો વતી પત્રો-માસિકોનું લવાજમ ભરે છે. આમ થવાથી પત્રો-માસિકોના સંચાલક વર્ગમાં પણ આ સંસ્થાનું સારું વજન છે, અને પુસ્તકાલયોને સમયસર પત્રો માસિકો મળ્યે જાય છે. ગયે વર્ષે લગભગ ૧૩૬૫ પુસ્તકાલયો અને ઇતર ગ્રાહકો માટે રૂ ૭૨,૫૦૧-૧૧-૩નું લવાજમ મંડળ મારફતે ભરવામાં આવ્યું હતું. આ ઉપરાંત કેટલાંક પત્રો-માસિકો મંડળ મારફત મંગાવવાથી તેમનાં લવાજમના દરમાં પણ ફાયદો મળે છે.

## (૫) પુસ્તકાલયોને ઉપયોગી સાહિત્ય પૂરું પાડવાનું કામ

રાજ્યનાં બધાં પુસ્તકાલયોનાં પુસ્તકોનાં પત્રકો તથા બીજી માહિતીનાં પત્રકો એક જ પદ્ધતિથી રાખી શકાય અને એને માટે દરેકને જુદું જુદું ખર્ચ કરવું ન પડે તે માટે આ સંસ્થા તરફથી રાજ્યનાં પુસ્તકાલયોને જોઇતાં જુદાં જુદાં ફૉર્મ, પત્રકો, લાકડી સામાન વગેરે વાજબી કિંમતે પૂરો પાડવામાં આવે છે.

## (૬) 'પુસ્તકાલય' માસિક

રાજ્યમાં લગભગ ૧૨૦૦ પુસ્તકાલયો ચાલુ છે. તે દરેક સાથે સંપર્કમાં રહી પુસ્તકાલય-

પ્રવૃત્તિને વિકાસ અને ઉપયોગિતા વધારવા માટે તેમને યોગ્ય દોરવણી આપવી એ પણ સહેલું કામ નથી પુસ્તકાલય ખાતું આ કામ કરવા જાય તો તેને મહેકમનું અને ટપાલનું ભારે ખર્ચ આવે વળી રાજ્યના ખાતામા તો માણસોની ફેરબદલી થયાં કરે એટલે કોઇ નિષ્ણાત ન પણ થાય અને પુસ્તકાલયોની દોરવણીની એકસરખી નીતિ નક્કી રહે નહિ તે પણ સંભવિત છે તે માટે આ સંસ્થા 'પુસ્તકાલય' માસિક ચલાવે છે, અને તે દરેક પુસ્તકાલયે ફરજિયાત લેવાનું ધોરણ છે આ માસિક દ્વારા પુસ્તકાલયોના સંચાલકોને દરમહિને નવા પ્રસિદ્ધ થતા પુસ્તકો માસિકો ઇત્યાદિ તથા તેમા પ્રસિદ્ધ થયેલી જાણવાજોગ હકીકતો આપવામાં આવે છે તે ઉપરાંત રાજ્યના પુસ્તકાલયોને ખાતા તરફથી પુસ્તકાલયો માટેની સૂચનાઓ–સરક્યુલરો તથા બીજી ઉપયોગી માહિતી પૂરી પાડવામાં આવે છે આ યોજનાથી રાજ્યને ઘણા ખર્ચની બચત અને કામની સરળતા થાય છે, તેમ જ પુસ્તકાલયોને ઘણી ઉપયોગી માહિતી અને દોરવણી દર માસે મળતી રહે છે જો આ માસિક પ્રસિદ્ધ કરવામા ન આવ્યુ હોત તો ખાતાના હુકમોથી ફક્ત પુસ્તકાલયોના મંત્રીઓ એટલા જ વાકેફ રહેત, પરંતુ આ માસિક દ્વારા આ હુકમોની પ્રજાને પણ જાણ થાય છે, અને એ હુકમો સબંધી ચર્ચાઓ થઇ યોગ્ય સુધારા-વધારા થઇ શકે છે, એટલું જ નહિ પણ આથી આડકતરી રીતે પ્રજામાં એક જાતનું વાતાવરણ ઊભું થાય છે

## (૭) પુસ્તકપ્રકાશન

આપણે ત્યા મોટી સંખ્યામાં ગમે તેવા પુસ્તકો પ્રસિદ્ધ થાય તેટલાથી જ માત્ર પુસ્તકાલય–પ્રવૃત્તિની સફળતા સિદ્ધ થતી નથી પ્રવૃત્તિની સફળતા જનતામા શિષ્ટ સાહિત્યના બહોળા પ્રચારથી થાય છે તે હેતુ સિદ્ધ કરવા માટે આ સંસ્થા તરફથી જનતાને ઉપયોગી નીવડે એવા સારા પુસ્તકોનું પ્રકાશન કરવાની યોજના પણ મંડળે હાથ ધરેલી છે અત્યાર સુધીમા આ સંસ્થાએ ૭૬ પુસ્તકો પ્રસિદ્ધ કરેલા છે આ બાબતમા અમારા ધ્યેયને પહોંચવાને અમારે ઘણુ કરવાનુ બાકી છે, એ વસ્તુનુ મંડળને ભાન છે, અને આ દિશામાં સંસ્થાની પ્રવૃત્તિઓ વિસ્તારવાની યોજનાઓ અને શક્યતાઓનો વિચાર સંસ્થાના વ્યવસ્થાપકો ગંભીરપણે કરી રહ્યા છે આ બાબતમાં જે કોઇ યોજના થાય તેમા ગુજરાતના લેખકોની સહાયની જરૂર પડશે જ, અને તે મળી રહેશે એવી અમને ખાતરી છે

આ સંસ્થામા કુલ ૨૩૧ વ્યક્તિ-સભાસદો, ૬૭૦ પુસ્તકાલય-સભાસદો અને ૧૭ સંસ્થા-સભાસદો મળી કુલ ૯૧૮ સભાસદો છે તેમણે લીધેલા દરેક રૂ ૨૫) નો એક એવા ૧૯૭૯ શેરથી સંસ્થાનુ ભંડોળ રૂ ૪૯૪૭૫–૦–૦ નુ છે. સભાસદોને દર વર્ષે શેર ઉપર લગભગ ૪૩ ટકા લેખે વ્યાજ અપાય છે વળી એક વધુ વિશિષ્ટતા એ છે કે, મંડળના વ્યવસ્થાપકો માટે કોઇપણ જાતનું વેતન લેવાનું ધોરણ રખાયું નથી, સઘળા વ્યવસ્થાપકો નિષ્કામભાવે પોતાની સેવાઓ આપે છે ડિવિડન્ડ વહેચતાં વધેલી રકમ ફંડો ખાતે લઇ જવામાં આવે છે પચીસ વર્ષમાં તેના રિઝર્વ અને બીજા ફંડોની રકમ રૂ ૫૬૭૩૧–૬–૧૧ ની થઇ છે એ રીતે પચીસ વર્ષ સુધી ઓછામાં ઓછા નફે પ્રમાણિકપણે ધંધો કરવા છતા આર્થિક રીતે પણ આ સંસ્થા

સદર દશામા આવેલી છે. આ બતાવી આપે છે કે ધંધામાં પ્રમાણિકતા એ જ સાગમાં સારી નીતિ છે.

## (૮) રાજ્યની પ્રાથમિક શાળાઓમાં પાઠ્યપુસ્તકો પૂરાં પાડવાનું કામ

વડોદરા રાજ્યની પ્રાથમિક શાળાઓમાં ચાલતા ઘણુખરાં પાઠ્યપુસ્તકો રાજ્યના કેળવણી ખાતા તરફથી તૈયાર થઇ, સરકારી છાપખાનામા છપાઇને પ્રસિદ્ધ થાય છે ખૂટતા પુસ્તકો ઇતર ગ્રંથકારોએ લખેલાં અને પ્રસિદ્ધ કરેલા તથા રાજ્યના કેળવણી ખાતાએ મંજૂર કરેલા ચલાવવામા આવે છે આ પુસ્તકો રાજ્યની બધી પ્રાથમિક શાળાઓમાં પૂરાં પાડવાનુ કામ દર પાચ પાંચ વર્ષે જાહેર રીતે ટેન્ડર માગી યોગ્ય તે વ્યક્તિને કે સંસ્થાને સરકાર તરફથી સોંપવામાં આવે છે આ મંડળને આ કામ સને ૧૯૩૫ થી ૧૯૪૦ સુધીના પાચ વર્ષ માટે પહેલાં મળ્યુ હતું, અને હાલમાં પણ સને ૧૯૪૫ થી ૧૯૫૦ સુધીની મુદત માટે આ કામ મંડળને સોંપવામાં આવેલુ છે પાઠ્ય પુસ્તકોનુ કાળુ બજાર અટકાવવામા મંડળે અસરકારક રીતે કામ કર્યું છે, પુસ્તકો પહોંચાડવામા રેલ્વે બૂકિંગની હાડમારી હોવા છતાં મંડળ જે શકય તે કામગીરી બજાવે છે, તેથી જનતાને તેમજ સરકારને સંતોષ છે. ગઇ સાલે આ પાઠ્ય-પુસ્તકોનુ વેચાણ રૂ ૧,૨૬,૦૭૯-૧-૭નુ આ મંડળે કર્યુ હતુ

**સંસ્થાની જરૂરિયાત**

મંડળની પ્રવૃત્તિઓને વિકસાવવા માટે સંસ્થાને પોતાના મકાનની ખાસ જરૂર છે, અને સાથે સાથે પોતાના પ્રિંટિંગ પ્રેસની પણ એટલી જ જરૂર છે. આમજનતા માટેનુ સાહિત્ય પ્રકટ કરવા માટે, અભણ માણસોને ભણતા કરવા માટે અને આપણને પ્રાપ્ત થયેલા સ્વાતંત્ર્યને ટકાવી રાખી મજબૂત કરવા માટે યુવકોને સંસ્કારી, ખડતલ કર્તવ્યપરાયણ અને સેવાભાવી બનાવી સારા નાગરિકો તૈયાર કરવા માટે જરૂરી પ્રેરણાદાયક પુસ્તકો પ્રસિદ્ધ કરવાની જરૂર આ સંસ્થાના સંચાલકોને લાંબા વખતથી સમજાઇ છે સમય અને સંજોગો અનુકૂળ થતાં તે દિશામાં આ મંડળ કામ શરૂ કરશે એવી ઉમેદ છે

**સંસ્થાના હિતરક્ષકો**

આ સંસ્થાના વિકાસમાં વડોદરા રાજ્યના અમલદારો, રાજ્યના પુસ્તકાલયો અને પુસ્તકાલયપ્રવૃત્તિના વિકાસ માટે પ્રયત્ન કરતા ભિન્ન ભિન્ન મંડળો અને વ્યક્તિઓ તેમ જ મંડળના વ્યવસ્થાપક મંડળ તથા તેના સ્ટાફનો કીમતી ફાળો છે આ પ્રવૃત્તિ પાછળની ભાવનાઓ રેડવાનો યશ આ સંસ્થાના સ્થાપક અને તેના વિકાસમા અતિ મહત્વની સેવા આપનાર સ્વ મોતીભાઇ અમીનને ફાળે જાય છે

**પ્રગતિદર્શક માહિતી**

વડોદરા રાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિ સરકારઆશ્રયે ચાલે છે, છતાં તે સંપૂર્ણપણે પ્રજાતંત્રના ધોરણે અને સ્વાશ્રયના ધોરણે ચાલે છે, અને તેથી તેનો વિકાસ ઘણો થયો છે, અને તે લોકપ્રિય બની છે, તે નીચેના આંકડા ઉપરથી સમજાશે આ પ્રવૃત્તિના વિકાસમા આ મંડળનો ફાળો મોટો છે.

( અનુસંધાન પૃષ્ઠ ૨૮૬ ને ઉપર જુઓ )



પુસ્તકાલય સ. સ. મંડળ લિ. ના

કાર્યાલયના વિવિધ કાર્યકરો

પુસ્તકાલય સ. સ. મંડળ લિ. ની

# પહેલી પચ્ચીસી

લેખક .
શ્રી. વલ્લભભાઈ મૂ. પટેલ
વ. રા. પુસ્તકાલય પ્રચારક

---

વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિને રાજ્યભરમાં વિસ્તારવાને લગતું પ્રચારકાર્ય કરનાર અને સ્વ. શ્રી મોતીભાઈ સા. ના હાથ નીચે દોરવણી પામેલા આ લેખક, પુ. સ. મંડળ, પુસ્તકાલયપ્રવૃત્તિમાં કેટકેટલી રીતે ઉપયોગી થઈ પડ્યું છે તેનું વિહંગાવલોકન કરાવે છે અને હવે પછીની તેની કાર્યદિશાનું સૂચન કરે છે

---

વડોદરા રાજ્યની પુ. પ્રવૃત્તિને વિકસાવવામાં, બે મંડળોએ અગત્યનો ભાગ ભજવ્યો છે એક પુ. સ. સ. મંડળ અને બીજું વડોદરા રાજ્ય પુ. મંડળ.



શ્રી. વલ્લભભાઈ મૂ. પટેલ

પુ. સ. સ. મંડળને સ્થપાયે તા. ૩૦ માર્ચ ૪૯ ને રોજ ૨૫ વર્ષ પૂરાં થઈ, હવે તે ૨૬ મા વર્ષમાં પ્રવેશે છે અને તે અંગે આજે આ સંસ્થાનો રજત મહોત્સવ ઉજવાય છે, એ બદલ ખરેખર ખૂબ જ હર્ષ ઉપજે છે

પૂ. અમીન સાહેબની પ્રેરણાથી આર્યસુધારક પ્રેસના મેડા ઉપર, એક નાના સરખા ખંડમાં, એક કબાટ, એક ખુરશી, એક ટેબલ, જૂજ ભંડોળ, તથા મંત્રી કે કારકૂન જે કહો તે પણ એકલા શ્રી ભાઈલાલભાઈ ખુ. પટેલના હસ્તક શરૂ થયેલું આ મંડળ, આજે વિપુલ પ્રમાણમાં સુંદર રાચરચીલું ધરાવે છે અને ભરાવવા કાઢેલાં રૂ. ૨૫ નો એક એવા ૨૦૦૦ શેરો પણ આજે ભરાઈ જવા આવ્યા છે આ જ બતાવી આપે છે એની લોકપ્રિયતા અને અગત્યતા

મંડળ સ્થપાયું ન હતું તે પહેલાં, પુસ્તકાલય ખાતું, જે તે પુસ્તકાલયની મંજૂર થયેલી સરકાર-પંચાયત મદદો, જે તે પુસ્તકાલયને મં. ઓ. થી મોકલાતી. અને પુસ્તકાલયો પોતે, પત્રો-પુસ્તકો, ફરનિચર વગેરે ખાતે તેનો ખર્ચ કરતાં પત્રોના મં. ઓ. માટે પોતાના ગામમાં ટપાલ ઑફિસ ન હોય તો નજીકના ગામે જ્યાં હોય ત્યાં જવું પડતું પત્રોના લવાજમની માહિતીના અભાવે કોઈને લવાજમ વધુ પણ મોકલાતું, કોઈને ઓછું પણ મોકલાતું પુસ્તક ખરીદી માટે પણ કેટલાક વડોદરાના બુકસેલરોને ત્યાંથી રૂબરૂમાં અને કેટલાક મુંબાઈ, અમદાવાદના બુકસેલરોને ઑર્ડર આપી મંગાવતા આમાં કેટલાકને કમિશન મળતું, કેટલાકને ન પણ મળતું અને પુસ્તકોની ખરીદીમાં હલકી કોટીની વાર્તાઓનો પણ સમાવેશ વધુ થતો ફર્નિચર કેટલાંક પુસ્તકાલયો, ગામ ઉપરથી કે પોતાના નજીકના મોટા શહેરોમાં જે કિંમત માગે તે કિંમતથી ગમે તેવી સાઈઝનું અને ગમે તેવા દેખાવનું ખરીદતા પુસ્તકાલયના વહીવટી કામમાં પણ ખાતાએ

કરાવેલ ધોરણે જોઈતા પત્રકોના ફોર્મો છાપેલાં ન મળવાના અભાવે, કેટલાક હાથથી આંકીને પત્રકો રાખતા અને કેટલાક આળસે ન પણ રાખતા કાયમફંડનાં નાણાં પણ ગમે ત્યાં ગામમાં ખાનગી વ્યક્તિને ત્યાં મુકાતાં અને જે મુકાતાં તે જરૂર પડે પાછાં પણ ન મળતાં એનું વ્યાજ પણ નિયમિત ન મળતુ, અને પાછળથી એ રકમો વસૂલ લેવા અનેક મુશ્કેલીઓમાં મુકાવુ પડતુ જે તે ગામની માગણી પ્રમાણે સરકાર–પંચાયત મદદો જે તે ગામે મોકલાતી પણ તે પ્રમાણે જે તે ગામની લોકમદદ કેટલેક ઠેકાણે પાછળથી ન મળવાથી લોકમદદ તેટલી ઓછી પણ વપરાતી

ઉપરના ધોરણે ચાલતો પુસ્તકાલયનો વહીવટ સુવ્યવસ્થિત, સરળ અને ચોખ્ખો થાને તે માટે પૂ. અમીન સાહેબે, પુસ્તકાલયોના સહકારથી પુ સ સ. મંડળની સ્થાપના કરી આ મંડળથી આજે પુસ્તકાલયોના વહીવટમાં ઘણી જ સરળતા આવી, મંત્રીઓના કામનું ભારણ પણ ઘણું જ ઓછુ થઇ ગયુ છે વર્ષમાં એક વાર લોકમદદ એકઠી કરી, તે પ્રમાણે બજેટ બનાવી ખાતામાં મોકલી આપ્યુ અને તે પછી મંજૂર થઇ આવેલા બજેટ પ્રમાણે સરકાર–પંચાયત મદદની પાવતીઓ ખાતામાં તથા લોકમદદ અને કાયમ ફંડમાં નાણું પુ સ સ મંડળમાં મોકલી આપ્યા એટલે બસ, મંત્રીનુ કામ પત્યુ તે પછીનુ બધુય કામ–બજેટમાં જણાવ્યા પ્રમાણે પત્રો, માસિકો, ફરનીચર, પુસ્તકો, ફોર્મો વગેરે જે તે પુસ્તકાલયોને પૂરાં પાડવાનુ–પુ સ સ મંડળ કરી લે જે તે પુસ્તકાલયની સરકાર–પંચાયત મદદ પણ પુ ખાતા પાસેથી મેળવી લે કાયમ ફંડના નાણાં પણ જેને તેને ખાતે જમા રાખી, જે તે પુસ્તકાલયને તેની પાસબુક મોકલી આપે આ રીતે અત્યારે પુસ્તકાલયના મંત્રીઓ ઓછી મહેનતે, ઓછી દોડધામે, પોતાના પુસ્તકાલય માટે જોઇતું તમામ પ્રકારનુ સાહિત્ય સસ્તુ, સુંદર અને સારા કમિશનથી મેળવી શકે છે ખાનગી વ્યક્તિને ત્યાં ઘલાઇ જતાં કાયમ ફંડો પણ તદ્દન સુરક્ષિતપણે સચવાઇ શકે છે આ છે પુ સ સ મંડળની ખાસ વિશિષ્ટતા

પુ સ સ મંડળની બીજી વિશિષ્ટતા એનુ પ્રકાશન છે. આ મંડળ ન હોત તો વડોદરા રાજ્યનાં પુસ્તકાલયોને એક સાંકળે ગૂંથનાર અને પુસ્તકાલય કાર્યકરોને જાગ્રત રાખતું અને નવી નવી પ્રેરણા આપતુ "પુસ્તકાલય" માસિક ન હોત, તેમ જ પુસ્તકાલય અંગેનુ સાહિત્ય–પુસ્તકોની વર્ગીકૃત નામાવલિ, પુસ્તકાલયના વહીવટ અંગે એકીકરણો, પુ પ્રવૃત્તિ–અંગેનાં વ્યાખ્યાનો–વગેરેને મોટા ખર્ચે અને પરિશ્રમે તૈયાર કરાવ્યા છે, તે પણ ન હોત આ સિવાય જીવનચરિત્ર, વિજ્ઞાન, શિક્ષણ વગેરે વિષયના પુસ્તકો મંડળે પ્રસિદ્ધ કર્યાં છે તે કાર્ય પણ મંડળ ન હોત તો બીજા પ્રકાશકો આવા પુસ્તકોને મહત્ત્વ ન આપતાં એ પ્રસિદ્ધ થયા વગર જ રહી જાત

પુ સ સ. મંડળે પુસ્તકાલયોની સાથે વ્યક્તિગત જનતાની પણ સેવા કરી છે વડોદરામાં આજે કોઇ પણ વ્યક્તિને કોઇ પણ પુસ્તક જોઇતુ હશે તો તે મંડળમાં જઇને ઊભો રહેશે, મંડળ તેને આદર આપશે, વિવિધ પુસ્તકો અંગે–લેખક, પ્રકાશક, કિંમત, પ્રાપ્ય કે અપ્રાપ્ય, સારૂં કે ખોટુ વગેરે જે કંઈ જાણવા માગશે તે માહિતી મંડળ એને આપશે - આ ઉપરાંત નવા પ્રસિદ્ધ થતા પુસ્તકો રૂમરૂમાં જોઈ, જોઈતાં પુસ્તકો પસંદ કરશે જે પુસ્તક નહિ હોય તે જોઇતુ હશે તો મંગાવી-આપશે જો તે મંડળનો શેરહોલ્ડર હશે

તો તેને કમિશન પણ મળશે. આ મંડળમાં ઉતરતી કોટીનું એકેય પુસ્તક જોવા પણ નહિ મળે વડોદરા શહેરમાં તો શું પણ કદાચ સમગ્ર ગુજરાતમાં પણ પુસ્તકોનો આવો સુંદર શો-રૂમ નહિ હોય

મંડળે, આ રીતે પુસ્તકાલયોની અને જનતાની ઉતમ સેવા બજાવી છે અને તેની સાથે સાથે પોતે પણ આર્થિક દષ્ટિએ સંગીન બની, પોતાના પાયા ઊંડા અને મજબૂત નાખ્યા છે એના આંકડા નીચે પ્રમાણે છેઃ

| સન | સભાસદસંખ્યા | શેરસંખ્યા | શેરની મુદત | રિઝર્વફંડ | ઉત્પન્ન | ખર્ચ | નફો |
|---|---|---|---|---|---|---|---|
| સન ૨૪-૨૫ | ૨૧૮ | ૨૫૭ | ૫૩૨૫ | ૦ | ૧૪૭૩ | ૮૧૫ | ૫૯૭ |
| સન ૪૭-૪૮ | ૮૯૯ | ૧૯૬૮ | ૬૯૨૦૦ | ૪૪૯૩૪ | ૨૯૧૫૭ | ૧૯૭૭૦ | ૯૩૮૭ |

સન ૨૪-૨૫ માં પાંચહજારની મૂડીથી અને શૂન્ય રીઝર્વ ફંડથી શરૂ થયેલું આ મંડળ આજનું પચાસ-પચાસ હજારના આશરે પોતાની શેરની મૂડી અને રિઝર્વ ફંડ ધરાવે છે. ક્યાં સન '૨૪-૨૫ માં ધીમા ધીમાં પગલા ભરતું મંડળ અને ક્યા કૂદકે ને ભૂસ્કે આગળ વધતું આજનું મંડળ!

મંડળના કાર્યની ભવ્યતા તેની પ્રામાણિકતા અને તેની લોકપ્રિયતાનો ખ્યાલ આપવા આટલું જ બસ છે

## પણ હવે શું ?

પરાધીન હિંદ સ્વતંત્ર બન્યું, આઝાદ બન્યું તેની સાથે હિંદમાં આવેલાં દેશી રાજ્યોમા પણ સ્વતંત્રતાની ઉષા પ્રગટી અને તે એટલે સુધી કે, દેશી રાજ્યોની પ્રજાને, અમુક રાજ્યની પ્રજાતરીકે નહિ પણ સ્વતંત્ર હિંદની પ્રજા તરીકે ઓળખાવવાનો પ્રસંગ આવ્યો. આ સ્થિતિમાં વડોદરા રાજ્ય પણ મુંબાઈ ઈલાકામાં જોડાઈ જાય છે તેવે પ્રસંગે વડોદરા રાજ્યની પૂર બહારમાં ખીલેલી અને ફૂલીફાલેલી પુ. પ્રવૃત્તિ પણ કેવા વહીવટમાં અને તે ક્યાં મુકાય છે એ પ્રશ્ન આજે પુ પ્રવૃત્તિમા રચ્યાપચ્યા રહેલા સૌ કોઈને મન ઊભો થયો છે

વડોદરા રાજ્યની પુ પ્રવૃત્તિ પુ સ સ મંડળ અને વડોદરા રાજ્ય પુ મંડળ એ ત્રણેય એક એવી મજબૂત સાંકળથી ગુંથાયેલાં છે કે જેમનો એક પણ અંકોડો કાઢી નાખવામાં આવે તો પુ પ્રવૃત્તિની પ્રગતિમા અવરોધરૂપ નીવડે તેમ છે આ ત્રણેયના પરસ્પર સહકારથી અને સંપથી વડોદરા રાજ્યની પુ પ્રવૃત્તિ આજે એક મોટું વટવૃક્ષ બની છે એની છાંયા નીચે અનેક પંથભૂલ્યા માનવીઓ, આરામ લઇ, પંથ શોધે છે. નવું ચેતન, નવી પ્રેરણા, નવી જાગૃતિ મેળવે છે, અને પુન જીવનક્ષેત્રમા આગળ ધપે છે એ વટવૃક્ષ જલસિંચનના અભાવે સુકાઇ ન જાય એ વડોદરા રાજ્યના અત્યારના લોકનેતાઓ અને લોકપ્રધાનોએ ખાસ જોવાનું રહે છે જ્ઞાન વગર પ્રગતિ નથી, અને જો હરો તો લાખો વખત ટકવાની નથી તેથી જ્ઞાનદાન આપતી વડોદરા રાજ્યની ૧૫૦૦ પુસ્તકાલય સંસ્થાઓ, અને એ ૧૫૦૦ ને જોઇતી ઘરવખરી પૂરી પડનાર તથા તેનું સંરક્ષણ અને વિસ્તરણ કરનાર પુ સ સ મંડળ અને વડોદરા રાજ્ય પુ મંડળ એ સંસ્થાઓ અત્યારે જે ધોરણો, વડોદરા રાજ્યના પુસ્તકાલય ખાતા સાથે સંબંધ રાખી ચાલી રહી છે, તે ધોરણે મુંબાઇ ઇલાકાએ પણ આ સંસ્થાઓને સ્વીકારી ચલાવવી જોઇશે.

## મંડળને ફક્ત એકજ સૂચના

મંડળની પાસે સારી એવી પોતાની મૂડી હવે થવા પામી છે. એની પાસે પુસ્તકાલયોના કાયમફંડોની થાપણની મૂડી પણ બહુ જ મોટી છે પણ એનું પ્રકાશનકાર્ય જનતામાં જે પ્રમાણમાં લોકભોગ્ય અને આદરપાત્ર બનવું જોઈએ તે હજુ બન્યું નથી ગુજરાતમાં સ્વ ભિક્ષુ અખંડાનંદે, સસ્તા સાહિત્ય વર્ધક કાર્યાલયની સંસ્થા ઉભી કરી, સસ્તું, સરળ શૈલિ અને લોકોને પણ હોંસે હોંસે ગમી જાય એવું જે સાહિત્ય આપ્યું છે તેવી જ ઢબે પુ સ સ મંડળે પણ પ્રકાશનકાર્ય વિસ્તારવાનું ખાસ વિચારવું જોઇએ. પુ સ સ. મંડળની બીજી પચ્ચીસીમાં આ પ્રશ્ન ખાસ હાથ ધરાઇ તેને અમલમાં મુકાશે તો એની બીજી પચ્ચીસી પણ વધુ ઉજ્જવળ અને ફત્તેહમંદ નીવડશે

## પ્રાર્થના

પ્રભુ, પુ સ સ મંડળે, પુસ્તકાલયોની અને લોકોની જે સેવા કરી, પચ્ચીસી ઉજવવાનું માન પ્રાપ્ત કર્યું છે, તેવી જ, બલ્કે એથી પણ વધુ સેવા કરવાની એ સંસ્થાને શક્તિ અને બુદ્ધિ આપે એવી અમારી પ્રાર્થના છે

---

( અનુસંધાન પૃષ્ઠ ૨૮૨ નું )

## મંડળની પચીસ વર્ષની પ્રગતિદર્શક માહિતી

| | |
|---|---|
| મંડળમાં કુલ સભાસદસંખ્યા | ૭૧૮ |
| ભરાયેલું શેર ભંડોળ | રૂ ૪૯,૪૭૫) |
| રિઝર્વ ફંડ | રૂ ૨૦૭૦૯) |
| ઇતર ફંડો | રૂ ૩૬૦૨૨) |
| મંડળના શેર ઉપર હાલ અપાતું ડિવિડન્ડ | સાડાચાર ટકા |
| પુસ્તકાલયોના કાયમ ફંડોની રકમ | રૂ ૪,૨૦,૭૬૭) |
| કાયમ ફંડો ઉપર હાલ અપાતા વ્યાજનો દર | દોઢ ટકો |
| મંડળને સોંપાયેલા ટ્રસ્ટ ફંડોની સંખ્યા | ૮૯ |
| ટ્રસ્ટ ફંડોની કુલ રકમ | રૂ ૩૪,૩૩૫) |
| મંડળે પ્રસિદ્ધ કરેલા પુસ્તકોની સંખ્યા | ૭૬ |
| પચીસ વર્ષમાં મંડળે કરેલું પુસ્તકવેચાણ | રૂ ૧૦,૭૨,૩૩૧) |
| તે પૈકી આમ પુસ્તકાલયોને કરેલું વેચાણ | રૂ. ૪,૮૪,૫૩૮) |
| અને ઈતર ગ્રાહકોને કરેલું વેચાણ | રૂ. ૫,૮૭,૭૯૩) |
| પચીસ વર્ષમાં મંડળે પત્રો-માસિકોનું ભરેલું લવાજમ | રૂ ૧૦,૫૧,૦૬૭) |
| તે પૈકી આમ પુસ્તકાલયો માટે ભરેલું લવાજમ | રૂ ૮,૩૦,૩૩૫) |
| અને ઈતર ગ્રાહકો માટે ભરેલું લવાજમ | રૂ ૨,૨૦,૭૩૨) |

આ પ્રમાણે આ મંડળે એનો પહેલી પચીસીમાં પુસ્તકાલયપ્રવૃત્તિમાં કીમતી ફાળો આપ્યો છે એ ફાળો તે ઉત્તરોત્તર સવિશેષ આપી શકે તે

### ઉપસંહાર

તે માટે મંડળના કાર્યમાં સૌના સહકારની અપેક્ષા છે આપણા દેશમાં ઊગેલી સ્વરાજ્યની ઉષા વિકસતી જાય તેના પ્રકાશથી દેશ અને દુનિયાને અજવાળે તે કાર્યમાં મંડળ પોતાનો નમ્ર ફાળો આપી શકે તેવી શુભેચ્છા સાથે આ પરિચય અહીં સમાપ્ત કરવામાં આવે છે

વડોદરા રાજ્યની

# ગ્રામ પુસ્તકાલયપ્રવૃત્તિ

લેખક :
શ્રી. ઉમેદભાઇ મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક
પુસ્તકાલય ખાતું

## સંક્ષિપ્ત પરિચય

વડોદરા રાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિને ચાળીસ વર્ષ પૂર્ણ થવા આવે છે તેની શરૂઆત કૈ શ્રીમંત સયાજીરાવ મહારાજા સાહેબની પોતાના રાજમહાલના પુસ્તકાલયની પ્રજાના મફત વાચન માટે ઉદાર સખાવતથી થઇ છે. એ પ્રવૃત્તિનું બંધારણ અમેરિકન પુસ્તકાલયશાસ્ત્ર-વિશારદના હસ્તે ઘડાયું છે અને એના શરૂઆતથી ગુજરાતના જાણીતા સેવાભાવી કાર્યકર શ્રી મોતીભાઇ અમીનને સોંપાયું હતું, એટલે શ્રીમંત મહારાજાની ઉદાર સખાવત, શ્રીમંત સરકારનો રાજ્યાશ્રય, નિષ્ણાત જ્ઞાન અને અથાગ ઉત્સાહ પરિશ્રમ અને સેવાભાવનાથી આ પ્રવૃત્તિ રાજ્યના ગામડે ગામડે પહોંચી ગઇ છે

સને ૧૯૦૬ માં કૈ શ્રી સયાજીરાવ મહારાજા સાહેબે અમેરિકાથી આવી કરી, કે વડોદરામાં પુસ્તકાલયપ્રવૃત્તિ શરૂ કરવી એ જ અરસામાં પેટલાદ હાઇસ્કૂલના તે વખતના હેડ-માસ્તર શ્રી મોતીભાઇ અમીન ગામડાઓમાં મિત્રમંડળ પુસ્તકાલયોનો પ્રચાર કરતા હતા. સને ૧૯૧૦ માં વડોદરામાં મધ્યવર્તી પુસ્તકાલયની સ્થાપના થઇ, અને ગ્રામ, કસ્બા તથા પ્રાંત પુસ્તકાલયો સ્થાપવાની અને તેને ફરતા પુસ્તકાલયો આપવાની યોજના જાહેર થઇ સને ૧૯૨૪ માં પુસ્તકાલયપ્રવૃત્તિને વેગ આપવા માટે પૂજ્ય સ્વ. અમીન સાહેબની પ્રેરણા અને પ્રયાસથી પુસ્તકાલય સહાયક સહકારી મંડળની સ્થાપના થઇ આ મંડળના સહકારથી પુસ્તકાલય ખાતાનું ઘણું કામ સરળ બન્યું અને પુસ્તકાલયોના કાર્યકરોને પણ ઘણી સરળતા થઇ. સને ૧૯૨૫ માં ગણદેવી મુકામે ભરાયેલી રાજ્ય પરિષદે વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળની સ્થાપના કરી. આ સંસ્થાએ પુસ્તકાલયો સ્થાપવામાં, શિષ્ટ સાહિત્યના પ્રચારમાં અને વ્યવસ્થામાં ઘણો સારો ફાળો આપ્યો છે.

સને ૧૯૨૯ માં બાળ અને મહિલા પુસ્તકાલયોને ઉત્તેજન આપવાનું ધોરણ સ્વીકારાયું સને ૧૯૩૨ થી શાળાવાળાં ગામોએ પુસ્તકાલયો સ્થાપવાની નીતિ સ્વીકારાઇ અને તે કામ આજ સુધી પ્રજા સાથે સંપર્ક સાધી લોકો દ્વારા તજવીજ ચાલુ છે.

શ્રીમંત સરકારે ચાલુ સાલે ગામડાંને મળતી મદદ પૂરતી ન હોવાને કારણે રૂ ૩૦,૦૦૦) મદદ માટે વધુ મંજૂર કર્યાં છે પુસ્તકાલયોની ભાવી નિભાવણી પણ, આપણને ખાતરી છે. કે મુંબાઈ સરકાર સારી રીતે કરશે અને પ્રવૃત્તિ સમગ્ર મુંબાઇ ઇલાકામાં ઇલાકાએ સ્વીકારેલી નીતિ પ્રમાણે આગળ ધપશે જ

## પુસ્તકાલયોનો વહીવટ

પુસ્તકાલયોની કારોબારી વ્યવસ્થા સ્થાનિક સમિતિને આધીન હોય છે. સમિતિમાં ૩ થી ૧૨ સભ્યો કાં તો ચુંટાયેલા અગર ગામના આગેવાનોએ પસંદ કરેલા હોય છે બધી વ્યવસ્થા દરસાલ નવેસર થાય છે. આ સમિતિ નવા વર્ષનું અંદાજ બનાવવાનું, પુસ્તક પસંદ

કરવાનું, વર્તમાનપત્રો સામયિકો નક્કી કરવાનું તથા નાણાંની વ્યવસ્થા કરવાનું કાર્ય કરે છે શ્રીમંત સરકારનું પુસ્તકાલય ખાતું તેના પર દેખરેખ રાખે છે અને જરૂરી સૂચનો તથા સુધારા વધારા સાથે અંદાજો મંજૂર કરે છે ખાસ કરીને કોઈ કાર્ય પુસ્તકાલયપ્રવૃત્તિને અહિતકર્તા તો થતું નથી, એવી નજરથી જ પુસ્તકાલય ખાતું દેખરેખ રાખે છે આ વિશિષ્ટતાના કારણે પુસ્તકાલયોને લોકપ્રિય બનાવવામાં તે મહત્ત્વનો ભાગ ભજવે છે કારણ લોકોને લાગે છે કે પુસ્તકાલય એ પોતાની સંસ્થા છે અને તેને વિકસાવવાનું કામ પણ લોકોનું જ છે

## પુસ્તકાલયોની સાંકળ

ગ્રામ, કસ્બા અને પ્રાંત પુસ્તકાલયોની રચના એવા પ્રકારની ગોઠવવામાં આવી છે કે ગામડાનું પુસ્તકાલય પોતાના તાલુકાના પુસ્તકાલયમાંથી કે ગજરનાં ફરતાં પુસ્તકાલયોમાંથી પોતાને જોઈતું ઉપયોગી વાચન મંગાવી શકે ગ્રામ, કસ્બા અને પ્રાંત પુસ્તકાલયોને જે સાંકળરૂપે જોડવાની મૂળગત યોજના છે, અને એ પ્રમાણે વ્યવસ્થિત કામ સૌ કરે તો ગામડામાં બેઠેલા દરેક જિજ્ઞાસુને પોતાને જોઈતું પુસ્તક કસ્બા, તાલુકા, પ્રાંત કે રાજ્ય પુસ્તકાલયમાંથી મેળવી શકે

આ ઉપરાંત સ્ત્રીઓ માટે સ્વતંત્ર પુસ્તકાલયો ખોલવાનું પણ વિચારાયું છે આપણે પુરુષોની હાજરીવાળી સંસ્થાઓનો છૂટથી લાભ લેવા તૈયાર ન હોવાને કારણે મહિલા માટે સ્વતંત્ર હોય તેવા પુસ્તકાલયોની યોજના વિચારાઈ અને મોટા શહેરમાં બાળકો માટે સ્વતંત્ર રમતગમત સાથે વાચન મળે એવી વાટાઘાટ થઈ શકે તેવાં બીજાં પુસ્તકાલય સ્થાપવાની પણ યોજના વિચારાઈ છે સ્ત્રીઓની સંસ્થાઓમાં વાચન ઉપરાંત કલા એટલે શિવણ, ભરત, ગૂંથણના વર્ગો ચલાવાય છે હિંદીનું શિક્ષણ અપાય છે ગરબાઓ વગેરે રંજન કાર્યક્રમો પણ ગોઠવાય છે

એકંદરે રાજ્યમાં ૫ પ્રાંત પુસ્તકાલયો, ૬૭ કસ્બાપુસ્તકાલયો, ૧૪૨૦ ગ્રામપુસ્તકાલયો, ૨૪ મહિલા પુસ્તકાલયો, તથા ૧૪ બાળપુસ્તકાલયો અને ૩૨ વાચનાલયો છે અને ફરતાં પુસ્તકાલયોની પેટીઓ દ્વારા આ સંસ્થાઓને તેમજ ઇતર સંસ્થાઓને વિશેષ વાચન પૂરું પાડવા યોગ્ય તજવીજ થાય છે

## નાણાંકીય વહીવટ

સાર્વજનિક પુસ્તકાલયોને આવકનાં ત્રણ સાધન છે (૧) ગ્રામલોકની મદદ, (૨) સ્થાનિક પંચાયતોની મદદ અને (૩) સરકાર મદદ

સ્વાશ્રયના સિદ્ધાંત પર સ્થાનિક પંચાયત અને સરકાર મદદનો આધાર રહે છે કારણ કે જેટલી રકમ લોકો ઊભી કરે તે પ્રમાણમાં જ શ્રીમંત સરકાર કે સ્થાનિક પંચાયતો તરફથી મદદ અપાય છે. ગામ લોકો જે રકમ ઊભી કરે છે તેમાં સભ્યોની વર્ગણીનો, કાયમનિધિના વ્યાજનો, બચાવતનો, દાનોનો, ઇતર દેણગીઓનો અગર જમીન કે મકાન હોય તો તેના ઉત્પન્નનો સમાવેશ થાય છે જો કે સરકાર મદદ મેળવતાં સર્વે પુસ્તકાલયો સર્વ લોકો માટે મફત છે, તોપણ સભ્યો પાસેથી મદદ મેળવવાથી તેમને ઇતર લોકો કરતા થોડી વધુ સવલતો આપવામાં આવે છે જન્મ, મરણ, લગ્ન, જનોઈ વગેરે પ્રસંગોએ દાન આપવાની જૂની પ્રથાને આ સંસ્થાઓએ આવકારી દાન મેળવવા હંમેશાં પ્રયાસો થાય છે. કાયમ નિધિની પ્રથા કેટલાક સમયથી થોડ

ઓછાવત્તા અંશથી અમલમાં આવેલી હોવાથી મોટા ભાગના પુસ્તકાલયો માટે સારું ભંડોળ ઊભું થયું છે અને તેનું નિશ્ચિત વ્યાજ દર વર્ષે તેમને મળે છે સરકાર પંચાયતની મદદની વધુમાં વધુ મર્યાદાઓ નીચે પ્રમાણે ઠરાવી છે

પ્રાંતના સ્થળ માટે રૂ. ૭૦૦), કસ્બાઓ માટે રૂ ૩૦૦, ગ્રામ, મહિલા અને બાળ માટે રૂ ૧૦૦) સુધી છે થોડા વર્ષોથી ગ્રામોદ્ધારની બીજી યોજનાઓના કારણે શ્રીમંત સરકાર તથા સ્થાનિક પંચાયતો તરફથી લોકો ઊભી કરી શકે તેટલી રકમ આપી શકાતી નથી રાજ્યનાં પુસ્તકાલયોને મદદ આપવાને શ્રીમંત સરકાર લગભગ ૭૭૩૦૦ મંજુર કરે છે, તેમાં ચાલુ સાલ પૂરતો રૂ. ૩૦,૦૦૦) નો વધારો થયો છે, એ નોંધપાત્ર હકીકત છે

આ રીતે પુસ્તકાલયો પોતાનું અંદાજપત્ર બનાવે છે. તેમાંથી કેટલાંક પુસ્તકાલયો સ્વતંત્ર રીતે પોતાનો ખર્ચ કરે છે.

તેઓ પુસ્તકાલય સહાયક સહકારી મંડળ મારફતે પોતાને જોઈતા વર્તમાનપત્રો, પુસ્તકો લાકડી સામાન મંગાવે છે ખાસ કરીને આ મોંઘવારીની પરિસ્થિતિમાં કસ્બાઓ અને મકાનવાળાં ગ્રામ પુસ્તકાલયોમાં નોકરખર્ચ વધી ગયો છે જ્યારે શાળામાં રહેતાં પુસ્તકાલયોમાં સ્થાનિક શાળાના શિક્ષકો સેવાભાવે કામ કરે છે એમનો સારો સાથ હોવાના કારણે જ ગામડામાં પુસ્તકાલય પ્રવૃત્તિ પુરતો પ્રચાર પામી છે

રાજ્યમાં લગભગ ૧૮૦ ગામોએ સ્વતંત્ર મકાનો થઈ ગયાં છે લગભગ ૭૦ ગામોએ મકાનો માટે લોકોએ દેણગીઓ ઊભી કરી છે કેટલેક સ્થળે શ્રીમંત સરકાર તથા પંચાયત મદદ ભેગી કરવા છતાં મોંઘવારીના વધુ ખર્ચના કારણે કામ થઈ શક્યાં નથી ચાલુ સાલે તે માટે પણ શ્રીમંત સરકારે રૂ ૨૦૦૦૦) મંજૂર કર્યા છે જો લોકો અને પંચાયતો તરફથી મદદ મળશે તો કેટલેક સ્થળે નવાં મકાનો ઊભાં થઈ શકશે

## પુસ્તકાલય સહાયક સહકારી મંડળ

ગ્રામ પુસ્તકાલયોને પત્રો, પુસ્તકો તેમ જ અન્ય સાહિત્ય પૂરાં પાડવાનું કામકાજ નિયમિત વ્યવસ્થિત, ચોક્કસ અને સરળ બને તેમજ પુસ્તકાલયોને અને ખાતાને વખત મહેનત અને ખર્ચનો બચાવ થાય, કાયમ ફંડોની રકમોનો હિસાબ દૂર દૂરના ગામડાનો વ્યવસ્થિત રહી શકે એ માટે સ્વ પુ શ્રી મોતીભાઈ અમીનની પ્રેરણાથી પુસ્તકાલય સ સ મંડળની સ્થાપના તા. ૩૧-૩-૨૪ ના રોજ કરવામાં આવેલી આ મંડળી સાર્વજનિક પુસ્તકાલયોની મદદ સ્વીકારી તેમના અંદાજો મંજુર થયા પ્રમાણે પત્રો, પુસ્તકો, લાકડી સામાન માટે સરકાર પંચાયત મદદ મેળવી ખર્ચ કરે છે આનો હેતુ વિક્રેતાઓ પાસેથી બને તેટલી સસ્તા દરે વસ્તુઓ ખરીદી અમુક ટકા વળતર કાપી લઈ ગ્રામ પુસ્તકાલયોને બાકીનો તમામ ફાયદો આપવાનો છે પુસ્તકાલયોને દૈનિકો, સાપ્તાહિકો તેમ જ પુસ્તકોની ખરીદીમાં આ રીતે ઘણો સારો ફાયદો થાય છે વળી ગામડાના કાર્યકર્તાઓને દરેક પત્ર માટે મનીઓર્ડર કે પત્રવ્યવહાર કરવાની લખાપટ્ટી પણ ઓછી થાય છે

પુસ્તકાલયો માટેનાં ટ્રસ્ટો સ્વીકારી ટ્રસ્ટોની શરતો પ્રમાણે વહીવટ કરે છે પુસ્તકાલય ખાતાને લગતાં રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી પ્રકાશન માટે મળતાં પુસ્તકો તેમજ જીવન

ચરિત્ર, વિજ્ઞાન, બાલોપયોગી તેમજ જ્ઞાનપ્રચાર માત્ર સાહિત્ય મંડળ તૈયાર કરાવે છે, તેમજ પ્રસિધ્ધ કરે છે અને વેચે છે વળી મંડળ પુસ્તકાલયના કાર્યકરોને ઉપયોગી થઇ પડે તે માટે "પુસ્તકાલય" નામનુ માસિક પ્રસિદ્ધ કરે છે તેમા પુસ્તકાલય પ્રવૃત્તિને લગતા વિષયો ચર્ચવામાં આવે છે. તેમ જ મંત્રીઓને ઉપયોગી એવી ગુજરાત, હિંદ અને દેશ વિદેશની માહિતી આપવામાં આવે છે.

ઉપરનાં કાર્યો કરવા સ્થપાયેલું મંડળ આજે છેલ્લાં ૨૫ વર્ષથી કામ કરે છે તેના અસ્તિત્વથી ઉપરોક્ત કેટલાક લાભો ગ્રામ પુસ્તકાલયોને મળે છે આ મંડળ વડોદરા રાજ્યનાં જ નહિ પણ ગુજરાત અને બૃહદ્ ગુજરાતના કોઇ પણ પુસ્તકાલયને પણ આવી જ સહાય આપવા તૈયાર છે રાજ્યબહારના પુસ્તકાલયો પણ આનો લાભ લેઇ, આ રૌપ્ય મહોત્સવ પ્રસંગે અમે ઇચ્છીએ છીએ કે, મંડળની પ્રવૃત્તિ પુષ્કળ વિકાસ પામે અને એની શાખાઓ ગુજરાતના બીજા સ્થળોએ પણ સ્થપાય

## વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

સને ૧૯૨૫ ના એપ્રિલમાં ગણદેવી મુકામે ભરાયેલી રાજ્ય પરિષદ વખતે સ્થપાયેલા આ મંડળના મુખ્ય હેતુઓ પુસ્તકાલયોને વ્યવસ્થિત કામ કરતાં કરવાં, પુસ્તકાલયના કાર્યકર્તાઓ અને સ્થાનિક સંસ્થાઓ સાથે સહકાર સાધવો, વાચનનો શોખ પ્રજામાં ખીલવવો, પુસ્તકાલયને લગતુ સાહિત્ય પ્રસિદ્ધ કરવુ, પુસ્તકાલય ખાતા સામે સહકાર આપી શિક્ષણવર્ગો, શિષ્ટવાચનની પરીક્ષાઓ, પરિષદો વગેરે યોજવી. આ સઘળાં કામો આ મંડળે સ્નેહ મેળવીને પાર પાડવા પ્રયાસો કર્યા છે અને પુસ્તકાલય શાસ્ત્રને લગતુ ઉપયોગી સાહિત્ય પણ પુસ્તકાલય સહાયક સહકારી મંડળ દ્વારા તેમજ પોતે થઈ પ્રસિદ્ધ કર્યું છે કે જે ગુજરાતની પુસ્તકાલય પ્રવૃત્તિમા રસ લેતાં ભાઇઓને ભવિષ્યમાં જરૂર માર્ગદર્શક થઇ પડશે

---

"સૌંદર્યનુ સર્જન કરો, પછી ભલે બાકીની વસ્તુ જહન્નમમા જતી "

"માનવ માત્ર જન્મજાત કલાકાર છે."

"પ્રત્યેક વ્યક્તિ સ્વયંભૂ કલામય છે."

"તમે નથી જાણુતા એવી એક વસ્તુ હું તમને કહુ આ પૃથ્વીના ગ્રહ પર સૌ સારું વધુમાં વધુ ઝંખે છે સર્જકો, કવિઓ, શિલ્પીઓ, ચિત્રકારો, સંગીતકારો–આવું આદિકાળથી બનતું આવ્યું છે "

"આપણે અનન્ત છીએ "

"જ્યાં સુધી તમારી સમજને આવરતું પડ તૂટ્યુ નથી ત્યાં લગી જ તમારું દુ:ખ અસ્તિત્વ ભોગવે છે "

સમાજના અન્યાઓ પ્રત્યે આંગળી ચીંધતાં લેખક વેદનાથી પોકારી ઊઠે છે," ઓ શૌર્ય. આ તારી તલવાર આજે ધરતીમાં દટાઇ ચૂકી છે ! ઓ પ્રેમ, આ તારાં ફૂલો અગ્નિથી દાઝી રહ્યાં છે ! ઓ નાથ ઇસુ, આ તારો ક્રોસ રાત્રિના અંધકારમાં છુપાઇ ગયો છે !"

ખલીલ જિબ્રાન.

# હવે પછી શું?

લેખક :
શ્રી આપાજી બાવાજી અમીન

**વર્ષો થયા પુ. સ. મ. મંડળની હિસાબતપાસણી કરનાર ગુજરાતના જાણીતા હિસાબ તપાસનીસ શ્રી આપાજીભાઇ, મંડળે બજાવેલી વિવિધ કામગીરીનું આછી અલ્પ દર્શન કરાવી, મંડળ હવે પછી શું શું કાર્યો હાથ ધરી તેને સરળતાથી પાર પાડી શકે તેનું માર્ગદર્શન આપે છે**

શરૂઆતથી અત્યાર સુધીના કાર્યમાં જોડાયેલા મારા જેવા ઘણાને, મંડળની ઉજ્જવળ કારકિર્દીના પચ્ચીસ વર્ષ વીતેલાં જાણીને અચંબો અને આનંદ લાગ્યા વિના નહિ રહે. સ્વ. મોતીભાઈ અમીનના, સહકારી સંસ્થાઓ સ્થાપવાના અત્યુત્સાહમાંથી આ મંડળનું બી રોપાયું ત્યારે આ મંડળ શું ઉપયોગનું છે અને તે ટકશે કે કેમ, તેવા વિચારો અને કુશંકાઓ થઇ આવતી.

સ્વ. મોતીભાઈના સ્વભાવને જાણતો થયો ત્યારથી તેમની યોજના અને કાર્યોમાં મને વિશ્વાસ બેસતો થયો. મહૂમે વડોદરા રાજ્યમાં દરેક કસ્બે અને ગામડે પુસ્તકાલય તો સ્થાપ્યાં અને તે જીવંત અને કાર્યક્ષમ રહે તેટલા માટે આ મંડળ શરૂ કર્યું. સારાં માસિકો પુસ્તકો અને છાપાંઓ પસંદ કરવાની અને જાહેર ફંડની નાની રકમો સાચવવાની ગ્રામ પુસ્તકાલયોની મુશ્કેલીનો ઉકેલ આ મંડળ દ્વારા એમણે કાઢયો. વડોદરા રાજ્યનાં ગ્રામ પુસ્તકાલયો જીવંત રહ્યાં હોય તો આ નાનકડા મંડળને આભારી છે.



શ્રી આપાજી બાવાજી અમીન

મંડળની સધ્ધર આર્થિક રીતિનીતિથી અને પુસ્તકાલયોનો વહિવટ કરવાની સમદ્રષ્ટિથી મંડળ કીર્તિવંત અને મજબૂત બન્યું છે. પચાસ હજારની તેની મૂડી અને તે કરતા વધારે રિઝર્વ ફંડ અને બીજા ફંડો થઇને છે. અર્ધા પોણા લાખનો પુસ્તકભંડાર છે, લાખોની થાપણો છે. લોકોપયોગી પુસ્તકો પ્રસિદ્ધ કરી અમર તેના ફેલાવામાં મદદ કરીને ગુજરાતી જનતાના સંસ્કારને એ પોષી રહ્યું છે, અને 'પુસ્તકાલય' માસિક દ્વારા ગ્રામ પુસ્તકાલયોને સાચી દોરવણી આપી રહ્યું છે. એવું આ મંડળ પ્રૌઢ વયનું થતાં શું શું કરશે તેના તર્કવિતર્ક મનમાં ઊઠે એ સ્વભાવિક છે.

પ્રથમ તો વધમાં આવતા મંડળને સ્થાયી રહેઠાણને માટે એક મોટા વિશાળ સ્વતંત્ર મકાનની જરૂર છે આજે મકાનનાં મંડાણ કરી શકે તેટલી તેની શક્તિ પણ છે

બીજું, આ મંડળનો મુખ્ય હેતુ ગ્રામજનતાના સંસ્કારપોષણનો છે, તેની મીટ ગામડાં ઉપર મંડાઈ રહેવી જોઇએ

સંસ્કારનું પ્રથમ પગથિયું પુસ્તકાલય છે. આજે મકાનો થયાં છે, તેમાં કેટલાંક પુસ્તકો વસાવાયાં છે, પરંતુ ત્યાં જોઇએ તેવું ચેતન નથી આવ્યું છાપાંએ લોકોને પુસ્તકાલયમાં જતા કર્યા છે, પરંતુ ત્યાં પુસ્તકોનો ભાવ નથી પુછાતો ઘણા પુસ્તકો તો જૂના જમાનાનાં કબાટ શોભાવવાને માટે અગર ગામના ચારિત્રના સર્ટિફિકેટરૂપે રાખેલાં હોય છે. વાર્તાશોખીનો અગર સંસ્કારના વિલાસમાં રાચનારા વાચકો પુસ્તકોની ચિરસમાધિનો ભંગ કરે છે પુસ્તકો છાપાંની જેમ વંચાતા કરવાં હોય તો છાપાંની માફક આધુનિક વિચારના પુસ્તકો હોવાં જોઇએ સારાં પ્રેરક પુસ્તકો લાવીને ગ્રામજનતા સમક્ષ ધરવા જોઇએ આ કાર્ય ગ્રામ પુસ્તકાલયની કક્ષા બહારનું છે આવું મંડળ જ તે કાર્ય ઉપાડી શકે

સહકારના ધોરણે નવીન સારા પુસ્તકો અને માસિકોનું જૂથ ખરીદીને પુસ્તકાલયોને બે ત્રણ મહિને મોકલતા રહેવું, એમ વર્ષમાં ચાર કે છ વખત એક પછી બીજું જૂથ ફરતું ફરતું દરેક પુસ્તકાલયમાં આવે તો જ ત્યાંના લોકોમાં પુસ્તકવાચનની જિજ્ઞાસા પ્રગટે અને નૂતન સંસ્કારસિંચન થઇ શકે. પુસ્તકાલયો ઉપરાંત મધ્યમ વર્ગના પુસ્તકાભિરુચિ લોકોને પણ આ પ્રકારની સહકારી યોજના બહુ લાભદાયી નીવડશે

ગામડાંમાં પુસ્તકાલયને બારણે જનાર કરતાં બહુ મોટી સંખ્યા હજી બહાર રહેલી છે સ્ત્રીઓ, બાળકો અને અશિક્ષિતોને, તેમના ઉપયોગી જ્ઞાનના સાધનો કેળવીને ગામડે ગામડે પહોંચાડવાનું કાર્ય આવા મંડળ મારફતે જ થઇ શકે બાળશિક્ષણનું સાહિત્ય, પ્રૌઢ શિક્ષણના સાધનો, સ્ત્રીઉપયોગી હુન્નર અને કળાના પુસ્તકો તેમ જ સાહિત્ય પસંદ કરીને તેનો બહોળો ઉપયોગ કરાવવાની કોઇ વ્યવહારુ યોજના મંડળે હાથ ધરવી જોઇએ

શાળા અને મહાશાળાઓમાં ભણતા વિદ્યાર્થીઓની નોટબુકો અને પુસ્તકોથી માંડીને રમત, કસરત, જ્ઞાન અને વિજ્ઞાનનાં અદ્યતન સાધનોનો સંગ્રહ કરીને વિદ્યાર્થી આલમને ઉપયોગી થવાની અને શિક્ષણસંસ્થાઓને ખર્ચના બોજમાંથી ઉગારી લેવાની સહકારી યોજનાઓ પણ હાથ ધરવી જોઇએ વિદ્યાર્થીઓને રુચે તેવું સસ્તું અને સારું સાહિત્ય જેમ બને તેમ થોડા ખર્ચે મેળવીને તેનો બહોળો પ્રચાર કરવો જોઇએ

મંડળ હવે પગભર થયું છે તેની આર્થિક શક્તિ વધી છે અને હજી વધારી શકાય તેમ છે ગામડામાં જ્ઞાનપ્રકાશ પહોંચાડવાની વિધવિધ યોજના હાથ ધરીને ભવિષ્યમાં મંડળ પ્રગતિશીલ રહે અને વધુ ઉપયોગી બને તે જોવાની મને તીવ્ર ઉત્કંઠા છે છેવટમાં અત્યાર સુધી મંડળનો વહીવટ કુનેહ અને પ્રમાણિકપણે ચલાવ્યો છે તે કાર્યવાહકો અને તેના મંત્રી શ્રી વાઘજીભાઇ અમીનને ધન્યવાદ આપું છું

---

પુસ્તકાલય સહાયક સહકારી મંડળ પ્રત્યે

# અભિનંદન અને આશા

લેખક
શ્રી પ્રતાપરાય ગિ મહેતા

આ લેખના લેખક શ્રી પ્રતાપરાય મહેતા અમરેલી પ્રાંતના પુસ્તકાલય પ્રવૃત્તિના પ્રખર કાર્યકર્તા છે એમણે ત્યાંની અનેક સંસ્થાઓને જીવંત બનાવી છે. મંડળ માટેના હવે પછીના કાર્ય માટેની તેમની ભાવિ માર્ગસૂચક મનોકામના તેમણે અહીં વ્યક્ત કરી છે

વડોદરા રાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિ વ્યાપક અને સફળ બનવાનો યશ, કૈ. મહારાજા સર સયાજીરાવ જે તે યોજનાના આદિસર્જક હતા તેમને, ખાતાના ઉત્સાહી સંચાલકો અને પ્રજાને કે સાથેસાથે વ. રા. પુ. મંડળ, અને પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. પણ તેના યશોભાગી છે આ પ્રવૃત્તિના પ્રાણસમા શ્રી મોતીભાઈની આ પ્રવૃત્તિ માટેની ચીવટનાં એ બે ચિરંજીવ સુંદર ફળો છે. પુસ્તકાલયોના નિત્યજીવનમાં જે મુશ્કેલીઓ આવી હોત અને ખાસ કરીને નાનાં પુસ્તકાલયો જે ન કરી શક્યા હોત તે બધું આ સંસ્થાઓએ કર્યું છે. પુસ્તકાલય સહાયક સહકારી મંડળનો આજે રજત મહોત્સવ ઉજવાય છે. આ પ્રસંગે માત્ર તેને અભિનંદન આપીને બેસી રહેવાય નહિ-તેને વધુ જીવંત કરવાનો આ પ્રસંગ છે


રાજરત્ન શ્રી. પ્રતાપરાય ગિ. મહેતા

સ્વરાજ્યની ઉષા ઊગી ત્યાર પછીની દેશની ઝડપી પ્રગતિ આશ્ચર્યકારક છે જે સૈકાઓ ન કરી શક્યા તે મહિનાઓએ કર્યું આવા યુગને અનુરૂપ આપણા મંડળની પ્રગતિ આપણે ઘડવી જોઈએ તેને એ રસ્તે દોરી જતી કાર્યદિશા આપણે રચવી જોઈએ તે કેવળ વડોદરા રાજ્યનીજ નહિ, પણ મહાગૂજરાતની અને આગળ ઉપર દેશભરની સેવા કરી શકે, અને પુસ્તકાલયોને માત્ર જીવતા રાખવામાં જ માત્ર નહિ, પરંતુ પ્રાણવંતા કરવામાં સુંદર ફાળો આપી શકે તે આપણે જોવાનું છે. આ સંસ્થા, જેને આપણે વ્યાપારી સંસ્થા કદી માની નથી, તે જનતામાં સંસ્કારના પ્રચાર માટે સારૂં કાર્ય કરી શકે એ આપણું મુખ્ય ધ્યેય હોવું જોઈએ

આજે જ્ઞાનપ્રચાર માટે સુધરેલા દેશો અને ખાસ કરીને અમેરિકા જે કાર્ય કરી રહ્યું છે, તેના હિસાબે આપણી પ્રવૃત્તિ ઘણી ધીમી છે આપણાં પુસ્તકાલયો કરોડો હિંદીઓની જેમ માત્ર જીવે છે, જીવંત નથી.

આપણે ભૂતકાળમાં જે કરી શક્યા છીએ, તેથી આપણને ભવિષ્યમાં કાર્ય કરવા માટે આત્મવિશ્વાસ છે જ પુસ્તકાલયોને જે કાંઇ મદદ આપી છે, તેના કરતાં અનેકવિધ વધુ સહાય

આ સંસ્થા આપી શકે તેની રૂપરેખા દોરવાનો યોગ, આ પૂરી થતી પચ્ચીસીના અવસર ઉપર લેવો જોઇએ તેનું કાર્યક્ષેત્ર અને કાર્ય વિસ્તૃત બનવાં જોઈએ.

આપણે પુસ્તકાલયો માટે વિશિષ્ટ પ્રકારનાં વધુ ઉપકરણો રચાવવાં જોઈએ પુસ્તકાલયોની સાચી શોભા પ્રજાને ઘડનારા સર્વાંગીણ સાહિત્યનો સંચય કરવામાં છે ખાસ કરીને આપણે ત્યાં જે પુસ્તકો આજકાલ પ્રસિદ્ધ થાય છે, તે બધું વિશુદ્ધ તેમ જ પ્રજાઘડતરની દૃષ્ટિથી સર્જાયું નથી હોતું હિંદના ઇતર વ્યાપારોની પેઠે બહુધા દ્રવ્યલાલસાને લીધે કેટલુંક તો પ્રસિદ્ધ થાય છે. સંસ્કારની દૃષ્ટિએ વધુ અને પ્રાણવાન સાહિત્ય દેશને દેવા માટેનું કાર્ય આપણે વિશેષ ઉત્સાહથી ઉપાડી લેવું જોઈએ

આ માટે લેખકોને પુરસ્કાર આપીને નિત્ય નવું પ્રજાભોગ્ય સાહિત્ય ઉપજાવવા વ્યવસ્થિત પ્રયત્ન કરવા જોઇએ વિવિધ દૃષ્ટિથી પુસ્તકમાળાઓ ચલાવવાનો નિર્ણય આપણે કરવો જોઇએ એ માટે જરૂરી પૈસા આપણી પાસે છે. પુસ્તકાલયોના પૈસા કેવળ સરકારી કાગળોમાં રોકવા ન જોઇએ. આજકાલ પ્રાણવાન સાહિત્યસર્જન સંસ્કારપ્રદ બને તેમ જ લોકપ્રિય બની આર્થિક દૃષ્ટિએ પણ સારું ફળ આપે આ માટે ચાલો શરૂ કરીએ –

( ૧ ) સંસ્કાર સાહિત્યમાળા

( ૨ ) બાલસાહિત્યમાળા,

( ૩ ) કિશોર અને કુમાર સાહિત્યમાળા

( ૪ ) પુસ્તકાલય શાસ્ત્ર સંબંધે નવી દૃષ્ટિ આપતી માળા

( ૫ ) Readers Digest જેવું એક ગૂજરાતી ભાષામાં માસિક

આ કાર્ય માટે આપણે વધુ ખર્ચ કરવું પડશે, નવા કાર્યકરો ઉમેરવા જોઇએ, આપણું પોતાનું છાપખાનું શરૂ કરવું પડશે, જો કે બધો કાર્યક્રમ એક સાથે અમલમાં કદાચ ન મૂકી શકાય પરંતુ તેની સમયમર્યાદા નક્કી કરી, ક્રમે ક્રમે તે શરૂ થઇ શકે, તેની સફળતા માટે આપણે તૈયારી પણ પૂરતી રાખવી જોઇએ આપણે સાર્વજનિક નાણાંના માલીક નથી ટ્રસ્ટી છીએ, પણ સેવાની વૃત્તિથી પ્રેરાઇ, શુદ્ધ બુદ્ધિ અને પૂર્ણ ઉત્સાહથી આ અને આવાં અનેકવિધ કાર્યો વિચારી, પચવાર્ષિક ઉચિત કાર્યક્રમ રચીએ આને જ હું ખરી પચ્ચીસી ઉજવી ગણું.

કરેલા કામની ગણના કરી તેનું સરવૈયું પ્રજા પાસે રજૂ કરવું, અને ભવિષ્યના કામનો સત્કાર અને સૌરભભર્યો કાર્યક્રમ રચવો, એ જ આપણા રજત મહોત્સવનું વિશિષ્ટ કાર્ય છે આ સાથે રંજન કે પ્રશસ્તિઓ હશે, વ્યાખ્યાનો અને પ્રકાશન પણ થશે, પરંતુ ભાવિ માટે વ્યવસ્થિત વિચારણા એ આપણા આ પ્રસંગનું ધ્યેય હોવું જોઇએ, એ મારો નમ્ર મત અને પરમ કામના છે

<u>પુ. સ. સ. મંડળ લિ૦ ના</u>

# વ્યવસ્થાપક કાર્યવાહકો



શ્રી ચિમનભાઇ હ અમીન



શ્રી. મણિલાલ મ. કાશીવાળ



માનનીય શ્રી ચુનીલાલ પુ. શાહ
મંડળના કાર્યવાહક અધ્યક્ષ



શ્રી. ચિમનભાઇ મૂ. અમીન



શ્રી શંકરભાઇ સો. પટેલ

# મંડળના કાર્યવાહક સભ્યો (ચાલુ)



શ્રી નાનાલાલ નાથાલાલ શાહ
સાધારણ સભાના ઉપાધ્યક્ષ



શ્રી. વલ્લભભાઈ મૂ. પટેલ



શ્રી અંબાલાલ વિ. ઠક્કર



શ્રી રમણલાલ લ. ભટ્ટ



શ્રી રઘુનાથ પા. પરીખ

[ લુહાણામિત્ર પ્રેસ, ઘિયાપુરા-વડોદરા ]

# પ્રથમ પ્રસંગ

લેખક
પ્રો ચતુરભાઈ શ. પટેલ,
એમ એ, એલ એલ બી.

શ્રી પુસ્તકાલય સહાયક સહકારી મંડળ એની લોકોપકારક યશસ્વી કારકિર્દીનાં પચીસ વર્ષ પૂરાં કરી રજતજયંતીનું અધિકારી બને છે, એ પરમ આનન્દ અને ગૌરવનો વિષય છે એ મંગલ પ્રસંગે પ્રજાહિતની એની પ્રવૃત્તિઓ બદલ, સેવાભાવના વડે એણે પ્રાપ્ત કરેલી પ્રતિષ્ઠા બદલ એને આ તરનાં અભિનન્દન આપવાં એ હું મારું કર્તવ્ય સમજું છું

સ્વર્ગસ્થ મોતીભાઈ સાહેબ મહાન સ્વપ્નદ્રષ્ટા અને સ્વપ્નસ્રષ્ટા હતા. એમના ચિન્તનશીલ ફલદ્રૂપ ભેજામાં અનેક યોજનાઓ જન્મતી અને એમના કાર્યકુશલ વ્યવહારદક્ષ હાથોએ યોજનાઓ મૂર્ત થતી આદર્શ અને વ્યવહારનો એમણે અજબ સુમેળ સાધ્યો હતો વિદ્યાર્થી સહાયક જેવી જ આ પુસ્તકાલય સહાયક યોજના એમનું અનેરૂ સર્જન હતું એ સર્જને પ્રજાસેવા દ્વારા જે અણધારી સાફલ્યસિદ્ધિ મેળવી છે તે જોઈ એના સર્જકનો પુણ્યાત્મા સ્વર્ગમાં યે પ્રફુલ્લતો હશે

- પુ સ સ મંડળ સાથેના મારા સંપર્કો યાદ કરૂં છું તો મધુરમધુરી એક હારમાળા ખડી થાય છે કોઈ પણ પુસ્તક માટે સોની જેમ હું વારવાર એને આંગણે પહોચી ગયો છું અને એના ભાવનાશીલ, સેવાભાવી ઉત્સાહી કાર્યકરો પાસેથી મનમાન્યો સંતોષ મેળવી પ છો કર્યો છુ ગુજરાતી પુસ્તકોના એ અજોડ પ્રાપ્તિસ્થાન માટે મે સર્વને સર્વદા વણમાગી સલાહ આપી છે

પ્રામાણિકપણે કાર્ય કરવાથી કેવો સ્વાર્થ સાથે પરમાર્થ સાધી શકાય છે, કેવી લક્ષ્મી અને કીર્તિ કમાઈ શકાય છે તેનું આ મંડળ, સદ્દગત ભિક્ષુ અખંડાનંદના ' સસ્તા સાહિત્ય'ના જેવું, જ્વલંત ઉદાહરણ છે અપ્રામાણિક, આખાખાઉ કે કાળા બજારિયા વેપારીએ એમાથી ધડો લેવો ઘટે છે સમાજે પણ સહકારી મંડળનો આશ્રય લઈ એવા સમાજદ્રોહી વેપારીની સાન ઠેકાણે લાવવી ઘટે છે.

પુ સ સ મંડળ દ્વારા સંચાલિત ' પુસ્તકાલય ' માસિકનો ખાસ રજતજયંતી અંક મંડળના રજત મહોત્સવ પ્રસંગે પ્રસિદ્ધ થનાર છે એ માટેના લેખની માગણીના ઉત્તરમાં 'પુસ્તકાલય'ના મારા સૌથી પ્રથમ સંપર્કની કડીરૂપ, એની સાથેના મારા પ્રથમ પ્રસંગના નિમિત્તરૂપ, ' જરા તો પુસ્તકો વાચો ' એ પદ્ય આપવું ઉચિત ધારૂ છુ એ તો ૧૫-૧૧-૧૯૨૫ ના રોજ લખાયેલું છે, એટલે મંડળનો મારો પરિચય એ તારીખ જેટલો જૂનો ગણી શકાય

પુસ્તકવાચનનો પ્રચાર કરવા માટે જોડાયેલા એક અંગ્રેજી પદ્યનો ગુજરાતી અનુવાદ માગવામાં આવ્યો હતો ઘણે ભાગે એની હરિફાઈ યોજાઈ હતી. મૂળ અંગ્રેજી પદ્ય જડતું નથી એટલે આપી શકયો નથી, નહિ તો મૂળ અને અનુવાદની સરખામણી કરવાની સરળતા થાત

---

# જરા તો પુસ્તકો વાંચો.

ચહો જો આત્મહિત કરવા, જરા તો પુસ્તકો વાંચો;
તહો જો જ્ઞાન ઉર ભરવા, જરા તો પુસ્તકો વાંચો.
મધુરૂં હાસ્ય મેળવવા, રસિક પરિહાસ કેળવવા,
હૃદય રસરેલ રેલવવા, જરા તો પુસ્તકો વાંચો.
રસિક હો સ્નેહના રમણુ, પૂજારી પ્રેમશૌર્ય ત્રણુ,
દિલાવર જો સનમ દિલનાં, જરા તો પુસ્તકો વાંચો
પરાક્રમની ગમે વાતો, ગમે જો વીરરસ તાતો,
ગમે શૃંગાર મદમાતો, જરા તો પુસ્તકો વાંચો
યદિ ઇતિહાસના શોખી, ચરિત્રોના મહા ભોગી,
જૂનાના જો બન્યાં જોગી, જરા તો પુસ્તકો વાંચો
ફિરસ્તાના ઉપાસક હો, પરીઓ પર જો આશક હો,
ચમત્કારે થયા ચક હો, જરા તો પુસ્તકો વાંચો
બરાબર ઘરરખુ બનવા, હિસાબી આકડા ગણુવા,
શરાફી નામું કંઇ ભણુવા, જરા તો પુસ્તકો વાંચો
અલકારો ધરી અંગે, સુઘડ પોષાકની સંગે,
થવુ જો શિષ્ટ નવરંગે, જરા તો પુસ્તકો વાંચો.
ભલે હો વૃદ્ધ કે ન્હાના પુરુષ સ્ત્રી સૌ દરજ્જાના,
દિવાના કે ભલે દાના, સહુ બસ પુસ્તકો વાંચો

તા. ૧૫-૧૧-૧૯૨૫

—ચતુરભાઇ શંકરભાઈ પટેલ

વડોદરાનું

# મધ્યવર્તી પુસ્તકાલય

( એક દૃષ્ટિપાત )

શ્રી રમણીકલાલ સ. ત્રિવેદી
ગુજરાતી અધ્યયન વિભાગ
મધ્યવર્તી પુસ્તકાલય

લેખક, વડોદરાના મધ્યવર્તી પુસ્તકાલયના ગુજરાતી અધ્યયન વિભાગના ગ્રંથપાલ હોઈને તેમના નિત્યપરિચયમાં આવતા વાચકોની રસવૃત્તિ અને અધ્યયનરુચિ કેવા પ્રકારના છે તેનું કંઈક માનસ દૃષ્ટિએ ઊંડું અવલોકન આપે છે. પુસ્તકાલયનો અધ્યયન વિભાગ, સમગ્ર પુસ્તકાલયમાં શું સ્થાન ધરાવે છે તે અહીં નિર્દિષ્ટ થયું છે

પુસ્તકાલયોનો વિકાસ અને તેની ઉપયોગિતા તેમ જ લોકગમ્યતા વધુમાં વધુ જણાતી હોય તો તે અમેરિકામાં છે આપણા હિંદુસ્તાનમાં પ્રાચીન વૈદિક યુગમાં પુસ્તકો લખવાને બદલે મુખપાઠ રહેતા હતા અને ઋષિમુનિઓ પણ પુસ્તકોને કંઠસ્થ કરતા અને ગાવતા હતા. પાણિનિ વગેરેના સમયમાં સૂત્રરૂપે સંગ્રહ કરાયો હોવાનું જણાય છે પુસ્તકો સંગ્રહ કરવાનો તથા લખવાનો યુગ પાંચમા તથા છઠ્ઠા સૈકાથી શરૂ થયો હોય એમ લાગે છે પાંચમા સૈકામાં જૈન ગ્રંથો સંગ્રહ થયાનું તથા સાતમા સૈકામાં નાલંદ તેમ જ તક્ષશિલાના વિશ્વવિદ્યાલયોમાં પુસ્તકસંગ્રહો હોવાનું જણાય છે બૌદ્ધ મઠો, રાજાઓ વગેરે પુસ્તકોનો મોટો સંગ્રહ રાખતા હતા આધુનિક પુસ્તકાલયોમાં જેમ વર્ગવાર પુસ્તકો ગોઠવવામાં આવે છે તેવી રીતે પ્રથમ પણ ગોઠવાતા હશે એમ જણાય છે અકબર બાદશાહના સમયમાં ગદ્ય, પદ્ય, હિંદી, પર્શિયન, કાશ્મિરિયન અને અરેબિક પુસ્તકો જુદા જુદા ગોઠવેલાનું તથા જુદા જુદા ભાગના પુસ્તકોની કિંમત અને ઉપયોગિતાના પ્રમાણમાં લખાવેલાનું અબુલ ફઝલના વર્ણનથી જણાય છે સૈકાઓના આગળ વધવા સાથે જનતાની જ્ઞાનપિપાસા વધતા લેખનકળા, છાપકામ, યંત્રવાદ તેમ જ વૈજ્ઞાનિક સવલતો વધતા પુસ્તકાલયોએ પણ વિકાસ અને વિશાળતા સાધી છે

જ્ઞાનપ્રચાર એ નવયુગના લોકઘડતરનું મુખ્ય સાધન હોઈ તેના ત્રણ માર્ગ છે (૧) શાળાઓ, (૨) પુસ્તકાલયો અને (૩) વ્યાખ્યાનો વડોદરા રાજ્યે આ ત્રણે માર્ગોના વિકાસ માટે તેને વ્યાવહારિક સ્વરૂપ આપવા સંપૂર્ણપણે પ્રવૃત્તિઓ અમલમાં મૂકી છે તેનું પરિણામ દિનપ્રતિદિન આપણે અનુભવીએ છીએ

પુસ્તકાલય એકલું પુસ્તકોનું સંગ્રહસ્થાન બની રહેતું નથી. સમાજના, શરીરના જુદા જુદા અંગો માફક પુસ્તકાલયના પણ અંગો, વિભાગો જુદા જુદા હોવા ઉપરાંત એક બીજા ઉપર અવલંબી રહેલા છે વડોદરાના મધ્યવર્તી પુસ્તકાલયમાં આ વિભાગોની રચના ઉપર આપણે એક સહજ દૃષ્ટિપાત કરીએ

(૧) વાચન વિભાગ (Lending Section)
(૨) અધ્યયન વિભાગ (Reference Section)
(૩) બાલ પુસ્તકાલય (Childrens Section)

(૪) મહિલા પુસ્તકાલય (Ladies' Section)
(૫) ફરતુ પુસ્તકાલય (Travelling Library Section)

એમ પાંચ મહત્ત્વનાં અંગો જનસમૂહ અગર જનતાની જ્ઞાનપિપાસા પૂરી પાડી શકે છે દરેક વિભાગનો વિકાસ કરવો અને તેને લોકભોગ્ય બનાવવો એ તે કામ જેને સુપ્રત થયેલુ છે તે ગ્રંથપાલના મહત્ત્વ અને યોગ્યતાની કસોટી છે ગ્રંથપાલે ફક્ત પોતાને સોંપવામાં આવેલા પુસ્તકો સાચવીને અગર આપવા લેવાનુ કામ કરીને સંતોષ માનવાનો નથી પરંતુ પોતાની પાસેનાં પુસ્તકો વિષયવાર વર્ગીકરણ કરી ગોઠવવામાં અને નવીન અગર જૂના પ્રસિદ્ધ કે અપ્રસિદ્ધ પુસ્તકોની માહિતી પ્રાપ્ત કરી વાચક અગર અભ્યાસીને જરૂર પડે ત્યારે તે પૂરી પાડવાની છે તેમ જ લેખકો સંબંધી પણ માહિતી કોઇપણ વખતે આપી શકાય તેવી તૈયારી પણ રાખવી જોઇએ એટલુ જ નહિ પણ દરેક બાબતમાં શાંત, અને સહાનુભૂતિદર્શક બની અભ્યાસી લોકોને જ નહિ પરંતુ જનતાને માર્ગદર્શક બનવામાં પોતાના જ્ઞાન અને અનુભવની લ્હાણ કરવા તત્પર રહેવુ જોઇએ તમામ વિભાગોની ઉપયોગિતા સામાન્ય જનતા માટે સુસાધ્ય મનાઈ છે અને લોકોમાં દિનપ્રતિદિન વાચનનો અને તે દ્વારા જ્ઞાનનો વધારો થયે જાય છે પરંતુ આ બધા વિભાગોમા અધ્યયન વિભાગનુ મહત્ત્વ અભ્યાસીની દૃષ્ટિએ તેની ઉપયોગિતા માટે ઘણુ છે અધ્યયન વિભાગમાં જુદા જુદા વિષયને અનુરૂપ સંપૂર્ણ માહિતીપૂર્ણ પુસ્તકો વર્ગીકરણ કરીને રાખવામાં આવતા હોઈ તેનો ઉપયોગ કોઇપણ અભ્યાસી પોતાને ઘેર અગર પુસ્તકાલય બહાર ન લઇ જતાં અધ્યયન વિભાગમાં બેસી પોતાની મરજી મુજબ વાંચી લાભ લઈ શકે છે ગ્રંથપાલ પાસે પોતાના જરૂરી અમુક વિષય સંબંધી જણાવતા તે વિષય ઉપર ક્યાં ક્યાં અનુકૂળ પુસ્તકો કયી ભાષાના તેને ઉપયોગી થઇ પડે તેવા છે તેનુ ગ્રંથપાલે માર્ગદર્શન કરાવવુ જોઇએ લેખકો, વિવેચકો, ચિંતકો, જિજ્ઞાસુ વિદ્યાર્થીઓ તથા સંશોધન-અભ્યાસીઓ આ વિભાગનો પોતાની જ્ઞાનવૃદ્ધિ અને નિપુણતા માટે કલાકોના કલાકો સુધી આવી ઉપયોગ કરે છે વડોદરા મધ્યવર્તી પુસ્તકાલયમાં આ વિભાગનો લાભ લેનારા ફક્ત વડોદરાનાજ નહિ પરંતુ અમદાવાદ, મુંબઇ વગેરે ગુજરાત કાઠિયાવાડ તેમ જ બહારના વાચકોનો પણ સમાવેશ થાય છે તે સિવાય ઘણા જિજ્ઞાસુઓ પત્ર દ્વારા આ અધ્યયન વિભાગમાંથી માહિતી મેળવે છે પ્રતિવર્ષે સારી સંખ્યામાં વાચકોને આ વિભાગ આશિર્વાદરૂપ થયો છે આ અધ્યયન વિભાગમાં ગુજરાતી, મરાઠી તથા અંગ્રેજી ભાષાવાર વિભાગ રાખ્યા હોઇ જુદા જુદા તમામ પ્રકારના પુસ્તકો રાખવામા આવ્યા છે

છપાય અગર લખાય એ તમામ સાહિત્ય ન કહેવાય અને તે તમામ પુસ્તકાલયમાં સંગ્રહ યોગ્ય ન ગણાય કહેવામાં આવ્યુ છે કે કેટલાક પુસ્તકો માત્ર આસ્વાદ માટે હોય છે, બીજા જેમ તેમ ગળી જવાનાં હોય છે, ત્યારે ઘણાજ થોડાં પુસ્તકો ચાવીને પચાવવા જેવાં હોય છે જેથી પુસ્તકોની પસંદગી અને પુસ્તકાલયોમાં તેનો સંગ્રહ તેવી દૃષ્ટિએ અને જનતાની રસવૃત્તિને પોષક બની તેના સુખ માટે ઉપયોગી બને તેવી હોવી જોઇએ વડોદરાના મધ્યવર્તી પુસ્તકાલયમાં આ તત્ત્વને અનુસરી પુસ્તકો પસંદ કરી રાખવામાં આવે છે

અધ્યયન વિભાગની વિશિષ્ટતા એ છે, કે તેમા સંગ્રહેલા પુસ્તકો પૈકીના નોંધપાત્ર પુસ્તકોની યાદી તથા કેટલાક આકરગ્રંથોની પરિચયપત્રિકા ખાતા તરફથી પ્રસિદ્ધ કરવામાં આવેલી છે, જેથી વાચકોને માર્ગદર્શન સુલભ થઈ પડે તેમજ પુસ્તકાલયમા ખરીદાતાં અંગ્રેજી

પુસ્તકોની યાદી પણ આજ્ઞાપત્રિકામા પ્રસિદ્ધ કરવામા આવે છે જ વાચ઼ોને પણ પુસ્તકો સ બ ધમા સૂચનો કરવા છૂટ હોઇ સૂચના થયે પુસ્તક પસંદગી વખતે તેનો વિચાર થાય છે

હાલમા મોટા ભાગના વ ચકોની ગ્સવૃત્તિ સામાન્ર પ્રકારની અને ખાસ કરીને ઊતરતી કક્ષાની નવલો તરફ ઢળતી હોવાનુ માગ અનુભવ અને વ ચાયલા પુસ્તકોની સ ખ્યા અને તેમની માગણી ઉપરથી જણાઇ આવ્યુ છે અને તે મારે દુ ખપૂર્વક નોંધવુ પડે છે ગ્રથ-પાલની ફરજ અને તેની દોરવણી ાચકને ઉપયોગી થઇ પડે અને સાથે સાથે તેનામાં ઉચ્ચ પ્રકારનું પ્રેરણામય વાચન પૂરૂ પાડતા પુસ્તકો માટેની પિપાસા જાગ્રત થાય તેમા રહેલી છે પુસ્તકાલયનો લાભ લેનાર જનતાનો થોડે ક ભાગ ઉચ્ચ કક્ષાનાં પુસ્તકો તરફ પ્રેરાયો છે પર તુ વધુ ને વધુ જનતાને એવા પુસ્તકો તરફ વાળવા માટે તેમને રુચિકર અને ત દુરસ્ત વાચન પૂરૂ પાડતુ સાહિત્ય રજુ કરવુ જોઇએ, જો કે આધુનિક લેખકવર્ગ સમાજના નીચલા થરોને પોતાનો વિષય બનાવીને તે જાતનુ સા હત્ય જનતા આગળ મૂકે છે અને જનતાને તે જાતના સાહિત્ય તરફ વાળવા પ્રયત્ન કરવ મા આ વે છે

પુસ્તકાલયપ્રવૃત્તિ સાથે આપણા રાજ્ય મા તેના આદ્યસ્થાપક કે શ્રીમ ત સયાજીરાવ મહારાજા તથા તેને વેગ આપનાર સ્વ શ્રી મોતીભાઈ અમીન સાહેબના પ્રયાસોને આપણે કદી પણ ભૂલીશુ નહિ સરકાર પ્રજાના લાભ માટે લાખો રૂપિયાનો ખર્ચ કરે છે તેનો પૂરેપૂરો લાભ લેવો અને સારો ઉપયોગ કરવો એ જનતાની જ ફરજ છે પર તુ અનુભવથી જણુ ય છે કે વાચકો સારા અને સારો લાભ લેનાર આવે છે તેમજ કેટલાક એવી પણ મનોવૃત્તિના આવે છે કે જાણે અગર અજાણે પુસ્તકોમાથી ચિત્રો, પુસ્તકોના અગત્યના ફકરાઓ અગર પાના કાઢી લેવા તથા તક મળે પુસ્તક ચોરી જવાનુ ચૂકતા નથી અને કેટલાક વાચકો તો પુસ્તકોમાં પોતાના અગર પારકાના વિચારો લેખી દર્શાવી પુસ્તકોનો બગાડ કરે છે કેટલાક પોતાને ઉપયોગી એવા દુર્મિલ પુસ્તકો દબાવી લેવા ચૂકતા નથી ખરેખર, આવા વૃત્તિને કોઇ વિચા શીલ વાચક ઉત્તેજન ન આપી શકે

પુસ્તકાલયો ગ્ર થપાલો અને વાચકોને પણ મદદરૂપ તેમ જ માર્ગ દર્શક થઈ પડવામા પુસ્તકાલય સહાયક સહકારી મ ડળ અને તે દ્વારા પ્રસિદ્ધ થતા ‘ પુસ્તકાલય ’ માસિકનો ઉલ્લેખ અત્રે અસ્થ ને ન હિ ગણાય છેલ્લા પચ્ચીસ વર્ષથી આ માસિકની પ્રવૃત્તિ ચાલુ છે શરૂઆતનાં ત્રિમાસિક અને બાદ મ સિકનુ રૂપ ધરી ‘ પુસ્તકાલય ’ પ્રાર ભમાં સદ્દગત નાના-ભાઇ, ચ દિવાનજી, ત્યારપછી શ્રી નાણુલાલ ચોકસી અને હાલમાં શ્રી મણિભાઇ વ્યાસના તત્રીપણા નીચે વડોદરા રાજ્યના પુસ્તકાલયોની સે ા કરી રહ્યુ છે અને પુસ્તકાલય પ્રવૃત્તિને વેગ આપી રહ્યુ છે. છેલ્લી પા સદીના આવા અવિરત પરિશ્રમના પરિણામે આજે આપણે ‘ પુસ્તકાલય ’ ને આપણી પ્રવૃત્તિના એક મજબૂત અગરુપે જોઇએ છીએ આપણે આશા રાખીએ કે આ માસિક મહાગુજરાતની પુસ્તકાલયપ્રવૃત્તિ જે હવે પછી ખીલવાની છે તેની પણ મહદ્ અ શે સેવા કરી શકવાને સમર્થ બનશે

અ તમાં, વડોદરા રાજ્યનુ મહાગુજરાતમા વિલીનીકરણ થયા પછી, મહાગુજરાત પણ વડોદરાનો ઉચ્ચ સ સ્કારવારસો સાચવી શકે અને મહાગુજરાતને ગામડે ગામડે કૂવા, ધર્મ-શાળા અને શાળા સાથે પુસ્તકાલયનુ સ્થાન પણ નિશ્ચિત બને એવી આશા રાખીએ

લેખક :

# ગુપ્ત ગંગા

શ્રી. રામભાઈ કા. પટેલ
મંત્રી વ. ગ. પુ. મંડળ

આપણા પુરાણોમાં આવતી પાતાળગંગાને ભાગીરથી ગંગા જેટલી મહત્તા નથી અપાઈ, એ કથાનકને આપણા પુરાણવાચકોમાંના ઘણાને ખ્યાલ પણ નહિ હોય એવી પાતાળગંગાના દૃષ્ટાંતપૂર્વક લેખકે, આજના યુગમાં પાતાળમાંથી—અમેરિકામાંથી-વહાવેલી ગુપ્તગંગા—જ્ઞાનગંગાના એક ઉત્તમ રૂપકરૂપે અહીં રજૂ કરી છે. તમારી કલ્પના દોડાવી એ રૂપકને ઓળખી કાઢો.

ભારતવર્ષની અનેક રોમાંચક અને રસિક કથાઓ ભાગવત અને પુરાણોનાં પાનાં ઉપર આલેખાએલી છે. આકાશમાંથી પારિજાતકનું એક નાનું સરખું પુષ્પ લાવવા માટે અઢળક દોલત અને સમૃદ્ધિના વૈભવમાં આળોટતાં રુક્મણીજી જેવા શ્રી કૃષ્ણ ભગવાનના પટરાણીના રીસામણાંની કથા કે સ્વર્ગમાંથી પતિતપાવની ગંગાજીને પૃથ્વી ઉપર ઉતારવા માટે સગર રાજાના વંશજોએ આદરેલા સફળ ભગીરથ પ્રયત્નોનું આખ્યાન સૌ કોઈના સ્મૃતિપટ ઉપર હંમેશાં રમ્યા કરે છે. પરંતુ નીચે પાતાળમાં વહેતાં ગુપ્તગંગાજીને ઊંચે લાવી શુષ્ક થતા જતા ભરતખંડમાં વહેવરાવનાર સૂર્યસેન રાજાની કથા હજુ કથા તરીકે બહુ પ્રચલિત નથી. પાતાળનો મહિમા સ્વર્ગ જેટલો મોટો મનાયો નથી તે કારણ હોય વા અવર ગંગાજીના ઊર્ધ્વગમનની કથા અધ:ગંગાજીના અવતરણકથા જેટલી આકર્ષક ન હોઈ શકે તે કારણ હોય વા કૃષ્ણ ભગવાન જેવી મહાન વ્યક્તિના નિકટના સગા હોવાનું સદ્‌ભાગ્ય આ સૂર્યસેન રાજાને સાંપડયું નથી તે કારણ હો—ગમે તે કારણ હો—પણ ભારતવર્ષની આ વિજયગાથાને પુરાણીઓ અને વ્યાસજીઓએ ભજનીકો અને કથાકારોએ હજુ પુરો ન્યાય આપ્યો નથી તે તો સાચું જ છે.



શ્રી રામભાઈ કા. પટેલ
મંત્રી, વસો કેળવણી મંડળ
વ. ગ. પુ. મંડળ

પોતાના રાજ્યને નંદનવન સમું બનાવવાના કોડ સેવનાર આ રાજા નાની વયમાં જુદા જુદા દેશોનું પર્યટન કરે છે, અને અનેક સાહસો ખેડી ઠેઠ પાતાળ દેશ સુધી જઈ પહોંચે છે. ત્યાં તેને ગુપ્ત ગંગાજીનાં અલૌકિક દર્શન થાય છે. વીંધી ઝરણી આ પતિતપાવની જાહ્નવીનાં સ્નાન કરી પોતે કૃતાર્થ થાય છે અને સ્વર્ગારોહણનો આનંદ અનુભવે છે, પણ દિનરાત પોતાની પ્રજાના હિતનું ચિંતન કરનાર રાજાને આ સમયે પોતાની પ્રજા યાદ આવે છે. પ્રજાના દુઃખે દુઃખી થનાર અને પ્રજાના સુખમાં સાચું સુખ જોનાર સૂર્યસેન રાજા ગંગાજીને પોતાના રાજ્યમાં લાવવાની ઇચ્છા કરે છે. પણ કેવળ ઇચ્છા કર્યાથી ઇચ્છિત વસ્તુ કંઈ ઓછી જ પ્રાપ્ત થાય છે !

સ્વદેશ પાછા આવતા રાજાને રાતદિવસ આ ગંગાજીના જ સ્વપ્નો આવે છે, અન્ય રાજ્યકારભારમાં એનું ચિત્ત ચોંટતું નથી પ્રજાને શાશ્વત સુખી કરવાનો એક માત્ર રામબાણ ઉપાય આ ગંગાસ્નાન જ છે, એમ તેની પ્રતીતિ રોજ ને રોજ વધુ દૃઢ થતી જાય છે આ મહાભારત કામ માટે રાજ્યના કર્મચારીઓ અને અમાત્યો, સુભટો અને સેનાપતિઓ ઉપર રાજા નજર નાખે છે મોટા મોટા શિલ્પીઓ અને હિજ્ઞાના આ કામ માટે નિરુપયોગી લાગે છે રાજધાની બહાર રાજ્યના ખૂણે ખૂણે તપાસ થાય છે પતિતપાવની ગંગાજીના વહેણ રાજ્યમાં વાળવાનું મહાભગીરથ કામ કરનાર કોઈ રાજસેવકની શોધખોળ રાજા જાતે કરે છે રાજ્યના એક ખૂણે આવેલી પ્રેમપુરી નગરીમાં એક આશ્રમધારી માધવ પંડિત ઉપર રાજાની નજર જાય છે જનક વિદેહીની જેમ સંસારની અનેક લોકભદ્ર પ્રવૃત્તિઓથી નિટળ એવો છતાં નિર્લેપ–અનાસક્ત જીવન જીવતો આ પંડિત ગંગા માહાત્મ્યના સ્તોત્ર રચતો અને ભવિષ્યમાં પધારનાર ગંગામૈયા માટે ભૂમિકા તૈયાર કરતો પોતાનું નિર્મળ જીવન વિતાવે છે રાજદૂત તરફથી કહેણ આવતા પોતાના પ્રાણસમો આશ્રમ અને આશ્રમવાસીઓને છોડી તે રાજધાનીમાં પહોંચી જાય છે રાજઆજ્ઞાને માથે ચઢાવી પોતાના જ્ઞાન અને તપ–વ્રતોની તપશ્ચર્યાનો પુણ્યપ્રભાવ–હોડમાં મૂકે છે આ ભલો રાજા પણ પોતાની દોલત આ પંડિતના ચરણે ધરે છે અને મનના સંયુક્ત બળથી -આપભોગથી–આત્મભોગ–ગંગાજી રાજ્યમાં પધારે છે રાજ્યના આ મહાન ચમત્કારની વાતો દેશવિદેશ પહોંચે છે રાજા અને તેના પંડિતની કીર્તિ ચારે દિશામાં ફેલાય છે સર્વત્ર વાહવાહ બોલાય છે, રાજા પ્રજાના હૃદયમાં આનંદ માતો નથી

પણ પંડિતની મુખમુદ્રા જેમની તેમ છે ગંગાના આગમનનો આનંદ તેના ચહેરા પર જણાતો નથી એક નાની કુટિરમાં તે સદા વિચારમગ્ન બેઠેલો દેખાય છે ગંગાજીના નીર રાજ્યના દૂર દૂરના નાનામાં નાના અને એકેએક ગામડા સુધી ન પહોંચે સૌ–કોઈની ગંગા-સ્નાનની ઇચ્છા ઘરબેઠા તૃપ્ત ન થઈ શકે–ત્યાં સુધી તેને ચેન નથી નદીની નહેરો અને ઉપનહેરોની યોજનામાં તે ગરકાવ થઈ જાય છે ધીમેધીમે પોતાની તપશ્ચર્યા ફળતી લાગે છે અને ટૂંક વખતમાં આખું રાજ્ય ગંગામય બની જાય છે તેને ગંગાજીના નીર સદા નિર્મળ રહે તે માટે યોજનાઓ વિચારાય છે, ગંગાકાંઠે કોઈ ગંદકી ન કરે કે ગંગાજળને કોઈ અપવિત્ર ન કરે તે માટે કાયદાઓ ઘડાય છે અને ગંગાના વહેણ દૂરદૂર સુધી અસ્ખલિત સતત વહ્યા કરે તે માટે શક્તિસદન ( પાવર હાઉસ ) ઊભાં થાય છે

આજે તે પરદુ ખભંજન રાજા હયાત નથી, જનકલ્યાણ માટે પોતાની કાયાને ઘસી નાખનાર એ પંડિત પણ હયાત નથી પણ તેમણે ગોઠવેલા યંત્રો આજેય ચાલુ છે ગંગાનાં વહેણ એ જ રીતે એકધારા વહ્યા કરે છે સૌ કોઈ ગંગાસ્નાનનો મહિમા ગાય છે, અને સજળ-નયને રાજાને અને પંડિતને યાદ કરે છે

સુદર્શન રાજાના અને માધવ પંડિતના આ આત્મમેધ યજ્ઞને-ભગીરથ પ્રયત્નને શું વિશેષણ આપવું, તે જડતું નથી, ગંગાજીને આકાશમાંથી નીચે પૃથ્વી ઉપર લાવવામાં અને તેના વહેણ કેવળ નીચાણ તરફ જ ચાલુ રહેવામાં તો ગુરુત્વાકર્ષણનો નિયમ મુખ્યત્વે કારણભૂત છે, જ્યાંથી એક જ સ્થળે વહેતાં ગંગાજીનો લાભ તો સશક્ત અને સાધનસંપન્ન માણસો જ લઈ

( અનુસંધાન પૃષ્ઠ ૩૦૨ ઉપર

# મધુકર અને મધપુડો

લેખક
શ્રી. નદલાલ મોહનલાલ ઠક્કર

**સ્વ.** મહારાજા સયાજીરાવ ગાયકવાડ ત્રીજાના વિદ્યાપ્રેમનાં જીવંત પ્રતીકો વડોદરા રાજ્યમાં અનેક સ્વરૂપે ફૂલી ફાલી રહ્યા છે તેમા જ્ઞાન-પ્રચાર માટેની પુસ્તકાલયપ્રવૃત્તિ પ્રથમ સ્થાન પ્રાપ્ત કરે છે પુસ્તકાલય પ્રવૃત્તિને સહાયક થવા માટે જન્મેલ પુ સ સ મડળ અને મડળ હસ્તકથી પ્રગટ થતુ 'પુસ્તકાલય' માસિક પત્ર મધપુડો અને મધુકર જેવાં છે

રિડર્સ ડાઇજેસ્ટ જેવાં માસિકો આપણે ત્યાં ગુજરાતીમાં નથી તેમાં "પુસ્તકાલય" માસિકનો "સામયિક દોહન" વિભાગ વર્તમાનપત્રોમાં વહી જતા ચિરજીવ અને સસ્કારી તત્ત્વો ચૂટી ચૂટીને વરસોથી જે રીતે રજૂ કરે છે (તે સિવાય પુસ્તકાલયો માટેના માર્ગ-દર્શનનુ સાહિત્ય પણ પીરસાય જ છે) તે પ્રવૃત્તિ "પુસ્તકાલય" માસિકને મધુકરનુ સ્થાન અપાવે છે અને વડોદરા રાજ્ય પુસ્તકાલય પ્રવૃત્તિને સહાયભૂત થતુ પુ સ સ મંડળ મધપુડાનુ સ્થાન મેળવે છે

મધપુડા અને મધુકરની પ્રવૃત્તિ દેશના આરોગ્ય માટે હમેશાં ફાયદાકારક હોય છે તે જ રીતે પુસ્તકાલય સસ્થા અને "પુસ્તકાલય" માસિકની પ્રવૃત્તિ વડોદરા રાજ્યની પ્રજાનાં માનસિક આરોગ્ય અને જ્ઞાનવૃદ્ધિ માટે અમૃતસમી પુરવાર થઈ છે મુબઇ ઇલાકા કે ગમે તે પ્રાંત સાથે વડોદરા રાજ્યનુ જોડાણ થશે ત્યારે વડોદરા જ્ઞાનપ્રચારની આવી સસ્થાઓ સાથે જોડાઈને મુબઈ ઇલાકા ને સૌરાષ્ટ્રમાં પુસ્તકાલય પ્રવૃત્તિમા આગેવાની ભોગવી શકશે અને જોડાણથી થતા અનેક લાભોમાનો આ અમૂલ્ય એવો લાભ હશે

સસ્થા અને "પુસ્તકાલય" માસિક ચિરજીવ હો.

---

(અનુસધાન ૩૦૧ નુ)

શકે છે છતાં તે પ્રયત્ન ભગીરથ પ્રયત્ન ન કહેવાય તો પછી પાતાલમાંથી ગગાજીને ખેચી લાવનાર ગરીબ અને તવગર, દુખી અને અશક્ત સૌ કોઇને ઘેરબેઠા ગગાજીનો લાભ મળે તે માટે નાની મોટી નહેરોની યોજના કરનાર, અને ઉંચાણ કે નિચાણ જોયા વિના વહેણ એકધારુ સર્વત્ર વહ્યા કરે તેવી ગોઠવણ કરી જનાર આ રાજા અને પડિતના પ્રયત્નને "**મહાભગીરથ**" *વિશેષણ જ વધારે યોગ્ય લાગે છે*

સભવ છે કે આ અપ્રકટ પુરાણકથાને કોઇ કલ્પિત માને, કોઇ અશક્ય માને, કોઇ ભાગવત કથાની જેમ વ્યાસ મુનિના કલ્પનાના તરગો માને એમ પણ સભવ છે કે કોઇ આ ગુપ્ત ગગાજીને-જ્ઞાનગગા માને, પાતાળ દેશને અમેરિકા માને, સર્વસેન રાજાને પુણ્યશ્લોક ગુર્જરનરેશ શ્રીમત સયાજીરાવ મહારાજા માને, પ્રેમપુરી આશ્રમના માધવ પડિતને પેટલાદ બોડિગના મોતીભાઇ સાહેબ માને અને ગગાજીનાં અસ્ખલિત નિર્મળ વહેણ માટે ઉભાં કરાયેલાં શક્તિસદનો (પાવર હાઉસ) ને પુસ્તકાલય ખાતુ, પુસ્તકાલય સહાયક સહકારી મડળ નિ અને રાજ્ય પુસ્તકાલય મડળ વગેરે પ્રવૃત્તિઓ માને જેને જેમ ફાવે તેમ કલ્પના દોડાવવાની છૂટ છે આધુનિક ભાગવતમાં કોઇ આધુનિક વ્યાસ મુનિએ આ કથાને યોગ્ય સ્થાન આપી રાજા અને તેના પડિતના મહાભગીરથ પ્રયત્નને અમર બનાવવાની પણ છૂટ છે

વસો ૬-૩-૪૯

---

પુસ્તકાલય સ. સ મંડળનાં

# કેટલાંક સંસ્મરણો

લેખક
શ્રી શંકરભાઇ સો. પટેલ

ગુજરાત વિદ્યાપીઠમાંથી સ્નાતક થયા પછી અનુકૂળ કામને માટે હું મારા એક જૂના શિક્ષકને મળ્યો તેમણે મને ચિઠ્ઠી લખી આપી વડો સ્વ. મોતીભાઈ સાહેબ પાસે મોકલ્યો ત્યાં તેમને મળતા તેમને મને કહ્યું પુસ્તકાલય" મંડળમાં તમને લઈએ 'પુસ્તકાલય' નામનું ત્રૈમાસિક શરૂ કર્યું છે તે માસિક કરવું છે તમે તેના તંત્રી તરીકે કામ કરશો વિશેષમાં, મંડળ પ્રકાશનનું કામ પણ કરવા ઇચ્છે છે તેમા પણ તમારે મદદ કરવી "



શ્રી શંકરભાઇ સો. પટેલ

આમ હું પુસ્તકાલય મંડળમાં જોડાયો, અને પુસ્તકાલય' ત્રૈમાસિક માસિક બન્યુ

આ માસિકની દોરવણી સ્વ મોતીભાઈ સાહેબ કરતા તેઓ મને પુસ્તકાલય પ્રવૃત્તિને લગતુ અંગ્રેજી સાહિત્ય આપે એમાથી ગુજરાતી રૂપાતરો કરી 'પુસ્તકાલય' માસિકમાં ઘણુ લેવામાં આવતુ આ અંગ્રેજી સાહિત્ય મોટે ભાગે અમેરિકાની સંયુક્ત સંસ્થાનોની પુસ્તકાલયપ્રવૃત્તિને લગતુ હોય સ્વ મોતીભાઈ સાહેબને કોડ હતા કે દેશની પુસ્તકાલયપ્રવૃત્તિ પ્રગતિ કરે તથા તે નાનીમોટી દરેક બાબતમાં શાસ્ત્રીય દૃષ્ટિએ આગળ વધે પુસ્તકાલયના મકાનો ઉપસ્કર, વર્ગીકરણની પદ્ધતિ, ખાસ પુસ્તકાલયો, પુસ્તકાલય પ્રવૃત્તિને લગતુ શાસ્ત્રીય સાહિત્ય, પુસ્તકોની વર્ગીકૃત યાદીઓ, પુસ્તકોના પરિચયો, પુસ્તકાલયોના પ્રબંધ તથા નિરીક્ષકો વગેરે બાબતોમા, દુનિયાના પ્રગતિમાન દેશોની પુસ્તકાલયના પ્રવૃત્તિનો અભ્યાસ કરી આપણે પ્રગતિ સાધવી, એમ સ્વ મોતીભાઈ સાહેબની અભિલાષા હતી. એ અભિલાષા પૂરી પાડવામા 'પુસ્તકાલય' માસિક ઉપયોગી થાય એમ તેઓ માનતા

સ્વ મોતીભાઈ સાહેબ મધ્યવર્તી પુસ્તકાલયમાંથી સાંજના સાડા પાચ વાગ્યે છૂટી, પગે ચાલતા તેઓ મંડળમાં દરરોજ આવતા મંડળના મંત્રીને મળી નાનીમોટી માહિતી મેળવી લેતા, એમને જો કંઈ અડચણો હોય તેનો માર્ગ દર્શાવતા તથા નવી નવી યોજનાઓ સમજાવતા મધ્યવર્તી પુસ્તકાલયમા પુષ્કળ કામ કર્યા પછી તેઓ મંડળમાં આવતા, તેમ છતાં તેઓ મંડળનુ કાર્ય તાજગીથી કરતા

તેમની વાતચીત ઉપરથી લાગતુ કે મંડળ મારફત સારાં પુસ્તકો ગુજરાતના જનતાને પૂરાં પડે, એવી તેમની ઇચ્છા હતી મંડળ વેપારી દૃષ્ટિથી શરૂ કરેલુ નહિ હોવાથી તેની મારફત પુસ્તકો લેવામાં ગુજરાતની જનતાને જરૂર લાભ થાય તેમ તેઓ માનતા

( અનુસંધાન પૃષ્ઠ ૩૦૫ ઉપર જુઓ )

# હિંદભરની એક પ્રાણવાન સંસ્થા બને

લેખક શ્રી. વિષ્ણુપ્રસાદ પ્ર પંડ્યા

**દેશને ફરજીઆત કેળવણી જેટલી જરૂરની છે, તેનાથી વધારે જરૂરી પુસ્તકાલયો છે**



શ્રી વિષ્ણુપ્રસાદ પ્ર પંડયા

જો પુસ્તકાલયો ન હોય તો સાધારણ ભણેલા માણસો ભણેલું ભુલી જવાનો ભય રહે છે અને આ ઉદ્દેશ ધ્યાનમાં રાખી દેવલોકવાસી શ્રીમંત સયાજીરાવ મહારાજાએ ગામડે ગામડે પુસ્તકાલયો સ્થાપવાની યોજના તૈયાર કરાવી. આ યોજનાને અમલી બનાવવા માટે તેમણે સ્વ. પૂજ્ય મોતીભાઈ અમીન સાહેબને શોધી કાઢયા. સ્વ. પૂજ્ય મોતીભાઈ સાહેબે પોતાની મિત્ર મંડળ પુસ્તકાલયોની યોજનામાં ફેરફાર કરી ગામડે ગામડે સાર્વજનિક પુસ્તકાલયો ખોલવા શરૂ કર્યા.

સાચી અને ઉપયોગી વસ્તુઓને અપનાવતાં સમાજને વાર લાગતી નથી. પુસ્તકાલયોની જરૂરીઆત અને ફાયદા લોકો વિદ્યુતવેગે સમજવા લાગ્યા અને ઘોડાપૂર વેગે પુસ્તકાલયો ઊઘડવા લાગ્યા. હવે પૂ. અમીન સાહેબને સમજાયું કે પુસ્તકાલયો માટે લોકોને પૂરતી ભૂખ જાગી છે, પરંતુ જે નવીન ખોલાતાં પુસ્તકાલયોને સાધનસામગ્રી ઉત્તમ પ્રકારની પહોંચાડવા માટે જો ખાસ વ્યવસ્થા નહિ થાય તો, ગમે તેવું સાહિત્ય પુસ્તકાલયોમાં પેસી જશે અને તેના પરિણામે જનતાને લાભને બદલે હાનિ થશે. ખરાબ પુસ્તકો જનતાના ચારિત્ર્યને હાનિ પહોંચાડે. તેવું સાહિત્ય જો જનતાના હાથમાં મૂકવામાં આવે તો દિનપ્રતિદિન જનતાની પ્રગતિને બદલે અધઃપતન થતું જશે. ઉપરાંત, દરેક પુસ્તકાલય સ્વતંત્ર રીતે પુસ્તકો ખરીદે, છાપાં ખરીદે, અન્ય સામાન ખરીદે તો ખર્ચ પણ ઘણો થાય. વર્ષે ઇતર ખર્ચ ઉપરાંત હજારો રૂપીઆ પુસ્તકાલય માટેનું સાહિત્ય મેળવવા પાછળ ખર્ચાય તેમજ પુસ્તકાલયો માટે નાણાંની વ્યવસ્થા કરનાર જો કોઈ ખાસ વ્યવસ્થા ન હોય તો પુસ્તકાલયોની મૂડીઓ જોખમાવાનો ભય રહે છે.

આ ત્રણેય મુદ્દાઓનો તોડ તેઓશ્રીએ સહકારી કાયદાનો આશ્રય લઈને કાઢયો. તેમણે પુસ્તકાલય સહાયક સહકારી મંડળ સ્થાપ્યું અને આજે પુસ્તકાલયોને સારાં ઉત્તમ કોટીનાં પુસ્તકો એકજથ્થે મેળવી ઓછામાં ઓછી કિંમતે તેમના હાથમાં જાય તેવી વ્યવસ્થા

કરે છે પુસ્તકો ઉપરાંત અન્ય લાકડી સામાન પણ તે મેળવી આપે છે વર્તમાનપત્રો માટે લવાજમો એકજથ્થે મોકલવાની યોજના છે તેથી ફક્ત એક વર્તમાનપત્ર દીઠ રૂ ૦-૧-૦ લઈ પુસ્તકાલયને પહોંચાડવા માટે તે વ્યવસ્થા કરે છે અને એ રીતે ફક્ત એક આનામાં પત્રવ્યવહાર અને મનિઓર્ડરનો ખર્ચ બચે તે બચાવી લે છે આ રીતે મેકડો રૂપીઆ પુસ્તકાલયનું ટપાલખર્ચ મ ડળ બચાવે છે

હમણા હમણા ઉત્તમ પુસ્તકો પ્રગટ કરવાનું કામ પણ કરવા માંડયું છે, પણ તે મ દ ગતિએ ચ લે છે આ બરાબર ન કહેવાય તેણે તો સારા લેખકોને શોધી કાઢી સસ્તા સાહિત્ય વર્ધક કાર્યાલયની માફક વિપુલ સાહિત્ય પુસ્તકાલયોને પીરસવું જોઈએ

પોતાનું સ્વતંત્ર મકાન કરવું જોઈએ, પ્રેસ પોતાનું રાખવું જોઈએ, પ્રકાશન વિભાગ નવો કરી તેને વિકસાવવો જોઈએ આખા દેશમા આ જાતનું કામ કરનારી આ એક જ સ સ્થા છે અને હવે તો તેની કાર્યમર્યાદા વડોદરા રાજ્યની ચાર દિવાલો વચ્ચે હતી તે દૂર થઈ છે તેણે હવે આ કાર્ય સમસ્ત હિન્દુસ્તાનને માટે કરવાનો સમય આવ્યો છે સમય સમયનું કામ કર્યે જાય છે એટલે પુસ્તકાલય સ સ મ ડળે પણ સચેત બની પોતાની પ્રગતિ સાધવી જોઈએ

વ હેલામા વહેલી તકે—(૧) પોતાનું સ્વત ત્ર મકાન, (૨) છાપખાનું, (૩) પ્રકાશન વિભાગ, (૪) પ્રાચીન સાહિત્યના સ શોધન માટે શોધખોળ વિભાગ ખોલવા જોઈએ, તેમ જ તેની શાખાઓ દેશના જુદા જુદા શહેરોમા ઉઘાડવી જોઈએ હું આશા રાખું છું કે વહેલામા વહેલી તકે પુસ્તકાલય સહાયક સહકારી મ ડળ આખા દેશની એક પ્રગતિવાન સ સ્થા બને

---

( અનુસ ધાન પૃષ્ઠ ૩૦૩નું )

વળી સામાન્ય પુસ્તકવિક્રતાઓ તો જેમા વધારે મળતર રહે તેવા પુસ્તકો વેચે, પણ મ ડળ તો મળતરની દૃષ્ટિને બદલે પ્રજાકલ્યાણની દૃષ્ટિ રાખી વિવિધ વિષયો—ખેતીવાડી, આરોગ્ય, જીવનચરિત્રો, પ્રવાસ, ધર્મ, નીતિ, તત્ત્વજ્ઞાન વિજ્ઞાન વગેરેના પુસ્તકો રાખે તેમ તેમની ઇચ્છા હતી આવા પુસ્તકો કોઈ વાર મ ડળમા ન હોય તો તેના માગનારને તે તકલીફ વેઠીને પણ મેળવી આપે એમ તેઓ ઇચ્છતા

નવલકથાઓ, વાર્તાઓ વગેરે વધારે વેચાય છે, તેથી પ્રકાશકો તેવા જ પુસ્તકો સામાન્ય રીતે પ્રસિદ્ધ કરે છે સ્વ મોતીભાઈ સાહેબ ઇચ્છતા કે પ્રજાજીવનને સ સ્કારી તથા સમૃદ્ધ બનાવે અને પુસ્તકાલયપ્રવૃત્તિને વિકસાવે તેવા પુસ્તકો મ ડળે પ્રસિદ્ધ કરવા

મ ડળે પુસ્તકાલયોને જરૂરી લાકડી સામાન તથા પત્રકો વગેરે પણ જોઈએ તેવા તથા બને તેટલી ઓછી કિંમતે પૂરા પાડવાનો આગ્રહ પણ સ્વ મોતીભાઈ સાહેબને હતો

મ ડળ જ્ઞાનપ્રચારના કાર્યમા ગુજરાતની અગ્રેસર સ સ્થા બને, અને તે હેતુથી ઘણું ટ્રસ્ટ ફ ડો મળે મ ડળ પગભર થાને અને તેના નોકરો સ તોષી રહી સારું કામ કરે એવી સ્વ મોતીભાઈની મ ડળ સ બ ધી ભાવના હતી

આ ભાવના પાર પાડવા મંડળ પચ્ચીસ વર્ષથી પ્રયત્નશીલ છે, અને આપણે આશા રાખીએ કે તે દિનપ્રતિદિન વધુ પ્રયત્નશીલ બને

---

# વાચનાલયો ઊભાં કરો:*

શ્રી બાળાસાહેબ ખેર
પંત પ્રધાન–મુંબઈ પ્રાંત

વાચનાલયો અને ગ્રંથાલયોમાં ફેર છે. વાંચનાલય જીવની ચીજ છે, જ્યારે ગ્રંથાલયો ગોડાઉન જેવા છે. વાચનાલયોને આપણે એવા બનાવવા નથી, એને જ્ઞાનની પરબ બનાવવી છે, કે જેથી જ્ઞાનીઓ આવી તેમની તરસ એ દ્વારા છીપાવી શકે.

બધા માણસો પૈસા ખર્ચી ચોપડીઓ વાંચી ન શકે. આજે ગુજરાતમાં દુષ્કાળ છે, ખાવા–પીવાનું મળતું નથી, ત્યાં પૈસાની અપેક્ષા કરવી નકામી છે. તેઓ માટે આવાં મફત વાંચનાલયો ખૂબ જરૂરી છે.

## જ્ઞાનનું સરોવર

મુંબઈ પ્રાંતને જ્ઞાનનું સરોવર બનાવવું છે, એના મોટા નળો દ્વારા નાની નળીઓ જોડી એનું પાણી ગામડે ગામડે પહોંચાડવાનું છે. એક મધ્યસ્થ લાયબ્રેરી પણ બનાવીશું.

મુંબઈ પ્રાન્તમાં ગુજરાતી, મરાઠી, અને કાનડી ભાષા ચાલે છે, તે તે પ્રદેશોમાં એ ભાષાની પ્રાદેશિક લાયબ્રેરીઓ બનાવવામાં આવશે. ગુજરાતમાં, વિદ્યાપીઠમાં આ પ્રાદેશિક લાયબ્રેરીનું ઉદ્દઘાટન આજે હું કરું છું, ત્યાર બાદ ચાર જીલ્લા લાયબ્રેરીઓ અને ઓગણીસ તાલુકા લાયબ્રેરીઓ ઉઘાડવામાં આવશે, જેમાં પાંચ અમદાવાદ, ચાર ખેડા, ત્રણ પંચમહાલ, ત્રણ ભરૂચ અને ચાર સુરત જીલ્લામાં ખોલાશે. ત્યારબાદ અમારો વિચાર નાના–નાના ગામોમાં જવાનો છે.

## જીવંત પ્રવૃત્તિ

ગ્રંથપાલ એવો હોવો જોઇએ કે તેણે વાચકની જિજ્ઞાસાને સારી રીતે પુષ્ટ કરવી જોઈએ, એ તેનું ખરું કાર્ય છે. આપણે વાંચનાલયોને ના પુરાણા મંદિરો જેવા બનાવવા નથી, તેને તો એક જીવન્ત પ્રવૃત્તિ બનાવવા માગીએ છીએ. સરકાર તરફથી ફરતા પુસ્તકાલયોની તજવીજ પણ થઇ છે, એ બધાં વાચનાલયોને સરકાર તરફથી ગ્રાન્ટ આપવામાં આવે છે.

હવે તમારું કામ રહ્યું લાયબ્રેરીને સાચું સ્વરૂપ આપવાનું. વાંચનાલયને સાંસ્કૃતિક પ્રવૃત્તિ એકત્ર કરનાર મધ્યબિંદુ બનવાનું છે. ઉદ્દઘાટન થયું એટલે તેનું કામ ખૂબ તેજીથી ચાલવાનું છે. આ જગ્યા શહેરથી દૂર પડશે. પરંતુ ટૂંક સમયમાં શહેરનો વિસ્તાર વધતા એ કેન્દ્ર થશે. અને અણમોલ ગ્રંથાલયની ગરજ સારશે. હવેનું કાર્ય કરવાની જવાબદારી તમારા ઉપર છે.

---

* ગુજરાત માટેના પ્રાદેશિક પુસ્તકાલયના ઉદ્દઘાટન પ્રસંગે આપેલું ઉદ્દબોધન

# એક બ્રાહ્મણ સંસ્થા

લેખક,
શ્રી. વિનાયક ગ. પંડ્યા

જીવનનિર્વાહ અને જીવનવિકાસની રીત સત્ય અને અહિંસાના જોડલા જેવી છે જે સાધનથી નિર્વાહ થાય છે, તે જ સાધનથી મનુષ્યનો વિકાસ થાય છે સન ૧૯૩૩ થી હું આ મંડળમાં જોડાયો. મંડળ, પુસ્તક ભંડાર નથી, પરંતુ મારે મન તો સરસ્વતીમંદિર છે

હાઇસ્કૂલ છોડી સરકારી નોકરીમાં જોડાયો લાંચ રૂશ્વત, છેતરપીંડી ખૂબ જોવાની મળી એટલે એ નોકરી છોડી મંડળ તથા તેનું તંત્ર જોઈ આનંદ થયો વડોદરા રાજ્યના નાના નાના ગામડાની પ્રમાણિકપણે સેવા કરવાની મળી સ્વ. પૂ. મોતીભાઈ અમીન જેવા કેળવણીકારના સંપર્કમાં આવવાનું મળ્યું ત્યારબાદ થોડો સમય વકીલાતનું ભણવાનું શરૂ કર્યું તેમાંય જૂઠ, જીવનમાં વ્યાપક રૂપે વણાઈ જશે એ ડરથી એ ભણવાનું પડતું મૂક્યું ત્યાર પછી મનમાં નિશ્ચય કરી દીધો. “ફરજીઆત ગરિમાઈ વહોરવી અને પ્રમાણિક નોકરી કરવી ફાજલ સમયમાં રાષ્ટ્રની સેવા કરવી ”

ચરખા સંઘના જેમ ખાદી ભંડારો અને ખાદી ઉત્પત્તિકેન્દ્ર વાજબી મહેનતાણું લઈ કામ કરે છે, તેમ આ મંડળની કાર્યપદ્ધતિ છે વેપારમાં મંડળ પોતાનું વાજબી મહેનતાણું લે છે અને સભાસદ સંસ્થા કોઈપણ સંજોગોમાં છેતરાતી નથી મંડળે વેપાર તરફ કદાપિ પોતાનું વલણ બનાવ્યું નથી આમ પુસ્તકાલયો ને કસ્બા પુસ્તકાલયોને તથા ઇતર દેશપરદેશની સંસ્થાઓને તંદુરસ્ત ઊંચી કક્ષાનું લોકભોગ્ય સાહિત્ય પૂરું પાડ્યું છે. બીજી વેપારી પેઢીઓની જેમ મંડળે વેપાર તરફ લક્ષ આપ્યું હોત તો મંડળ ખૂબ નાણું ભેગું કરી શક્યું હોત અને આ રૌપ્ય મહોત્સવ કદાચ તેની પોતાની મૂડીથી બંધાયેલા મકાનમાં થયો હોત પુસ્તકાલય સ સ મંડળ તો બ્રાહ્મણ સંસ્થા છે વધુ પગારની અપેક્ષાવાળા ક્યારના છુટા થઈ ગયેલા છે મંડળ પોતાની આજ સુધીની નીતિ યશસ્વીપણે ચાલુ રાખશે

સમસ્ત હિંદ એક બન્યું. મંડળ માટે હવે ક્ષેત્ર મોટું થયું મુંબઈ પ્રાંતની પુસ્તકાલય પ્રવૃત્તિનું કાર્ય મંડળ મારફત થાય એવી ઇશ્વર પ્રત્યે પ્રાર્થના છે.

---

## દુનિયાભરનો સૌથી મોટો પુસ્તકસંગ્રહ રશિયામાં છે

મોસ્કોના પુસ્તકાલયોના અધિકારીઓની પરિષદમાં આજે એમ માલૂમ પડ્યું હતું કે રશિયાના પાટનગરમાં ૪૭૩૪ પુસ્તકાલયો છે જેમાં ૬ કરોડ ૪૦ લાખ કુલ પુસ્તકો છે, દુનિયાનાં શહેરોમાં આ સંગ્રહ સૌથી મોટો ગણી શકાય —એમ યુ પ્રેસ

# પુ. સ. સ. મંડળ અને પુસ્તકાલયપ્રવૃત્તિ

લેખક -શ્રી નટવરલાલ લ પંડયા

પુસ્તકાલય પ્રવૃત્તિ એ લોકકલ્યાણની અનેક પ્રવૃત્તિઓમાંની એક અને આવશ્યક પ્રવૃત્તિ છે જ્ઞાનપ્રચાર દ્વારા મનુષ્યને તેનો વિકાસ સાધવામાં મદદ કરવી એ તેનો હેતુ છે સમષ્ટિના ઉત્કર્ષની ઉત્કૃષ્ટ ભાવના આ પ્રવૃત્તિની પાછળ રહેલી છે.

જ્ઞાનને ચક્ષુની ઉપમા અપાય છે અને સાચે જ જ્ઞાન એ અંતરચક્ષુ છે જેના અંતરચક્ષુ ખુલ્યા નથી તે છતી આંખે આંધળા જેવો છે પુસ્તકાલયપ્રવૃત્તિ જ્ઞાનની લહાણી કરે છે

આ પુસ્તકાલયપ્રવૃત્તિની પ્રેરણા કૈ. શ્રીમંત મહારાજા સયાજીરાવ પોતાના અમેરિકાના પ્રવાસમાંથી લાવ્યા અને તેમણે પોતાના રાજ્યમાં પુસ્તકાલય પ્રવૃત્તિ દાખલ કરી આ કાર્ય ઘણું જ મંદ ગતિએ ચાલતું જોઈ શ્રીમંત મહારાજા સાહેબે પુસ્તકાલયપ્રવૃત્તિના નિષ્ણાત બોર્ડન નામના એક વિદ્વાનને અમેરિકાથી બોલાવ્યા અને તેમને હસ્તક આ કાર્ય સોંપ્યું બોર્ડન સાહેબ પોતે વિદેશી હોઈ તેમને એક બાહોશ મદદનીશની જરૂર પડી શ્રીમંત મહારાજા સાહેબની નજર શ્રી મોતીભાઈ અમીન પર પડી શ્રી મોતીભાઈની હોશિયારી તથા કામ કરવાની આવડતથી શ્રીમંત મહારાજા સાહેબ સુપરિચિત હતા શ્રી મોતીભાઈએ હાથ ધરેલા સામાજિક તથા સાર્વજનિક કામોથી શ્રીમંત મહારાજા સાહેબના મનમાં શ્રી મોતીભાઈ વિષે બહુજ ઉંચો ખ્યાલ બંધાયો હતો અને તેથી જ શ્રીમંતે શ્રી મોતીભાઈને શ્રી બોર્ડન સાહેબના મદદનીશ તરીકે નિયુકત કર્યા

શ્રી મોતીભાઈએ આ અગાઉ પુસ્તકાલયપ્રવૃત્તિનું કામ હાથ ધર્યું હતું પરંતુ નાના પાયાપર તેમણે કેટલાક પુસ્તકાલયો શરૂ કરાવ્યાં હતા તે પુસ્તકાલયો મિત્રમંડળ પુસ્તકાલયના નામથી ઓળખાતા અહીં આવી શ્રી મોતીભાઈ પુસ્તકાલય પ્રવૃત્તિના કાર્યમાં એવો તો ઉત્સાહ અને નિપુણતા દાખવ્યા કે જાણે તેઓ પોતે આ પ્રવૃત્તિ માટે જ જન્મ્યા ન હોય! શ્રીમંત મહારાજા સાહેબની ધારણા પ્રમાણે પુસ્તકાલયપ્રવૃત્તિને વેગ મળ્યો અને શ્રી બોર્ડન સાહેબની યોજના, રાજ્યની મદદ અને શ્રી મોતીભાઈના પુરુષાર્થરૂપી ત્રિવેણીસંગમથી પુસ્તકાલય નામની ગંગા (જ્ઞાનગંગા) અનેકમુખી થઈ વહેવા લાગી, અને પોતાના માર્ગમાં નાનાં મોટાં જે ગામો આવે તેને પવિત્ર કરતી ચાલી ગામે ગામ પુસ્તકાલયો ઉઘડવા લાગ્યા પુસ્તકાલય ઉઘડે એટલે ગામમાં વર્તમાનપત્રો આવે, દેશપરદેશના સમાચાર જાણવા મળે, નવાનવાં પુસ્તકો આવે, નવું નવું જ્ઞાન મળે આબાલવૃદ્ધ સૌ કોઈ વાંચે અને આનંદ પામે

નવા નવા પુસ્તકાલયો ઉઘડતાં ગયા, તેમ તેમ શ્રી મોતીભાઈની જવાબદારી પણ વધતી ગઈ હતી આ જવાબદારીના ભારે તેમના કાર્યમાં ઉત્સાહ અને પુરુષાર્થનો ઓટ આણ્યો ન હતો પરંતુ શ્રી મોતીભાઈના મનમાં એક વિચાર અવશ્ય આવ્યો અને તે એ કે નવાં નવાં પુસ્તકાલયો સ્થપાય તે જોવું જેમ જરૂરી છે, તે જ પ્રમાણે સ્થપાયેલાં પુસ્તકાલયો વ્યવસ્થિત ચાલે, પુસ્તકાલયપ્રવૃત્તિ પાછળ ખર્ચાતો રાજ્ય તથા પ્રજાનો પૈસો ઉગી નીકળે અને પુસ્તકાલય પ્રવૃત્તિનું ધ્યેય સિદ્ધ થાય એ જોવું પણ એટલુંજ જરૂરી છે તેની સાથે સાથે અમલદાર તરીકેની



( અનુસંધાન પૃષ્ઠ ૩૧૦ ઉપર જુઓ )

# સહકાર અને સંસ્કારનું આદર્શ ધામ

—શ્રી. ઇશ્વરભાઇ ના. પટેલ

સહકાર, સેવા અને સંસ્કારના સિદ્ધાંત પર સ્થપાયેલા પુસ્તકાલય સહાયક સહકારી મંડળે સહકારી પ્રવૃત્તિમાં એક આદર્શ ઉભો કર્યો છે એટલું જ નહિ પણ શહેરમાંથી માંડી નાનામાં નાના ગામડા સુધી સંસ્કાર અને સહકારની સરિતા વહેવડાવી છે ગામડાના સાર્વજનિક પુસ્તકાલયના અદના કાર્યકરોએ અત્યાર સુધી મંડળના સીધા અને શાંત વહીવટી કાર્યકરો સાથે સુમેળથી, જરાપણ ગેરફાયદો વિના પુસ્તકાલયોનું કામ જારી રાખ્યું છે અને આમ મંડળનું નામ વડોદરા રાજ્યના ખૂણેખૂણે ગાજતું થઇ ગયું છે અને એનો પ્રકાશ ઠેઠ મુંબઇ ઇલાકાના પ્રદેશ સુધી પથરાઇ ગયો છે મંડળના રજતમહોત્સવ પ્રસંગે વડોદરા રાજ્યના જ નહિ, બલ્કે મહાગુજરાતના પુસ્તકાલયપ્રેમીઓએ ખુબ આનંદ મેળવવો જોઇએ, કારણ કે મહાગુજરાતના સ્થાપન અને પુસ્તકાલય પ્રવૃત્તિના વહીવટમાં મંડળ અનેરો ભાગ ભજવનાર છે મંડળના જન્મદાતા સ્વ મોતીભાઇ અમીન સાહેબને આ માંગલિક પ્રસંગે ગ્રામપુસ્તકાલયો તરફે હું શ્રદ્ધાંજલિ અર્પણ કરૂં છું

વડોદરા રાજ્ય પુસ્તકાલય પ્રવૃત્તિના મૂળ પ્રેરક સ્વ શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ હતા અને એના ઉત્સાહી માળી સ્વ મોતીભાઇ અમીન હતા એમના અથાગ પરિશ્રમથી ખીલેલી પુસ્તકાલય પ્રવૃત્તિએ મંડળને જન્મ આપ્યો મંડળ એની જીવનપચ્ચીસી વટાવી આજે રજત મહોત્સવ ઉજવવા ભાગ્યશાળી થયું છે, એ ઐતિહાસિક પ્રસંગે મંડળ સ્વ શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ અને સ્વ મોતીભાઇ અમીન સાહેબને જરૂર યાદ કરશે અને અંજલિ અર્પણ મંડળનું અસ્તિત્વ ન હોત, અને સ્વ મોતીભાઇ અમીન જેવા પુસ્તકાલય ખાતાના અમલદાર ન હોત તો, કહેવું પડે છે, વડોદરા રાજ્યના સાર્વજનિક પુસ્તકાલયોમાં આજે સંસ્કાર વિહોણાં પુસ્તકોના ગંજ ખડકાઇ ગયા હોત પુસ્તકાલય ખાતું પુસ્તકાલયો અને મંડળના ત્રિ-ચક્ર સમું છે પસંદગી અને નાપસંદગીની કાતર અહીં કામ કરે છે ખાતા અને સાર્વ-પુસ્તકાલયોની સાંકળરૂપ મંડળ, પુસ્તકાલયોને તેમની બધી જરૂરીઆત પૂરી પાડે છે મંડળની સમૃદ્ધિ એના ઉત્સાહી અને નિપુણ કાર્યકરો અને સેવાભાવી ડિરેક્ટરોને આભારી છે મંડળે દેશભક્ત ડિરેક્ટરોને સંઘર્યા છે, સેવ્યા છે અને એમનો લાભ ઉઠાવ્યો છે મંડળનો લાભ કોઇ ખોટી રીતે ઉઠાવી ગયું નથી, એ મંડળના ઇતિહાસમાં નોંધપાત્ર બીના છે સૌ કાર્યકરો રાષ્ટ્રીય ભાવના અને સેવાને વરેલા છે એટલે મંડળ સમૃદ્ધ થાય એમાં શી નવાઇ! સ્વ મોતીભાઇ અમીનના સાચા અનુગામી શ્રી ઉમેદભાઇ સાહેબના પ્રોત્સાહન અને શ્રીમંત પ્રતાપસિંહ ગાયકવાડની ઉદાર નીતિથી પુસ્તકાલય પ્રવૃત્તિ ફાલીફૂલી છે અને મંડળને વિજયવંતુ બનાવ્યું છે મંડળનો પચ્ચીસ વર્ષનો વહીવટ અને એની પ્રગતિ બતાવી આપે છે, કે પુસ્તકાલય પ્રવૃત્તિના ઇતિહાસમાં મંડળે જે ભાગ ભજવ્યો છે તેવો અન્ય સ્થળે ભાગ્યે જ હશે કેટલાયે નામી અને અનામી સેવકોએ મંડળના ઉત્કર્ષમાં ભાગ ભજવ્યો છે

જે કાર્ય પુસ્તકવિક્રેતાની મર્યાદા બહાર છે તે કાર્ય સફળ રીતે મ ડળે પાર પાડ્યુ છે પુસ્તકાલય પ્રવૃત્તિ પુસ્તકવિક્રેતાની જાળમા ફસાઈ પડી હોત તો, એનુ અસ્તિત્વ રહ્યું હોત કે કેમ તે એક પ્રશ્ન છે કારણ કે સરકારવાસ્ણુઓ સાહિત્યરસિકો, દેશસેવકોએ મ ડળમાં પોતાની સેવાનો લાભ આપી, અનેક રીતે પુસ્તકાલયપ્રવૃત્તિને મદદ કરી છે આપણે આશા રાખીએ કે મહાગુજરાતના રાજ્યવહીવટમાં આપણું મ ડળ હજી વધુ પ્રગતિ કરી, એનો હીરકમહોત્સવ ઉજવવા ભાગ્યશાળી થાય, અને એ ઉત્સવની ઉજવણીમા ભાગ લેવા આપણે ભેગા મળીએ અસ્તુ

---

( અનુસંધાન પૃષ્ઠ ૩૦૮ નુ )

પોતાની જવાબદારીઓ તરફ ધ્યાન આપવુ પણ જરૂરી હતું અમલદાર તરીકે પોતાને માથે આવતી નાણાકીય અને એવી બીજી જવાબદારીઓનુ પાલન કરવા માત્ર ઓફિસમાં બેસીનેજ કામ ચલાવે તો પ્રવૃત્તિ અટકે છે અને પ્રવૃત્તિ ચલાવવા જાય છે તો જવાબદારીઓ પ્રત્યે પૂરતુ ધ્યાન આપી શકાતું નથી, આમ ઉભયત મુઝવણભરી સ્થિતિમાં શ્રી મોતીભાઇ હતા છતાય પુસ્તકાલયપ્રવૃત્તિ એ એમનો પ્રાણ હતી અને તેથી બીજી જવાબદારીઓને ગૌણ કરી પુસ્તકાલય પ્રવૃત્તિ પાછળ પોતાનું સઘળુ ધ્યાન આપતા

આખરે શ્રી મોતીભાઇને મુશ્કેલીમાંથી છૂટવાનો એક માર્ગ જડ્યો એક એવી સ સ્થા ઊભી કરવા વિચાર્યુ કે જે તમામ પુસ્તકાલયોનો નાણાકીય વહીવટ કરે અને આ નાણાં સબ ધે એ સ સ્થા સરકારને જવાબદાર રહે આમ થાય તો પોતાનો બધો જ બોજો હળવો થાય અને પુસ્તકાલયો પણ હિસાબી કડાકુટમાથી મુક્ત રહે આ વિચારમાંથી આજે જેનો રૌપ્ય મહોત્સવ ઉજવાય છે તે પુસ્તકાલય સહાયક સહકારી મ ડળ લિ નુ સ્થાપન થયુ અને તે શ્રી મોતીભાઇના શુભ હસ્તે સને ૧૯૨૪ ના માર્ચની ૩૧,મી તારીખે પુસ્તકાલય મ ડળના ધારાધોરણો ઘડાયા અને મ ડળને રાજ્યનાં તમામ પુસ્તકાલયોનો નાણાકીય વહીવટ સોંપાયો વળી એવુ પણ ઠરાવવામા આવ્યુ કે મ ડળ પુસ્તકાલયો માટે વર્તમાનપત્રો, પુસ્તકો તથા લાકડી સામાન વગેરે ખરીદી પુસ્તકાલયોને પૂરાં પાડે અને તે બદલ મ ડળ પોતાના નિભાવ અર્થે અમુક મહેનતાણુ લે આ રીતે મ ડળનુ કામકાજ શરૂ થયુ મ ડળ સબ ધે આ અ કમાં અન્યત્ર ઘણુ જ લખાયુ છે, એટલે વધુ પિષ્ટપેષણ ન કરતાં માત્ર એટલુ જ ભારપૂર્વક કહેવામાગુ છુ કે મ ડળ ઓછામાં ઓછુ મહેનતાણુ લઇ વધુમા વ સેવા કરે છે. મ ડળે પોતે જે કામ હાથ ધર્યું છે તેને પવિત્ર કાર્ય સમજે છે અને એ પવિત્ર કાર્ય કરવા બદલ ગૌરવ લે છે, અન્તે એટલુ જ કહીશ કે પરમ કૃપાળુ પરમાત્મા મ ડળને આ રૌપ્ય મહોત્સવની જેમ સુવર્ણ અને હીરક મહોત્સવ ઉજવવાનુ પણ સદ્ભાગ્ય બક્ષે

---

## પુ. સ. સ. મંડળ લિ. ના

# નિવૃત્ત વ્યવસ્થાપકો



શ્રી નટવરલાલ ગિ. શાહ



સ્વ શ્રી ના ચં દીવાનજી



શ્રી ભાઈલાલ ખુ પટેલ
નિવૃત્ત મંત્રી



શ્રી. મણિભાઈ મ ગુપ્ત



શ્રી રાવજીભાઈ જો પટેલ

( ઉદ્યોગમિત્ર પ્રેસ, શિયાપુરા-વડોદરા )

# સ્વરાજ્યમાં શિક્ષણ

લેખક
શ્રી. રમણલાલ વ દેસાઈ

અક્ષરજ્ઞાનરહિત પ્રજાને સ્વરાજ્ય તો મળ્યુ. અક્ષરજ્ઞાનવાળા વિભાગે રાજકીય ચળવળ, રાજકીય લડત ચલાવી આખી હિંદી પ્રજાને પરાધીનતામાંથી મુક્ત કરી પરદેશી ધુસરી નીચેનુ શિક્ષણ પણ આપણને આમ ઉપયોગી થઇ પડયુ શિક્ષણનો એ પ્રભાવ



શ્રી. રમણલાલ વ દેસાઈ

હવે સ્વરાજ્યમા કોઇ અશિક્ષિત રહી શકે જ નહિ નિરક્ષરતા સ્વરાજ્યનુ વિરોધી તત્ત્વ જેટલે અશે અભણપણુ વ્યાપક એટલે અશે મળેલુ સ્વરાજ્ય કચાશ ભરેલુ સ્વતત્ર પ્રજાની પહેલી ફરજ એ કે વહેલામા વહેલી તકે તેણે ભણી લેવુ પ્રગતિશીલ ગણાતી બધી પ્રજામા નિરક્ષરતાનુ પ્રમાણ નહિ જેવુ સ્વતત્ર હિંદ તો સતત સભારતુ રહે કે તેની વસતીના સોએ નેવુ માણસો હજી અભણ છે

શાસ્ત્રીય યોજનાઓ ઘડો કે અશાસ્ત્રીય સર્વમાન્ય યુક્તિ શોધો કે જેને સંચગાય ને અનુકૂળ પડે એવી યુક્તિ શોધો. નિષ્ણાતો એકમત થાય ત્યા સુધી શિક્ષણની બાબતમા થેભી સકાય એમ છે જ નહિ વહેલામા વહેલી તકે—દારૂબધી કરના પણ પહેલા—અજ્ઞાનબધી વહેલી કરવાની જરૂર છે

શિક્ષણની પ્રવૃત્તિ કે બીજી કોઇપણ પ્રવૃત્તિ હિંદને ન બોજે એવી ખર્ચાળ ન જ થવી જોઇએ. ખર્ચાળ વિદ્વાનો, ખર્ચાળ નિષ્ણાતો, ખર્ચાળ વ્યવસ્થાપકો અને ખર્ચાળ અમલદારો ગરીબ હિંદને ખપ નથી પ્રધાનો અને ગવર્નર જનરલો પણ ખર્ચાળ હોય તો તેમને પહેલી તકે ખસેડી નાખવાની પ્રજાની ફરજ છે નફાના ઉદ્દેશથી આવતો વ્યાપારી જેવો જ નફાના ઉદ્દેશથી આવતો પ્રધાન પણ અનિષ્ટ છે આપણે ખર્ચાળ રાજ્યવહીવટ સામે બડ ઉઠવ્યુ હતુ ખર્ચાળ વહીવટને લીધે હિંદની ગરીબી વધે છે, એવી યુદ્ધબાગ પોકરી હતી લડવૈયાઓને એ બાગ ઉપર પ્રજાએ ટેકો આપ્યો હતો અને સ્વરાજ્યનુ વહીવટી ખર્ચ, કેટલુ ઓછુ થયુ એ કોઇ કહેશે ?

શિક્ષણ પણ ખર્ચાળ થઇ ચૂકયુ છે અને ઓછુ ખર્ચાળ થાય એવા ચિહ્નો પણ દેખાતા નથી એમા આબાદી ગણાય કે કેમ એ તો જેને શિક્ષણખર્ચ વેઠવો પડે છે એ કહી શકે ! ઉચ્ચ શિક્ષણ, વિજ્ઞાનશિક્ષણ, વિશિષ્ટ શિક્ષણ, શાસ્ત્રીય શિક્ષણ હુનર ઉદ્યોગનુ શિક્ષણ એવા એવા નામો આપી શિક્ષણને ખર્ચાળ બનાવવાના થતા પ્રયત્નો ગરીબ હિંદને ભાગ્યે જ બોજે જે પ્રજાને નામે સ્વરાજ્ય મેળવ્યુ એ પ્રજાને શિક્ષણ મેળવના આર્થિક મુશ્કેલી નડે તો એ સાચુ સ્વરાજ્ય ગણાય જ નહિ

અને શિક્ષણ મેળવતા આજ કોને મુશ્કેલી નડતી નથી ? મોઘુ શિક્ષણ મેળવી ભારે પગારો માગતા શિક્ષિતો કોને કેટલા ઉપયોગી બની શકયા ? નિરુપયોગી નીવડેલા છતા તીસ

મારખાં જેવો મિજાજ રાખતા એ ભણેલાઓ પ્રજાને, પ્રજામા મોટા ભાગને તો અસ્પશ્ય જ છે એમને ઊંચી કેળવણી અને ઊંચો પગાર ગરીબ હિંદના ગજવામાથી આપવો એ ગુન્હો છે.

ભારે પૈસા ખર્ચી આપણે એક ડૉકટર સર્જ્યો! એ ડૉકટરથી ગામડામા રહેવાય નહિ. એનાથી કામ વગર ફરાય નહિ એની રહેણીકરણી એટલી ઊંચી અને બિહામણી કે કોઇ સામાન્ય માનવી એની પાસે જતા જ ગભરાય એની ફી ઘણી ભારે એ ફી આપી એની પાસે જઇએ તો એની દવા એટલી મોઘી કે દર્દીને એ ખર્ચ કરવા કરતા મરવુ વધારે પસંદ પડે એટએટલુ કર્યા છતાં દર્દી જીવે એવી ખાતરી તો કોઇ ડૉકટર આપી જ ન શકે. અને જો ભૂલેચૂકે બીજા ડૉકટરને બોલાવવાની ઇચ્છા પણ કોઇએ પ્રદર્શિત કરી તો જુઓ એનુ મુખારવિંદ!

ગરીબને માટે જે ડૉકટર ન હોય એ ડૉકટરની ગરીબ દેશને જરૂર જ નથી એને ગરીબ દેશમાંથી બહિષ્કૃત કરવો જોઇએ અને એની કેળવણી પાછળ ગરીબ દેશની એક પાઇ પણ ખર્ચવી એ ગુન્હો ગણાવો જોઇએ એવા ઉચ્ચ શિક્ષિત ડૉકટરો વગર જરૂર હિંદને ચાલી શકશે કયા ધનાઢ્ય ડૉકટરે હિંદનુ કયું દર્દ ઓછુ કર્યુ? એમના શિક્ષણ પાછળ ખર્ચેલા પ્રજાના પૈસાનો કેટલો બદલો પ્રજાને મળ્યો? પ્રજાને ચૂસવાની તેમની શકિત વધી એટલુ તો સ્પષ્ટ છે પ્રજા પૈસો ખર્ચી પોતાના જ આર્થિક શિકારીઓ સર્જે છે!

પ્રજાને પૈસે એક ઇજનેર તૈયાર કર્યો હિંદના ઇજનેરો વર્ષોવર્ષ પોતાની પરિષદો ભરે છે અને પોતાના મહત્ત્વને વધાર્યે જાય છે છતા હજી એવો એકે ઇજનેર હિંદમા જન્મ્યો નથી, જેણે હિંદના ગરીબ વિભાગનો સ્પર્શ કર્યો હોય! વળી રસ્તો બનાવે એ ઇજનેર ઘર ન બનાવે, ઘર બનાવે એ ઇજનેર ગટર ન બનાવે, ગટર બનાવે એ ઇજનેરથી ગાડી ન બનાવાય ગરીબ હિંદને પોષાય એવી એક સુવ્યવસ્થિત ઝૂપડી પણ કોઇ ઇજનેરે નમૂના તરીકે બાંધી નથી, જો કે ચિત્રો કદી કદી આવે છે ખરાં! હિંદને રોગમાંથી મુકિત મળે એવી સફાઇ યોજના હજી કોઇ ઇજનેર કરી શકયો નથી. ભારે ખર્ચ વગર કશુ જ બની શકે નહિ, એ સિદ્ધાન્ત સાંભળવા આપણે ઇજનેરો ઉપજાવવાના છે?

અને ઇજનેર સાહેબથી હાથે તો કશુ જ થાય નહિ નકશા ડ્રાફ્ટસમેન કરે, અંદાજ હિસાબનીસ કરે, કૉન્ટ્રાકટરને કામ સોંપી દેવાય, ઇજનેર સાહેબ રાખે માત્ર દેખરેખ, એ દેખરેખ મારેની અવરજવર બનતા સુધી કૉન્ટ્રાકટરની ગાડીમા જ થાય!

ઉચ્ચશિક્ષણ પાછળ પૈસા ખર્ચી તૈયાર કરેલો ઇજનેર ગામડાની ઝુંપડી ન સુધારી શકે તો એને તૈયાર કરવાની જરૂર જ શી? ગરીબ હિંદમા મહેલો, બંગલા અને હવેલીઓ બનાવવા આપણે ઇજનેરો તૈયાર કરવા છે? લાંબા ભાષણો કરનાર કો ઇજનેરે કુવામા ચાગળુ પાણી પણ વધાર્યું નથી એવી સાબિતી મળતી નથી! અને કાગળ પરની યોજનાના ખર્ચ વધ્યે જાય છે

—ખેતીનુ શિક્ષણ—ઉચ્ચ શિક્ષણ આપવા પ્રજાને પૈસે વ્યવસ્થા થઈ, અને પરિણામ? સરસ ખેડૂતને બદલે એક સરસ સાહેબ બહાર નીકળી આવ્યો! નથી એણે કુંડામા એક દાણો વધાર્યો કે નથી એણે એક ઘાસના તણખલામાથી બે તણખલા ઉપજાવ્યાં! આટઆટલા ખેતીવાડીના ગ્રેજ્યુએટ્સ લોકના પૈસામાથી ચાલતી કૉલેજોએ ઉપજાવ્યા વધારે પગાર માગવા સિવાય,

# આપણા કાર્યની ગુણબાજુ

લેખક - શ્રી પુરુષોત્તમ છ. શાહ એમ એ બી ટી

પુસ્તકાલયપ્રવૃત્તિ આધુનિક સંસ્કૃતિનુ એક લક્ષણ છે ભણેલું ભૂલી ન જવાય તે માટે 'જ્યાં શાળા ત્યાં પુસ્તકાલય' હોવું જોઈએ, એવા સાદા ને સરળ સિદ્ધાંત પર આખી પ્રવૃત્તિ યોજવામાં આવી છે વડે દરા રાજ્યમા એ સિદ્ધાંત પ્રમાણે કાર્યનો વિસ્તાર મોટે ભાગે થઈ ચૂક્યો છે, એ એક મહાન સિદ્ધિ ગણાય તેને માટે રાજાપ્રજા ગૌરવ લઈ શકે છે તેમ છતા ભણેલું ભૂલી ન જવાય તે માટે તેમ જ ભણેલુ ને નહિ ભણેલુ વિશેષ ભણવા માટે લોકોમાં પુસ્તક વાંચવાની ટેવ સુસ્થાપિત થઈ છે કે કેમ, અને ઘરનાં ઇતર સાધનોની માફક પુસ્તક પ્રજાજીવનનું એક સ્વાભાવિક ને કાયમી અંગ બન્યુ છે કે કેમ, એ એક તપાસ કરવા યોગ્ય મુદ્દો છે એથી આગળ વધીને એમ પણ તપાસવુ જોઈએ, કે પુસ્તકાલયનો સામાન્ય વાચક શું વાચે છે? ક્યારે વાચે છે? અને વાચન દ્વારા પ્રાપ્ત કરેલા જ્ઞાનનો તે શો ઉપયોગ કરે છે? આ મુદ્દાના સંતોષકારક ઉત્તર ન મળે ત્યાં સુધી પુસ્તકનુ ઉત્પાદન અને તેના પ્રચાર માટે યોજાએલી પુસ્તકાલયપ્રવૃત્તિનો સાચો હેતુ સિદ્ધ થયો ગણાય નહિ

આજથી એક પેઢી પર ચાલતી વાચનમાળામા "બોલતો લાકડાનો કકડો" એ નામનો એક પાઠ આવતો હતો, તે ઘણાને યાદ હશે એ પાઠ દ્વારા અક્ષરજ્ઞાનનો મહિમા દર્શાવવાનો હેતુ હતો અક્ષરજ્ઞાન એ જ કેળવણી નથી, એમ કહી આજે તે મહિમાને કઇક ઘટાડી નાખવામાં આવ્યો છે પરંતુ અક્ષરજ્ઞાન દ્વારા સ્થળકાળમા દૂર દૂર વેરાયલા મનુષ્યોના વિચારનો બોધ પામી શકાય છે, એ એક અદ્ભુત ઘટના છે એની કોઇથી ના પડાશે નહિ અક્ષરજ્ઞાનને પરિણામે સર્જાતી કલા, જેને આપણે સાહિત્ય કહીએ છીએ તેને પણ આ હકીકત લાગુ પડે છે એ રીતે જોતા જીવનની સર્વ પરિગ્રહસામગ્રીમા પુસ્તક અનોખુ સ્થાન ધરાવે છે એક આકરગ્રંથ ઘરમાં હોય તો તેમાંથી બાપદાદાનો ઇતિહાસ જાણી શકાય અને હચુબર કરવાની રીતની માહિતી પણ મેળવી શકાય ક્રિકેટની રમતના નિયમોની આધારભૂત માહિતી પણ તેમાં હોય અને '**सत्य शिव सुन्दरम्**'ની ઝાંખી કરાવી શકે એવુ કોઇ કાવ્ય કે ચિત્ર પણ તેમા હોય. આમ જીવનપરિગ્રહની ઘણી ખરી ચીજોથી જે હેતુ નથી સધાતો તે પુસ્તકથી સધાય છે એ હેતુ તે જ્ઞાનપ્રાપ્તિ જ્ઞાન હોય તો અંધકારમાં પણ પ્રકાશ દેખાય, જંગલમા ણપ મંગલ થઇ શકે, શૂન્યમાથી સૃષ્ટિ સર્જી શકાય. આથી જ ગીતામા કહ્યુ છે, કે જ્ઞાન જેવુ બીજુ કશુ પવિત્ર નથી જ્ઞાન સામર્થ્ય છે, એવી અંગ્રેજી કહેવતના મર્મ પણ એ જ છે આવુ જ્ઞાન પામવાનું સાધન આ પાર્થિવ યુગમા તો પુસ્તક જ છે તેથી આ યુગમા પુસ્તકનો મહિમા જેટલો ગાઈએ તેટલો ઓછો છે.

આવો જેનો મહિમા છે તે જ્ઞાનપ્રાપ્તિના અમૂલ્ય સાધન પુસ્તકે આપણા લોકજીવનમાં પોતાનુ યોગ્ય સ્થાન પ્રાપ્ત કર્યું છે? એક સૈકા ઉપર એવી સ્થિતિ હતી કે ગુજરાતી પાંચમીથી માંડીને શિક્ષકોની ટ્રેઇનિંગ કોલેજો સુધી એક જ પ્રકારના પાઠ્ય પુસ્તકો વપરાતાં ખરૂ જોતા પાઠ્ય પુસ્તક જેવી કોઇ વસ્તુ જ ત્યારે હતી નહિ એને મુકાબલે આજે દરેક કક્ષા દીઠ જુદાં પાઠ્ય પુસ્તકો અને ઇતર વાચનનાં સાધનો પ્રચારમા છે, એ હકીકત પુસ્તક ઉત્પાદનની

દિશામાં આપણે કરેલી અદ્ભુત પ્રગતિની સૂચક છે તેમ છતાં એવા પુસ્તકોની સંખ્યા કેટલી? ગુણદૃષ્ટિએ એમનું મૂલ્ય કેટલું? આપણી વસ્તીના પ્રમાણમાં એ પુસ્તકોનો પ્રચાર કેટલો? એ બધાનો વિચાર કરીએ તો જણાશે, કે એક પ્રજા તરીકે પાયરીની પહેલી પુણીથી આપણે આગળ વધ્યા નથી ખાતરી કરવી હોય તો બાળક અક્ષરજ્ઞાન શીખવા માંડે છે ત્યારથી માંડી પ્રૌઢ ઉમ્મર સુધીમાં વપરાતા બજારમાં યા પુસ્તકાલયમાં મળી શકતાં પુસ્તકોનો એક નમુનારૂપ સંગ્રહ કરી જુઓ એવો જે એક સમકક્ષ સંગ્રહ અંગ્રેજી રશિયન કે અમેરિકન પુસ્તકોનો કરી જુઓ એમ કરવાથી આપણે કેટલું બધું કરવાનું બાકી છે તેનો એકદમ ખ્યાલ આવી જશે આપણને સમજાશે કે આપણી પુસ્તકાલય પ્રવૃત્તિનું ધોરણ આપણે ઇચ્છીએ તેટલું ઊંચું નથી, કેમકે પુસ્તકની સાચી ભૂખ હજી પ્રજાને જાગી નથી લોકો ઘરેણાંમાં અને જમણવારમાં જે દ્રવ્ય ખર્ચે છે તેના પ્રમાણમાં પુસ્તક પાછળ નહિવત્ ખરચ કરે છે આપણા સામાજિક રીત રિવાજોમાં જીવનને વિવિધ પ્રસંગે ઉપયોગી પુસ્તકો ભેટ આપવાનો રિવાજ નહિ જેવોજ ખીલ્યો છે પોતાના ધંધા અંગે કોઈ પ્રશ્ન ઉઠતાં તેનું નિરાકરણ શોધવા પુસ્તકાલયનો લાભ લેવાની ટેવ આપણને નહિ જેવીજ છે આ બધાનું ખરું કારણ આપણી જનતાની મોટા ભાગની નિરક્ષરતા છે વડોદરા રાજ્યમાં ફરજીઆત કેળવણીનો કાયદો થયે ૪૩ વર્ષ થયાં, છતાં એ રાજ્યમાં અક્ષરજ્ઞાનનું પ્રમાણ ૪૩ ટકા પણ હજી થયું નથી રશિયાએ એ કામ પોતાની રાજ-ક્રાન્તિ પછી પાંચ વર્ષમાં પતાવ્યું હતું આપણે ત્યાં રાજ્યક્રાન્તિ પણ થઈ ચૂકી છે તો રશિયાની હકીકતમાંથી પ્રેરણા લઈ પ્રજાની નિરક્ષરતાનો અધાપો દૂર કરવા આપણે ભગીરથ પુરુષાર્થ આદરવો જોઈએ, અક્ષરજ્ઞાનને ઉતારી પાડવાના પાપમાંથી બચવું જોઈએ અને છેલ્લાં તેતાલીસ વર્ષમાં જે ન થઈ શક્યું તે આવતા પચીસ વર્ષમાં સિદ્ધ કરવું જોઈએ એમ થશે એટલે પુસ્તકાલયપ્રવૃત્તિ આપોઆપ આગળ વધશે અને પુસ્તકનું લોકજીવનમાં પોતાનું ગૌરવવન્તુ સ્થાન આપોઆપ સિદ્ધ કરશે

તાજેતરમાં બોલતાં શીખ્યું હોય એવા બાળકની પ્રવૃત્તિનું અવલોકન કર્યું છે? એવીજ રીતે તાજેતરમાં વાંચતાં શીખ્યું હોય એવા બાળકનું અવલોકન કર્યું છે?

પહેલી વાર બોલતાં શીખેલું બાળક વારંવાર બોલ્યા કરે છે, તેમજ પહેલીવાર વાંચતા શીખેલું બાળક જે હાથમાં આવે તે વાંચ્યા કરે છે એના વાચનનો રસ લખેલા વા છાપેલા અક્ષરો ઓળખવા પૂરતો, શબ્દ ઓળખવા પૂરતો, ટૂંકી ટૂંકી વાક્યરચનાઓ વાંચવાની અજમાયશ કરવા પૂરતો, અને બહુ બહુ તો એવાં વાક્યોની હારમાળાની બનેલી ટૂંકીટાંચી વાર્તાઓ વાંચી જવા પૂરતો હોય છે. પોતે જે વાંચ્યું તેનો અર્થબોધ પોતાને બરોબર થયો કે નહિ તે વિચારવા બાળવાચક થોભતો નથી લેખકે અર્થબોધ સરળતાથી થાય એવી કાળજી રાખેલી હોય છે તો બાળક તે લખાણ અથેતિ વાંચી જાય છે, નહિ તો તેને મૂકી બીજું પકડે છે અક્ષરજ્ઞાન પ્રથમ વાર પ્રાપ્ત કરેલી પ્રજાનું વાચન પણ, આવા પ્રકારનું હોય છે જેને અક્ષરબોધ થયો છે તેને જે હાથ આવ્યું તે વાંચવાની ભૂખ લાગે છે એમ પ્રજાવાચનની ભૂખ સંતોષવા પુસ્તકાલયમાં જતી થાય છે, પરંતુ શું વાંચવું ને શું ન વાંચવું; વાંચીને તેનો શો ઉપયોગ કરવાનો છે, તેના માર્ગદર્શનની તેને જરૂર રહે છે આ કારણે પુસ્તકાલયમાં દિનપ્રતિદિન પહોંચતી વાચનસામગ્રીની વિવિધ રીતે ચકાસણી થવી જોઈએ અને એ

સામગ્રી સુપથ્ય, જીવનપ્રેરક અને પોષક હોય એની કાળજી લેવી જોઇએ દૃષ્ટાંત તરીકે આપણા વર્તમાનપત્રો વિચારી શકાય લોકપ્રિય ગણાતાં વર્તમાનપત્રો કે સામયિકો એમનું વાચનસામગ્રી તરીકે મૂલ્યાંકન કરવામા આવશે તો આપણી પ્રજા કેવા દરિદ્ર વાચન પર નભે છે એનો ખ્યાલ થશે એ જ રીતે કોઈ એક પુસ્તકાલયમાના પુસ્તકસંગ્રહનું તથા તેમાથી વચાયલાં પુસ્તકોનું મૂલ્યાંકન કરવ મા આવશે તો આપણી પ્રજા કેવા દરિદ્ર વાચન પર નભે છે એનો ખ્યાલ થશે આમ પુસ્તકાલયપ્રવૃત્તિએ જે બીજુ મહાન ક્ષેત્ર ખેડવાનું છે તે આ પ્રજાની વાચન-સામગ્રી એના ખોરાકની માફક હમેશ સત્ત્વપોષક, શુદ્ધ અને સુંદર રહે તે માટે વિવિધ યોજનાઓ કરી એ દિશામાં લોકમાનસને સચેત રાખવું.

સામાન્ય અનુભવ એવો છે કે બેહૂદી ભાષામાં લખાયલાં વર્તમાનપત્રો ને વાર્તાનાં પુસ્તકો વાચવાને ટેવાયલો વાચક શિષ્ટ ભાષામા લખાયલુ સાહિત્ય વાંચી કે જીરવી શકતો નથી આથી લેખકો પ્રજાને જે સહેલાઇથી માફક આવે તેવુ જ લખવાની નીતિ રાખે છે એથી ઊલટું, એમ પણ બને છે કે વાચક એક વખત શિષ્ટ કોટીનુ લખાણ વાંચવાને ટેવાય છે તો પછી હલકી કોટિનુ લખાણ તે સહી શકતો નથી એમાથી એ ફલિત થાય છે, કે વાચકના અજ્ઞાન કે તેની હલકી રુચિને પોષે તેવુ લખાણ લખવાને બદલે તેનામા રહેલુ જ્ઞાન વધારે અને તેની સુરુચિને વિકસાવે, એવું લેખસર્જન થાય અને પ્રત્યેક લખાણ વાચકને ઊર્ધ્વાભિમુખ કરવાના હેતુથી જ થાય તો સત્ત્વશાળી -વાચનસામગ્રીનો ઉપભોગ કરવાની પ્રજાને આદત પડે આ દૃષ્ટિએ જોતાં, લોકસમૂહને માટે જે કઇ લખાય તે ગમે તેવું હોય તો ચાલે, એવી માન્યતા જે હાલ ચાલે છે તેને બદલે તે લોકભોગ્ય હોવા સાથે જ શિષ્ટતાના ધોરણો સંતોષે તેવુ હોવુ જોઇએ, એવો આગ્રહ લેખક, પ્રકાશક ને વાચકે સેવવો જોઇએ અને વાચકના રક્ષક પુસ્તકાલયે પણ પુસ્તકપસંદગીમાં એ ધોરણ -સ્વીકારવુ જોઇએ. આ છે આપણી નજીવી દેખાતી પણ મહાન ત્રીજી જરૂરીઆત

અક્ષરજ્ઞાનનો પ્રચાર થાય અને શિષ્ટ વાચનસામગ્રીનો ઉપભોગ કરવાની ટેવ ખીલે તો પણ ઇષ્ટ હેતુ પૂરેપુરો ન સધાય એ સંભવિત છે એક વાર્તા દિવસો સુધી ચાલે તેટલી લાંબી હોય અને તે વાંચતાં ઘણો રસ પડે; તેમ છતાં અંતે મગજને ઉત્તેજવા -સિવાય બીજી કોઇ શુભ અસર તે ન મૂકતી જાય એથી ઊનટું ઉપનિષદ્ કે બાઇબલની એક આખ્યાયિકા દ્વારા બે પાચ મિનિટમા જ કોઈ મહાન સત્યનો બોધ મળી રહે આવુ હમેશ બનતું હોય છે એનુ કારણ એ છે, કે લેખન માત્ર કોઇ દર્શનનું શબ્દસર્જન હોય છે અથવા સર્જન-માત્ર પાછળ કોઇ દર્શન રહેલું હોય છે દરેક કલાકૃતિ એની સાક્ષી પૂરે છે એવા દર્શન વિનાની પ્રજા નાશ પામે છે, એવું એક મહાપુરુષનુ વચન છે વાચનને પરિણામે એવા કોઇ દર્શનનો વાચકને બોધ થવો જોઇએ અને એ બોધને પરિણામે વાચકને પ્રગટ કે અપ્રગટ રીતે કોઇ સર્જનની પ્રેરણા મળવી જોઈએ એવી કોઇ અસર વાચન ન મૂકતું જાય તો તે વાચન હારૂખીડીનો જ કોઈ પ્રકાર હતો એમ મનાવુ જોઇએ આ દૃષ્ટિએ, પુસ્તકાલયો, લોક-શિક્ષણનાં કેન્દ્રો બનવાને બદલે નવરા લોકોને વખત ગાળવાના આળસુના, અખાડા ન બને

અને પુસ્તકો જ્ઞાનપ્રાપ્તિના સાધનો બનવાને બદલે મગજને ઉત્તેજવાનાં વ્યસનસાધનો ન બને એ પણ આપણે જોવાનું છે આ માટે વાચનસામગ્રી પસંદ કર્યા પછી તે વાચનની કળા પણ લોકોને શીખવવી જોઇએ વડોદરા રાજ્ય પુસ્તકાલય પરિષદ તરફથી યોજાની શિષ્ટવાચનની પરીક્ષા એ આ દિશામાં શરૂઆતરૂપ પ્રયત્ન ગણાય એવી અનેક યાજનાઓ ને પ્રવૃત્તિઓ આપણે પ્રજાજીવનમાં વ્યાપક બનાવવી જોઇએ આ છે આપણી ચોથી જરૂરીઆત

પુસ્તકાલય પ્રવૃત્તિ આધુનિક સંસ્કૃતિનું એક લક્ષણ છે, એમ શરૂઆતમાં કહ્યું. તે આવતા યુગનું ભૂષણ બની રહે તે માટે તેના વિસ્તાર સાથે તેની ગુણબાજુ પણ ખીલવવાની જરૂર છે એ દૃષ્ટિએ શું કર્તવ્ય છે તેની સ્થૂલ રૂપરેખા અત્ર આપી છે. પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ ના રજત મહોત્સવ પ્રસંગે આ લેખ લખાય છે એ મંડળના કાર્યનો વિસ્તાર પુસ્તકાલયપ્રવૃત્તિના વિસ્તાર સાથે સંકળાયલો છે અને રહેશે વિસ્તારની દૃષ્ટિએ એ સંસ્થાએ કરવા જેવું મુખ્ય કાર્ય તેની પ્રકાશનપ્રવૃત્તિને મોટા પાયા પર ખીલવવી એ છે. એ કેમ થઇ શકે તે આ માસિકના માર્ચ ૧૯૪૫ ના અંકમાં પૃષ્ઠ ૧૧૨–૧૪ પૃષ્ઠ ઉપર "લોકોપયોગી પ્રકાશનપ્રવૃત્તિ–એના વિકાસની રૂપરેખા" એ નામના લેખમાં બતાવવામાં આવ્યું હતું તે ઉપરાંત, આ મંડળની ટૂંકી જન્મકથા તથા પુસ્તકાલયપ્રવૃત્તિની વિકાસ-કથા" મોતીભાઇ અમીન–જીવન અને કાર્ય " એ નામના પુસ્તકમાં અનું પૃષ્ઠ ૩૨૨, તથા સમગ્ર પુસ્તકમાં આપેલી છે. એ લેખ અને એ પુસ્તક આજના શુભ પ્રસંગે વાચી જવા ભલામણ છે (ઉપર્યુક્ત લેખ, આ લેખના અનુસંધાનમાં આ નીચે આપ્યો છે )

---

# લોકોપયોગી પ્રકાશનપ્રવૃત્તિ: એના વિકાસની રૂપરેખા

**[ "પુસ્તકાલય" ના જાન્યુઆરી '૪૫ના અંકમાં અંગે પુ સ સ મંડળ લિમિટેડે હાથ ધરવા ધારેલ પુસ્તકપ્રકાશન અંગે એ પ્રવૃત્તિમાં રસ લેનારાઓ તરફથી સૂચનો આમંત્ર્યા હતા એના જવાબરૂપે આ નીચેનો લેખ અમને ઉપર્યુક્ત લેખક તરફથી પ્રાપ્ત થયો હતો —તંત્રી**

પુસ્તકપ્રકાશન એ બીજા ઉદ્યોગો જેવો જ મહાન અને લોકોપકારક ઉદ્યોગ છે આપણા દેશમાં અને ખાસ કરીને ગુજરાત પ્રાંતમાં એ હજી બાલ્યાવસ્થામાં છે. તેથી બીજા ઉદ્યોગોની માફક યુદ્ધોત્તર સમયમાં એના વિકાસ અર્થે ચોક્કસ યોજનાઓ થાય એ રાષ્ટ્રોન્નતિ માટે થતી વિવિધ યોજનાઓની ત્વરિત સફળતા માટે જરૂરનું છે આ દૃષ્ટિએ 'પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ 'ની ઉપરોક્ત જાહેરાત આવકારપાત્ર છે

આ જાહેરાત "લોકભોગ્ય શિષ્ટ પ્રકાશનને લગતી" યોજનાઓ માગે છે પરંતુ લોકજીવનની સમગ્ર ઉન્નતિનો વિચાર કરીએ તો માત્ર કહેવાતા લોકભોગ્ય શિષ્ટ સાહિત્ય ઉપરાંત શિષ્ટ તેમ જ વિશિષ્ટ સર્વ પ્રકારના સાહિત્યના પ્રકાશનને વેગ આપવાની જરૂર છે ( આપણે ત્યાં ) અન્નવસ્ત્રની માફક પુસ્તક આપણા જીવનની એક અનિવાર્ય જરૂર હજી નથી બન્યું, કારણ કે આપણી પ્રજાનો ઘણો મોટો ભાગ નિરક્ષર છે અને જે પુસ્તકનો

ઉપયોગ કરી શકે તેમ છે તેને તેની ટેવ પડી નથી આ વસ્તુસ્થિતિ આપણી પ્રગતિને કેટલી બધી બાધક છે તે તો અનુભવી જ સમજી શકે છે એનો ઉપાય શિક્ષણનો અને પુસ્તકોનો સાર્વત્રિક પ્રચાર કરવો એ જ છે

આ દૃષ્ટિએ જોતાં આપણે લોકોની જરૂરિયાતો લક્ષમાં લઈ, જીવનવ્યવહારને સરળ, કાર્યસાધક અને સરકારી બનાવે તેવાં સર્વ પ્રકારના પુસ્તકો રચી, રચાવી તેનો ફેલાવો કરવાનું કર્તવ્ય સ્વીકારવું જોઈએ જે જે શિષ્ટ અને વિશિષ્ટ મનાય છે તે સર્વ લોકભોગ્ય બનવું જોઈએ. 'લોકભોગ્ય' શબ્દનો અર્થ આ રીતે વ્યાપક કરવો જોઈએ.

પ્રકાશનપ્રવૃત્તિને વેગ આપવા માટે એક બીજા મુદ્દા તરફ લક્ષ દોરવાની જરૂર છે એક દરે જોતાં પુસ્તક સર્જનાર વર્ગ આપણામાં અતિ અલ્પ સંખ્યામાં છે પરંતુ જે થોડાં સ્ત્રીપુરુષો આ પવિત્ર કાર્ય કરી શકે છે અને તે કરવાની હોંશ ધરાવે છે તેમની શક્તિ પ્રો ઉત્તેજનને અભાવે નિરર્થક વેડફાઈ જાય છે તેથી પુસ્તકપ્રકાશનને લોકહિતનું એક પવિત્ર કર્તવ્ય સમજનારે પુસ્તકના સર્જનને ઉત્તેજન આપવાની અને લાયક સાબિત થતા કોઈ પણ સર્જનને પ્રકાશનનો લાભ આપવાની પોતાની ફરજ સમજવી જોઈએ.

***

ઉપરની દૃષ્ટિએ કેવા પ્રકાશનોની આપણને જરૂર છે તે ટૂંકમાં જ વર્ણવીશું. કાવ્ય, નાટક, વાર્તા, વિવેચન વગેરે જે શિષ્ટ સાહિત્ય ગણાય છે, તે કોઈ પણ જીવંત પ્રજામાં સતત સર્જાયે જાય છે અને તેથી તેના પ્રકાશન માટે હંમેશ અવકાશ રહે છે માત્ર એ સાહિત્યને પારખનાર અને એના પ્રકાશનને ઉત્તેજન આપવાની વૃત્તિવાળા પ્રકાશકોની જ આવશ્યકતા રહે છે એટલે પુસ્તકાલય સ સ મંડળ લિ પોતાની પ્રવૃત્તિની યોજનામાં કાયમને માટે આ પ્રકારના સાહિત્યપ્રકાશનને સ્થાન આપી શકે છે

. શિક્ષણના પ્રચાર સાથે દરેક ધંધાને અને જીવનના દરેક અંગને ઉપયોગી વિશિષ્ટ સાહિત્ય બીને છે એવા સાહિત્યના પ્રકાશન માટે ખર્ચ ઘણું કરવું પડે અને એની ખપત મર્યાદિત હોય, છતાં સાધનવાળી જામેલી અને પ્રતિષ્ઠિત પ્રકાશનસંસ્થા જો ઉપર આનેખેલી દૃષ્ટિ અને વૃત્તિ ધરાવતી હોય તો પોતાના કાર્યક્ષેત્રમાં આ પ્રકારને પણ સ્થાન આપી શકે અને તે માટે વિશિષ્ટ ધારાધોરણો રાખી વ્યવહારુ યોજનાઓ કરી શકે

ઉપર કહ્યું તેમ શિષ્ટ તેમ જ વિશિષ્ટ સાહિત્યપ્રકારોને લોકભોગ્ય બનાવી શકાય અને બનાવવા જોઈએ તે માટે લોકોની જરૂરિયાતોનો ખાસ અભ્યાસ થવો જોઈએ બીજા કારીગરો પોતાનો માલ ખપાવવા માટે જે જાતનો પ્રચાર કરે છે, તે જ જાતનો પ્રચાર પુસ્તક વાપરવાની ટેવ પાડવા માટે કરવો જોઈએ શિષ્ટ અને વિશિષ્ટ ગણાતું સાહિત્ય ટુંકાવીને, સસ્તી આવૃત્તિઓ કાઢીને, સંગ્રહો કરીને વગેરે સ્વરૂપે પ્રકટ કરવાની નીતિ અખત્યાર કરવાથી આ દિશામાં પ્રકાશનપ્રવૃત્તિને વેગ આપી શકાય

વિશિષ્ટ સાહિત્યનો એક પ્રકાર આકરગ્રંથો ( Reference Books ) છે ગુજરાતની લોકસંસ્કૃતિની તાત્કાલિક અને પ્રાથમિક જરુરિયાત એક અતિ સસ્તો લોકોપયોગી શબ્દકોષ અને એક જ્ઞાનકોષ પ્રકટ કરવાની છે આ બંને પ્રકારના આકરગ્રંથો અંગ્રેજીમાં

સ્મરણ થાય છે જંતુનાશક વનસ્પતિદ્રવ્યો—જેવા કે ઘોડાવજ, કાળીજીરી, કપૂર-વગેરેનું પ્રોક્ષણ કર્યા પછી પોથીઓને પાછું વેષ્ટન (બાંધણ) વિંટાળીને પોતપોતાને સ્થાને મૂકવામાં આવે છે

જૈન સમુદાયે આવા જ્ઞાન ભંડારો સ્થાપવામાં, તેને સંરક્ષવામાં અને તેનો વિસ્તાર તથા પ્રસાર કરવામાં જેવું પોતાનું એક મહત્ત્વનું ધર્મકાર્ય માન્યું છે તેવું દુર્ભાગ્યે, બ્રાહ્મણીય સમુદાયે કદી માન્યું નથી પરિણામે શાસ્ત્રીઓ, પંડિતો તથા પુરાણીઓના વ્યક્તિગત ભંડારોનું સંરક્ષણ થઈ શક્યું નથી અને જૈન શ્રાવક સમાજે જેવી સાધુઓના 'ગચ્છ' ની તથા 'સંઘ' ની સામુદાયિક સંસ્થાની વ્યવસ્થા કરી છે તેવી કોઈ વ્યવસ્થા બ્રાહ્મણોએ કરેલી ન હોવાથી, ઘણું ઘણું પોથી-ધન નાશ પામ્યું છે અને હજી નાશ પામતું જાય છે ગ્રંથોની માલિકી વ્યક્તિને બદલે સંસ્થાની જ્યારે હોય છે ત્યારે તેનું સંરક્ષણ અને સંવર્ધન એક સામાજિક ફરજ બની જાય છે

ગુજરાતમાંથી ગુજરાત બહાર ગયેલું એવું ઘણું હસ્તલિખિત સાહિત્ય દેશ તેમ જ પરદેશના પ્રાચ્યવિદ્યા સંશોધનના કેંદ્રોમાં જઈ પહોંચ્યું છે સોલંકી યુગ પછી મુસલમાની આક્રમણોને લીધે પાટણ, ખંભાત વગેરે જેવા વિદ્યાકેન્દ્રોમાંની પોથીઓ જેસલમેરના રણમાં આવેલા સુરક્ષિત ગઢમાં ખસેડવામાં આવી હતી, તેમ જ માળવામાંના ઘણા શહેરોમાં તે સુરક્ષિત રહી શકી હતી

અંગ્રેજી અમલ દરમ્યાન પશ્ચિમના પંડિતોને હિંદની વિદ્યાઓમાં રસ પડવાથી, આપણું ઘણું હસ્તલિખિત સાહિત્ય સરકારી સાધનો દ્વારા ભેગું કરવામાં આવ્યું અને જર્મની, ઇંગ્લેંડ, રશિયા તથા ઠેઠ અમેરિકા સુધી આપણા ગ્રંથોની હસ્તલિખિત પ્રતિઓ પહોંચી ગઈ છે,

આ નોંધમાં ગુજરાતમાંથી અધ્યાત્મા થિયોસોફી કેન્દ્રના પુસ્તકાલયમાં જઈ પહોંચેલી એક પોથી ! પરિચય કરાવવાની ઇચ્છા થઈ છે

જનાર્દન નામે એક ગુજરાતી પંડિતે ઈ સ. ૧૧૯૧ થી ૧૩૮૫ ની વચ્ચમાં કાલિદાસ કવિકૃત મેઘદૂત તથા રઘુવંશ ની ટીકા લખી છે તેની સત્તરમા સૈકામાં લખાયેલી પોથી મળી આવી છે એ ટીકાની વશિષ્ટતા એ છે કે તેમાં શબ્દાર્થ, વ્યાકરણપ્રયોગ, અલંકાર્યવાં વગેરે ટીકાનાં સામાન્ય અંગો ઉપરાંત કેટલાક શબ્દ અને વાક્યખંડોનો અર્થ જૂની ગુજરાતી ભાષાના માધ્યમ અંતર્ગત કરેલો છે આ વસ્તુને લીધે આ ટીકાનું મૂલ્ય ભાષાશાસ્ત્રીઓની દૃષ્ટિએ ખૂબ વધી જાય છે.

અધ્યાત્મની જનાર્દનકૃત 'રઘુવંશ ટીકા' ની પોથી જે ત્રુટિત છે તે જોતાં તેમાંનો સંસ્કૃત ટીકાનો ભાગ તથા વચમાં વચમાં આપેલા જૂની ગૂજરાતી ભાષાના ગદ્યાર્થનો ભાગ-એ બન્નેનો કર્તા જનાર્દન હોવો જોઈએ એવી વિદ્વાનોની સંભાવના છે

આ પોથીમાંથી નીચેનો ગુજરાતી ગદ્યભાગ બારમા સર્ગની ટીકામાંથી તારવી કાઢ્યો છે ને નમૂના તરીકે નીચે ઉતાર્યો છે

"સ્વસા બહિન સૂર્પણખા તણા નિમહ કર્ણનાસા છેદતુ । આમરખુ છંન જ ખરાદિક તીહતણા વધતુ । ૫૨

તીણ રાવણિની મૃગરૂપિ મારીચિ રાક્ષસકરી રાવત ગમ લક્ષ્મણ વચી વિપ્રતારી
સીતા હરી । ૫૩

પક્ષીંદ્ર જટાયુતનણ્ઇ પ્રયાસિ યુદ્ધ કરિનઇ ક્ષણમાત્ર વિગ્રહ્યઉ કઠવર્તી ગો પ્રાણિ
કરી દશરથતણી પ્રીતિગહિ રિણછઈ । ૫૪

તીહ । તે જટાયુ તહ ગમ લક્ષ્મણ રહિ ' મૈથિલી સીતા ગવણિ હરી ' વચનિ કહી
સ્વસ્થિત હુઉ ।

આપણ મહાત્ ગુરૂઉ યુદ્ધલક્ષણ કર્મ વર્ણિ કરી કહીનઇ । ૫૫ । વગેરે

o o o

" પુર ઇરિ દેવેંદ્રિ એહ ગમતણઇ અર્થિ હરિયુગ્ય રથ પાઠવિઉ ।
મોકલિઉ । ગમપ્રાતિ પાઉ દેપી । અનઇ લક્ષેશ રાવણ જડૂથીઉ ન્યા ધરુ ઢિ દેખી નઇ ।
તુ । દેવેંદ્રતણઉ સૂત સારથિ છઇ જુ માતલ તેહતણુ ભુજ આલબઈ છઈ ।
આકાશગંગા તણા છઇ જુ ઊર્મિ વાયુ કલ્લોલ ત્રાત તેહે ધૂત આંદોલિત ધ્વજપટ
પતાકા વસ્ત્ર છઈ ।

" એ તે સ્થલી જિહાં મઇ તૂ જોતઇ હુતઇ ઊરી પૃથ્વીઅ ભ્રષ્ટ પતિત પડિઉ અક
ઉપર ને ઉર દીઠૂ । કિરિ૦ તાહરા ચરણકમલ તણા નિયોગ દુ:ખ તુ બદ્ધમૌન અણબોલતુ
છઇ ॥ ૨૩ "

" હે સીતે૦ એ પચવટી માહરું મન હર્ષાવઈ છઇ । ચિરકાલિ દીઠી છઇ । ઉન્મુખ
ઉત્કંઠિત કૃષ્ણસાર શાલીઆર છઇ । ઘટાણુ કરી સવર્ધિત વધાર્યા બાલ નૂતન આમ્ર છઈ ।
કોમલ કૃશ મધ્ય ઉદર છઇ । ઇસી અંહૂતી ઇસી પચવટી આજ ઘણાં દીહ દીસઇ છઇ । । ૩૪"

આ પ્રમાણેની ગુજરાત પ્રાંતથી ખૂબ દૂર રહેલી આ ' રઘુવંશટીકા ' ની પોથી આપણું ઠીકઠીક કુતૂહલ જગાડે છે. *

નવા મુદ્રિત પુસ્તકોની અને એ પુસ્તકોનાં આલયોની આપણે જે ભાવસહિત આરાધના કરીએ છીએ તેવા અને તેટલા ભાવથી આપણાથી વિખૂટા પડેલાં આપણા ભાઈઓ જેવા–ગુજરાતનાં હસ્તલિખિત પુસ્તકોનું પુનર્મિલન કરવાની ઇચ્છા પ્રદર્શિત કરવી એમાં અજુગતું કાંઇ નથી એમ મને લાગે છે

* આ અમલ પોથી જોવાની અનુકૂળતા ' પૂના ભાંડારકર ઓરિએન્ટલ રિસર્ચ ઇન્સ્ટીટ્યુટ 'ના ક્યુરેટર મારા મિત્ર પ્રો. ગોડેએ કરી આપી હતા, એમ જાહેર કરતાં મને આનંદ થાય છે —લેખક

# "બંદીવાનના બંધ છોડાવો"

લેખક શ્રી. નટવર વીમાવાળા ( તંત્રી " ગાંડીવ " )

બે કબાટ
એક ભીંત પર ઉંચેથી મઢેલા ખીચોખીચ ભરેલાં
બંને વાતો કરતાં હતાં.
ક કહે " અલ્યા ભાઈ, આ આપણું કોઈ ઉઘાડતું જ નથી કેટલાંય વરસ થયાં !"
ખ કહે " હા, તાજી હવાનો સ્વાદ કેવો હોય તેય હું તો ભૂલી ગયું ! "
ક બોલ્યું " ને નથી કોઈ સાફ કરતું ! "
ખ વદ્યું ' ભલા માણસ બહારથી પણ કોઈ નથી ઝાપટતું નથી કોઈ જાળાં ઉડાડતું, તો વળી અંદરનો કચરો કોણ સાફ કરવાનું હતું ? "

ક બોલ્યું " કોઈને કંઈ પડી નથી આ ચોપડીઓમાં ઢગલાબંધ માલમસાલો પડ્યો છે પણ કોઈ સૂંઘે છે ? "

ખ કહે " એનો પણ વારો કોઈક દહાડો આવશે ને ત્યારે એની કિંમત થશે પછી એ ય વપરાશે ને આપણનેય તાજી હવા મળશે "

ક જરા નિસાસો નાખી વદ્યું " એ દિવસ આવે ત્યારે ખરો ! "



આખરે પંદરેક વર્ષે એ દિન આવ્યો ખરો પંદરેક વર્ષે કોઈની નજર પડી એ કબાટ પર ત્યાં સુધી તો જાણે કોઈની નજર એ કબાટને જોઈ જ નહોતી શકતી–જાણે તેના પર કોઈનો અંધારપછેડો ન પથરાયો હોય તેમ એ કબાટો ને તેમાંની ચોપડીઓ નજરે જ ન પડતાં હોય, નજરબંધી ન હોય, તેમ !



પંદર વરસે કોઈ દેખતાની નજર પડી ને તેણે કબાટોના માલિકને કહ્યું " હે ત્યારે ભલા ભાઈ, આ ચોપડીઓ બધી આ કબાટમાં નકામી પડી રહી છે તે આપણે કોઈક જાહેર લાયબ્રેરીને આપી દઈએ તો ? તમે શું ધારો છો ? "

" લઈ જાને ભાઈ તું જ તારે જેને આપવી હોય તેને આપી દે ને મારે ક્યારે વાંચવી છે ? " એક પળના પણ વિલંબ વગર જવાબ મળ્યો !

ઓ તારી ! ફક્ત પૂછનારની જ ખોટ હતી ! સવાલ કરનારની જ વાર હતી ! જવાબ તો તૈયાર જ પડ્યો હતો. બારણાં બંધ હતાં, પણ અમસ્તાં જ જરાક ઠેલણ–આછા ઠેલણની જ જરૂર હતી જાણે !

બીજે જ દિવસે કબાટ ઝાપટાયા, ને ચોપડીઓના ઢગલા બહાર આવ્યા ને સાફ થયા મુખ્યત્વે તેમાં કાયદાનાં પુસ્તકો હતાં થોડાં ઇતિહાસ, નાટક, કોશ વગેરેનાં હતાં કાયદાનાં પુસ્તકો લઈ જવા એક કાયદાવિદ્યાલયને વિનંતિ થઈ તેના આચાર્ય તુરત જાતે પધાર્યા અને ચોપડીઓ પસંદ કરીને લઈ ગયા બીજી ચોપડીઓ પણ યોગ્ય સ્થળે, જ્યાં બરાબર ઉપયોગ

# નિવૃત્ત વ્યવસ્થાપકો (ચાલુ)



શ્રી વાઘજીભાઈ ના અમીન



શ્રી શ. ગો પટેલ



શ્રી જનકલાલ યાજ્ઞિક



શ્રી મગનભાઈ
ભાઈલાલભાઈ અમીન



શ્રી પ્રતાપરાય ગી.

[ લુહાણામિત્ર પ્રેસ, રિયાપુરા, વડોદરા ]

# માર્ગસૂચન આપનાર અમલદારો



માનનીય શ્રી લેઉવા
કેળવણી પ્રધાન, વડોદરા રાજ્ય



શ્રી ન્ય દિ વાકનીસ
વ્યવસ્થાપક, પુસ્તકાલય ખાતું



શ્રી. જ્યોતીન્દ્ર મહેતા
વિદ્યાધિ [illegible]



શ્રી ઉમેદભાઈ મો પટેલ
મદદનીશ વ્યવસ્થાપક પુસ્તકાલય ખાતું

થાય ત્યાં ઠામ પડી ગઇ

ને આ ઉપયોગ સાહિત્ય આડે ફક્ત એકાદ ચક્ષુધારીનું વાક્ય જ ઊભેલું હતું !

આ તો સને ૧૯૩૮ નો એક જ સાચ્ચો કિસ્સો છે. એવા બીજા કિસ્સા પણ મારી જાણમા છે—આવું જ બન્યાના

તો પણ આવું બને કે ઓછું—ને બનવાની જરૂર છે સતત. મોટાં શહેરો ને કસ્બાઓમા ને ક્વચિત ગામડાઓ કોઇ જબરો શોખીન અગર ધંધાદારી અગર અભ્યાસી જીવનભર પુસ્તકો વસાવે છે ને વાંચે છે. પણ તે પોતે પરલોક સંચરે તે પછી તેની એ સમૃદ્ધિ—એ દોલત, તેના ઘતર કુટું બીઓને, વારસોના અજ્ઞાન કે અરસિકતાને લીધે, તેમની ઉદાસિનતા ને અ-સૂઝને લીધે, સાવ પડી રહે છે તેમને કોઇને એ પુસ્તકમાં કે એ વિષયમાં કશો રસ નથી હોતો, તેનો કંઈ ઉપયોગ જ નથી હોતો, અને છતા તેને તેઓ બીજાને નથી આપી દેતા, બીજાના ઉપયોગ માટે નથી સમજી શકતા

અહો ! ઘરેઘરમાં તપાસીએ તો કેટલીય એવી ચીજો વસ્તુઓ સાંપડશે જે ઘરના કોઇના જ કશા ઉપયોગમાં ન આવી શકતી હોય, કેટલાય વરસ સુધી ન આવી હોય, ન આવવાની હોય ! ને છતાં તે બીજાને, યોગ્ય વ્યકિતને, આપી દેવાની છીકર ન આવે, ઇચ્છા ન થાય, વલણ ન થાય ! "શ્વાનગ્રંથિ" ન્યાય ! !

બીજી વસ્તુઓ કરતાંય ચોપડીમા આવું ઘણી વાર બને છે કબાટમાં પુરાયલી બંદીવાન-રૂપે તે પડી રહે છે—બીજાના ઉપયોગમા નથી આવતી, નથી સાર્વજનિક લાભાર્થે અપાઇ જતી શહેરો કે કસ્બામાં ઘેર ઘેર ફરી તપાસ કરવામાં તો આવી નવારસી પુસ્તકદોલત ખરેખર પુષ્કળ મળી આવે, ઠીક ઠીક સાંપડે એવો સંભવ છે

ગામ ગામનાં યુવક મંડળો કે ગ્રંથાલય સમિતિઓ જ્યારે કંઇ ઉજવણું કરે, પુસ્તકાલય-પર્વ ઉજવે ત્યારે એક દિવસ આ કામ માટે સમર્પે તો ?—આવા પુસ્તકધનની તલાશ અને તેને સાર્વજનિક ગ્રંથ માં જોડી લેવાની ખટપટ દર વર્ષે નહિ, તો દર બબ્બે વર્ષે ત્રણ ત્રણ વર્ષે તો દરેક ગામમા આવો જુસ્સો અજમાવી શકાય ને ખરેખર તે ફળદાયી નીવડે કયાંક કયાંક અતિ દુર્મિળ ગ્રંથો પણ અચૂક સાંપડશે

ગામગામના, કસબાઓના ને ખાસ શહેરોના ગ્રંથપાલો, અગ્રણીઓ, મિત્રો આ વિચારશે ?

# પુસ્તકાલય અને એનાં સાધનો

લેખક શ્રી હરભાઇ ત્રિવેદી

પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિમિટેડનો રજત મહોત્સવ ઉજવો છો તે જાણી આનંદ થયો આ નિમિત્તે "પુસ્તકાલય" માસિકનો જયંતિ અંક કાઢો છો તે વળી વિશેષ આનંદની વાત છે

" પુસ્તકાલય " માસિકે આજ સુધી પ્રજાની જે સેવા કરી છે તેનો આંક મૂકીએ તો ગુજરાત માટે ગૌરવ લેવા જેવો આંક મળે છે બીજા દેશોની સરખામણીમા આપણા દેશમાં પુસ્તકાલયપ્રવૃત્તિનુ મહત્ત્વ હજી સુધી જોઇએ તેટલુ સમજાયુ નથી મારૂ પુસ્તક માબાપની અને શિક્ષકની ગરજ સારી શકે છે મિત્રવિહોણા માનવીનુ પુસ્તક એક સાચુ મિત્ર બની શકે છે. માબાપ, શિક્ષક કે મિત્રવર્ગને સમયની અને શકિતની મર્યાદા હોય છે, જ્યારે પુસ્તક તેવી મર્યાદાઓથી પર છે પુસ્તકનુ આ મહત્ત્વ પ્રજાને ગળે ઉતરાવવા માટે પુસ્તકાલયોની વૈજ્ઞાનિક પ્રવૃત્તિ ઘણો સફળ ભાગ ભજવી શકે છે. ગુજરાતમા આ કામ આપના મંડળે અને "પુસ્તકાલય" માસિક કર્યું છે અને એ માટે સમસ્ત ગુજરાત આપ સૌનુ ઋણી છે

પુસ્તકાલય પ્રવૃત્તિમાં પુસ્તકનો જે હિસ્સો છે તેટલો જ મહત્ત્વનો હિસ્સો પુસ્તકાલયના મંચાલકનો, એના મકાનનો, એની ગોઠવણીનો અને એનુ મહત્ત્વ સમજાવનારા નકશાઓનો છે પુસ્તકાલયનો સંચાલક સાચા અર્થમાં ઉત્તમ શિક્ષક બની શકે છે વાચનાલયના ખંડમા શાંતિથી બેસીને વાચનારાઓને એ માર્ગદર્શન કરાવી શકે છે વાચનાલયના ખંડમાં શાંતિથી બેસીને વાચનારાઓને એ માર્ગદર્શન કરાવી શકે છે, તેમજ નવી નવી સાહિત્યસમૃદ્ધિ તેની પાસે રજૂ કરી શકે છે પુસ્તક લેવાદેવા આવનાર વાંચનાર સાથેનુ એનુ વર્તન પ્રેમ અને સહાનુભૂતિ-ભર્યું હોય તો એવો માણસ અનેકોનો સાચો મિત્ર બની શકે છે. પુસ્તકાલયના સંચાલકને એવી તાલીમ આપવા માટે યથાશકિત પ્રયત્નો આપ સૌએ કર્યા છે તે પણ ગૌરવનો વિષય છે

મકાન પણ ઓછો મહત્ત્વનો ભાગ નથી ભજવતું પુસ્તકાલય માટે અલગ અને એ પ્રવૃત્તિને અનુરૂપ એનુ મકાન અવશ્ય હોવુ જોઇએ, એવા વૈજ્ઞાનિક વિચારનો પ્રચાર કરવાનુ કામ પણ "પુસ્તકાલય" માસિકે કર્યું છે વડોદરાની પુસ્તકાલયપ્રવૃત્તિને તો એના નમુના પણ પૂરા પાડયા છે આ દિશામાં પશ્ચિમના દેશો આપણને ઘણુ ગોખરી શકે એમ છે સારી અને સાચી વસ્તુ દુનિયાના ગમે તે ખૂણામાંથી મેળવવાનો માનવીમાત્રનો ધર્મ છે

મકાનના જેટલુ જ મહત્ત્વ પુસ્તકાલયની વ્યવસ્થા અને ગોઠવણીને આપી શકાય ખરી રીતે કહીએ તો કોઇપણ અવ્યવસ્થા માણસના જીવનને અવ્યવસ્થિત બનાવી મૂકતી હોય છે, પુસ્તકાલયની શાસ્ત્રીય વ્યવસ્થા ઘણો સમય બચાવી શકે છે અને વ્યવસ્થાપક તેમ જ વાંચનારને સરળતા, ઉલ્લાસ અને તાજગી આપી શકે છે પુસ્તકાલય પ્રવૃત્તિનુ આ અંગ હજી સુધી આપણે ત્યાં વિકસ્યુ નથી એ દિશામાં ગુજરાતને જાગ્રત કરવાનુ કામ "પુસ્તકાલય" માસિક કરતુ રહેશે તેની આપણને સૌને શ્રદ્ધા છે

કેળવણીના કાર્યને સરળ અને સહેલું બનાવવા માટે નકશાઓ તથા એ પ્રકારનાં અન્ય દાર્શનિક સાધનો ઘણો મહત્ત્વનો ભાગ ભજવે છે દાર્શનિક સાધનો વડે વિદ્યાર્થીને કેળવવાની રીતનો હમણાં હમણાં ઠીક પ્રચાર થવા લાગ્યો છે પરંતુ એ રીતે સૌથી વધારે આવશ્યકતા પ્રૌઢ લોકોને માટે ગણી શકાય પુસ્તકાલયપ્રવૃત્તિ આ રીતનો મોટા પાયા ઉપર ઉપયોગ કરી શકે છે ઉત્સવને હું સંપૂર્ણ સફળતા ઈચ્છું છું

---

( અનુસંધાન પૃષ્ઠ ૩૨૨ નું )

તેની દોરવણીથી પ્રકાશનપ્રવૃત્તિનું હાલ થઇ શકે તે કાર્ય હોય પરંતુ જોઇએ જો કુશળતાથી કાર્ય કરવામાં આવે તો આ પ્રવૃત્તિ થોડા સમયમાં સ્વાશ્રયી થઇ શકે.

ઉપર આલેખેલી સર્વ પ્રકારની પ્રકાશનપ્રવૃત્તિ ખીલવવી હોય તો તે માટે વિદ્વાનો, લેખકો, કલાકારો, વેપારીઓ, પુસ્તકાલયો અને છાપખાનાના કારીગરોના સહકારવાળું એક અલગ મંડળ સ્થાપવું જોઇએ, અને પ્રકાશનને જરૂરી એવાં સાધનો છાપખાનું, બ્લોક્સ બનાવવાની સગવડ, ટાઇપ ફાઉન્ડ્રી અને એક પુસ્તકાલય એણે પ્રાપ્ત કરવાં જોઇએ

પુસ્તકાલય સહકારી સહાયક મંડળના સ્થાપકે એક વખત આવી સંસ્થાની યોજના ઘડી હતી તે વખતે તેને માટે સમય અનુકૂળ નહોતો તેથી તે અસ્તિત્વમાં આવતી રહી ગયેલી. આજે એને માટે અનુકૂળ સંજોગો આવી રહ્યા છે પુસ્તકાલય સહકારી સહાયક મંડળ એના સ્થાપકની ૭ સંવત્સરીના પુણ્ય સ્મરણમાં આ દિશામાં એક પગલું ભરવાનો સંકલ્પ કરશે તો એના સ્થાપકની ભાવનાનું તેમ જ એની પોતાની સ્થાપનાનું ઉત્તમ સાર્થક્ય થશે અને ઈશ્વરકૃપા હશે તો એના રજત મહોત્સવને પ્રસંગે ઉપર કલ્પેલા મંડળરૂપે તે નવજીવન પ્રાપ્ત કરવા ભાગ્યશાળી થશે ! તથાસ્તુ તા ૨૯–૧–૪૫

---

## ઓસરતી કલાભાવના

### ગુજરાતના કલા ગુરુ શ્રી રવિશંકર રાવળ

ભૂતકાળની ગુજરાતની કળાસમૃદ્ધિ અને શિલ્પકારીગરી હવે તો ગ્રંથ અથવા તો મ્યુઝિયમનો વિષય બની ગઇ છે. એવા શોખ ધરાવનારા શ્રીમંતો અને રાજ્યાશ્રય વિના કારીગરોનાં કુટુંબો રઝળી પડયાં છે, અગર બીજે ધંધે ચડી ગયા છે, જેઓ પાસે બાપદાદાની કંઇ પણ કળા છે તેઓ અભ્યાસ, અનુભવ અને ઉત્સાહને અભાવે મંદભાવથી જેવી તેવી ચીજો બનાવે છે, પણ તે પહેલાની તોલે આવે તેવી નથી.

ગુજરાતની કળાભાવના અને શિલ્પશક્તિ ખીલવવી હોય તો આપણે તેના ઉત્તમ નમુનાઓ એકઠા કરી કારીગરોને નવેસરથી શીક્ષણ આપવું જોઇશે તેમને અભ્યાસ માટે ઉત્તમ ચીત્રોવાળાં પુસ્તકો અને તેમને જ્ઞાન આપનારા વિદ્વાનો તેમજ દેશ પરદેશના શીલ્પકૂશળ શીક્ષકોના સમાગમમાં તેમને મુકવા પડશે અને તે સાથે સમગ્ર પ્રજાને શાળામાં તે કળા અને કારીગરી જીવનમા કેટલી નવીનતા, તાઝગી, રસ અને ઉલ્લાસ પુરે છે તે સમજાવી કદર કરતા શીખવવું પડશે

# અને મેં પુસ્તકો આપવાનું

લેખક શ્રી તારાચંદ પોપટલાલ અડાલજા

'આપને એક તકલીફ આપવા આવ્યો છુ.'

રસ્તા ઉપરનુ મકાન અને તેમા વળી લગભગ આખો દિવસ ખુલ્લા રહેતા બારણામા પ્રવેશ કરવાની અદર પરવાનગી હોય તેમ દિવાનખાનામા પગ મૂકતા વેંતજ એક વ્યક્તિએ પોતાના કાર્યનુ મંગળાચરણ કરી દીધુ

'આવો, ફરમાવો, શી આજ્ઞા છે ?' સત્કાર સાથે મે સમતિ પણ આપી દીધી

'આ જગા આપની સહી આ ફોર્મમા કરી આપો તો '

ક્ષણ માત્રમાં ફોર્મ ઉપર મારી નજર ફરી વળી 'મધ્યવર્તી પુસ્તકાલય' નુ ફોર્મ હતુ અને આવનાર ગૃહસ્થ પુસ્તકો લેવા માટે મને પોતાના જામીન બનાવવા માગતા હતા

'માઠુ ન લગાડશો ભાઇ ! પરતુ આ તો જોખમ ભરેલો સોદો છે જામીનની જવાબદારીની તોઠ ગળામા ભેરવી જનારા કામ પત્યા પછી કદી મોઢુ બતાવતા પણ નથી, અને જામીનગીરી ક્યારે પૂરી થઈ કે નહિ–તેની પણ ખબર પડતી નથી

'મારી બાબતમાં આપ બેફિકર રહેજો આપને હરકત આવે એવુ નહિ થવા દઉ '

આ ઉપરાંત તેમણે બીજી અનેક વાતો કરી નાખી–પોતે લેખક છે, એકાદ માસિક કાઢવા માગે છે, અધ્યયન માટે વિવિધ વિષયના પુસ્તકોની પોતાને જરૂર છે વિગેરે વગેરે કહી જળોની માફક ચોટેલા એ મહાશયે મારી સહી લઇને જ છૂટકો કર્યો

ત્યાર પછી તો મહિનાઓ વીતી ગયા, એક દિવસ ટપાલ આવી એમા સનાતનના સમાચાર હતા પેલા મહાશયે 'મધ્યવર્તી પુસ્તકાલય' માથી લીધેલુ એક કિમતી પુસ્તક મુદત વીતવા છતાં અને વારવાર ઉઘરાણી કરવા છતાં પાછુ વાળ્યુ નહોતુ તેથી જામીન તરીકે પુસ્તકની કિમતના રૂપીઆ વીસ (કે તેની લગભગ) મારે ભરવાના હતા, એ મતલબના સમાચાર એ ટપાલમાં આપવામા આવ્યા હતા !

પેલા મહાશયને ઢુંઢવા મે બે ચાર વાર એમના રૂમ (નાની શી કોટડી જ તો !) તરફ આંટા ફેરા માર્યા એકાદ વખતે એ ઝડપાઇ ગયા ઠાવકુ મ્હોં ગભીને કહે, 'અરે, મે તો પુસ્તક ક્યારનું પાછુ આપી દીધુ છે સસ્થાની ગફલતી કે ગેરસમજ હશે તમે બેફિકર રહો, હું છુ ને !'

મે પુસ્તકાલયને લખ્યું, લઈ જનાર જીવતો જાગતો બેઠો છે, તો એની પાસેથી વસૂલ કાં ન કરો ?'

ઉત્તર મળ્યો, કે અમે તો ઉઘરાણી કરી કરીને થાક્યા એ મહાશય જવાબ જ નથી આપતા !

પછી તો એ સજ્જન (!) નો પત્તો પણ ન મળે ! એ વડોદરા છોડી રફુચક્કર થઈ ગયા હતા ! Gone for Good !

# કે જામીન થવાનું બંધ કર્યું.

હવે શુ થાય ? પુસ્તક કે પૈસા બેમાથી એક તો આપવુ જ પડે ને ? મે એ અગ્રેજી પુસ્તકનુ નામ મેળવ્યું, મુ બઈ તપાસ કરાવી, એ પુસ્તકની બીજાના પ્રકાશનની આવૃત્તિ સસ્તામા—દસેક રૂપિયામા મળતી હતી એ આવૃત્તિ મ ગાવીને આપુ, એવી દરખાસ્ત રજૂ કરી પર તુ જવાબ મળ્યો, નહિ, અમને તો એ જ આવૃતિ અગર તેના કિ મત જોઈએ '

થયુ રૂપિયા ભરવા પડયા ત્યારથી કાનની બૂટ પકડીને નિશ્ચય કર્યો, કે ગમે તે થાય, ભલે કોઇને માઠુ લાગે પર તુ પુસ્તકાલય માટે કોઈના જામીન થવાનુ આવુ સાહસ ન ખેડવુ

અને ત્યારથી જામીન થવાનુ મે માડી વાળ્યુ

*

* *

એક આલિશાન બ ગલો અને એ બ ગલામા સુ દર ગૃહપુસ્તકાલય મનમા થયુ—'ઘણા દિવસોની વાચનની ભુખ અહી ભાગી શકાશે '

પર તુ એ જ ક્ષણે પુસ્તકોના કબાટ ઉપર લટકતા એક પાટિયા ઉપર નજર પડી અને અમારો ઉત્સાહ ઓસરી ગયો કૃપા કરીને પુસ્તકોની માગણી ન કરશો' એ મતલબની એ પાટિયામા ચેતવણી હતી !

છતાય એ બ ગલામા જ ધામા નાખીને અમે પડયા હતા એટલે પુસ્તકો ત્યા જ બેસીને વાચવાનો લાભ તો સરળતાથી લીધો, પર તુ એમાના બે ત્રણ અગ્રેજી પુસ્તકો ગુજરાતી ભાષામા ઉતારવા જેવા લાગતા તે સાથે લઈ જવાના માગણી કરી ત્યારે ખરી કસોટીનો સમય આવી લાગ્યો અમે ખાતરી આપી, 'આપના પુસ્તકો માટે આપ નિશ્ચિ ત રહેશો પુસ્તકો આપને પાછાં મળશે, એટલુ જ નહિ, પર તુ જે સ્થિતિમા તે લઈ જઈશ એ જ સ્થિતિમા તે પાછા મળશે આપ જાણો છો તો ખરા, કે ગમે તેનુ પુસ્તક વાચવા મેળવ્યુ હોય તો તેના ઉપર મજબૂત કાગળનુ પૂઠુ ચડાવ્યા પછી જ વાચવા લઉ છુ નિશાળિયો નવા પુસ્તકને જાળવીને વાપરે તેમ વાપરૂ છુ, તે ગમે ત્યા ન રઝળે, ઉઘુચતુ ખુલ્લુ પડયુ ન રહે, પાના ઉપર રજભાર પણુ કાંઈ કે વગ ન પડે એની હુ ચીવટ રાખુ છુ '

અમારા કાળજી અને ચોકસાઇભર્યો વર્તનનો ગળાબૂડ અનુભવ હોવાથી એ પુસ્તકો અમને આપવામાં તો આવ્યાં, પર તુ એ માટે ઉપરાઉપરી ઉઘરાણી થવા લાગી, અને તેથી મનમ સ કોચ પામીને— અમારૂ કામ અધુરૂ જ રહી ગયુ તો પણ—એ પુસ્તકો સુરક્ષિત—મળ્યાં હતા એ જ હાલતમાં અમે પાછા સોપી દીધા

આ ઉપરથી સ્વાભાવિક રીતે જ એવો પ્રશ્ન ઉદ્દભવે કે ' પુસ્તકો ઘરના કબાટમા વા ખાતાં પડયા રહે તેને બદલે બીજાઓ તેનો લાભ લે એ શુ ખોટુ ?' પર તુ ઢાલની બીજી બાજુ તપાસીએ તો પુસ્તકોં બીજાને આપવાથી થતા ત્રાસ અને નુકસાન તરફ પણ દષ્ટિપાત કર્યા વિના રહેવાતુ નથી આ રહ્યા થોડાક કડવા અનુભવો —

" તમે લેખક થયા તે અમને શા ખપના ? તમારાં પુસ્તકો તો અમને વાચવા મળતાં નથી ! " એવા મ્હેણાં મારવા સ્નેહી સંબંધીઓ સદાય તત્પર હોય ત્યાં તેવાઓને ' તમે તો મારા શુભેચ્છક, તમારે તો પુસ્તક ખરીદીને મને ઉત્તેજન આપવું જોઇએ બહુ બહુ તો તમે અડધી કિંમતે લઇ જાઓ, જેથી છપામણીનો ખર્ચ તો નીકળે !' એમ સમજાવીને કહીએ ત્યારે ડાચકું મો ગપ્પીને તેઓ કહે, " જુઓ ભાઇ, પુસ્તકો માટે પૈસા ખરચવાની અમને બાધા છે, તમારે પુસ્તક ભેટ આપવું ન હોય તો છેવટ વાચવા આપો, ઘરમા બધાને વાચવાનો બહુ શોખ છે (બધાય શોખ—નાસ્તાપાણી, નાટક સિનેમા, ગાડીઘોડા વગેરે માટે પૈસા ખરચાય—માત્ર પુસ્તકોનો શોખ મફત સંતોષાય !) વાચીને જેમ બને તેમ જલદી પાછું આપી જઇશ "

એ ' જેમ બને તેમ જલદી ' એ મુદ્દતની કંઇ મર્યાદા જ હોતી નથી દિવસો તો શુ પરંતુ મહિનાઓ અને વર્ષો પણ વીતી જાય ! એક ભણેલા ગણેલા અને સારા પગારવાળી નોકરી કરતા સજ્જન એક સાથે ત્રણ પુસ્તકો લઇ ગયા પછી તે પાછા આપવાની વાત જ નહિ, અમે પણ ઉઘરાણી કરી કરીને એને કાયર કરી નાખ્યા ત્યારે બે ત્રણ વર્ષે ત્રણમાથી બે જ પુસ્તકો પાછાં મળ્યાં, અને તે પણ તદ્દન તૂટેલાફાટેલા !

* * *

" મારાં પત્ની બિમાર છે, એનો વખત વીતે અને દુઃખ વિસારે પડે માટે થોડા પુસ્તકો આપો ને ! "

માગણી કરનાર કેળવાયેલા અને ' અપ ટુ ડેટ ' ગૃહસ્થ હતા નામાંકિત લેખકોના પાચ છ પુસ્તકો મે તેમને આપ્યા આપ્યાને મહિનાઓ વીત્યા, અને અમારે જાતે તેમને ત્યા ઉઘરાણી કરવા જવુ પડયુ ત્રણ ચાર ધક્કા બાદ પુસ્તકો મળ્યા, પણ તેમાથી એક પુસ્તકને પગ આવ્યા હોય તેમ એ અદશ્ય થઇ ગયુ હતુ ' શોધીને મોકલીશ ' એવુ વચન મળવા છતાં આજસુધી એ પુસ્તકનો પત્તો નથી ?

* * *

અને ' ગરજ મટી કે વૈદ વેરી ' એ કહેવતનો અનુભવ કરાવનાર કંઇક આળસુ જીવો વાચનના રસિયા વાચકોમા પણ પડય છે

'આ છોકરાને જ્ઞાન સાથે ગમ્મત મળે એવુ એકાદ પુસ્તક વાંચવા આપશો ? એ પોતે વેળાસર પાછુ આપી જશે !' એમ કહી એકને બદલે બે પુસ્તકો લઈ જનાર એક કારીગરને ત્યા પણ અમારે જ ઉઘરાણી કરવા જવુ પડયુ. ' પુસ્તકો કયારના વાચી લીધાં છે, પણ આપવા આવવાની આળસમાં રહી ગયાં છે.—બે ત્રણ દિવસમાં આપી જશે ' એવો જવાબ સાંભળવા મળ્યો

એના બે ત્રણ દિવસ કયારે પૂરા થશે એ તો પરમાત્મા જાણે !

આમ ને આમ અમારા ગ્રથભંડારનો ખજાનો ખૂટતો ચાલ્યો જતો જોયો, ઉઘરાણી કરવામા વખતનો દુર્વ્યય થતો જોયો, સાથે સાથે મીઠાશભર્યો સબધ કલેશમાં પરિણમતો અમે અનુભવ્યો આ બધામાથી બચી જવાનો માત્ર એક જ માર્ગ મને સૂઝયો, તે ગ્રહણ કર્યો, અને મે પુસ્તકો આપવાના બધ કર્યાં •

( અનુસધાન પૃષ્ઠ ૩૩૧ ઉપર )

# જ્ઞાન-ગંગોત્રી

લેખક શ્રી ગોકુલદાસ દ્વા રાયચુરા

ગુજરાતમા એક યુગપુરુષ પાકયો, એ યુગપુરુષની સાથે સાથે એના શ ગીર્ગે ગુજરાતને આગણે અવતર્યા નાનામોટા એ સાથીદારોએ યુગપુરુષના યુગને છાજે એવી પ્રવૃત્તિ આદરી, પોષી, વિકસાવી અને માનવસમૂહને ઊંચે લાવવાના વિવિધ પ્રયત્નો કર્યા

ગુજરાત એ ભારતનો બગીચો, એ ગુજરાતની લીલુડી ધરતી ચરોતર એ ચરોતરને આંગણેથી ગુજરાતને ભવ્ય બનાવવાના કોડ ધગવૈતા પુરુષો ગુજરાતને સાપડયા

એ પુરુષોમા એક જ્ઞાન-ગ ગોત્રી વહાવનાર પુરુષ અમર થઇ ગયો

એ પુરુષનુ નામ મોતીભાઇ અમીન શ્રી મોતીભાઇ અમીન એટલે ચરોતરનો એક ભવ્ય પુરુષ

એણે એક સ ગીન પ્રવૃત્તિનુ સુકાન સભાળ્યુ અને આ યુગના યુગપુરુષના કાર્યને વેગ આપ્યો

એ ધારત તો મોટા રાજદ્વારી પુરુષ થઇ સમગ્ર ભારતના પુરુષ થઈ શકત એ ધારત તો રાજકીય પુરુષ બની દેશના વાતાવરણને ચરણે પોતાની શકિતઓ ધરત, પણ એ તો હતા જ્ઞાનગ ગોત્રીના ઉપાસક એને ગુજરાતને ઘેર ઘેર જ્ઞાનગ ગાના ઝરણા વહેતા મૂકવા હતા, એને ગુજરાતની ધરતીને ટીબે ટીબે જ્ઞાનગ ગાની નહેરો પહોંચાડવી હતી-એટલે એણે પોતાનુ કાર્યક્ષેત્ર નક્કી કરી લીધુ અને એમા એ સર્વા ગ સફળ થયા

જ્ઞાનગ ગામાથી કાવડો ભરી ભરી એણે ઠેર ઠેર જ્ઞાનની પરબો સ્થાપી એ જ્ઞાનની પરબો વ્યવસ્થિત રહે, એમા ગ ગાનાં નિર્મળ જળ ચાલુ મળ્યા કરે, એ પરબોનાં પાણીમાં કચરો કે મેલ ન ભળી જાય એ માટે એણે જ્ઞાનગ ગોત્રીની રચના કરી એ ગ ગોત્રીની ગ ગાઓ ઠેર ઠેર ફરી વળી, એ ગ ગાની નહેરોએ માનસધરતીને લીલી કરી અને એની પરબોએ અજ્ઞાનના ધગધગતા રણમા પણ એ જ્ઞાનગ ગાના જળે મીઠી ફૂલક્યારીઓ રચી આજે એ જ્ઞાનગ ગોત્રીનો પચ્ચીસ વર્ષનો ઉત્સવ છે પચ્ચીસ પચ્ચીસ વર્ષથી એકધારો એ જ્ઞાનગંગોત્રી ગુજરાતી ભાષા બોલનાર, વાંચનાર, સમજી શકનાર સમુદાયની જ્ઞાન-તરસ છીપાવી રહી છે જેણે જેણે એ જ્ઞાનગ ગોત્રીના ગ ગાઓ, એ ગ ગાની નહેરો અને એ ગ ગાજળની પરબોના દર્શન કર્યા છે એમાથી આચમની ભરી છે, એ સહુ આજે આ જ્ઞાન-ગ ગોત્રીનો ઉત્સવ ઉજવે છે

આ ઉત્સવ સમગ્ર ગુજરાતનો છે, ગુજરાતના સ સ્કારનો છે, ગુજરાતની ભાવિ કલ્યાણકારી ભાવનાઓનો છે

ગુજરાતને ગૃહેગૃહે આ જ્ઞાનગ ગોત્રીની કાવડો ભરી ભરીને પહોચાડનારા ગુજરાતના એ સેવકોને ગુજરાત આજે અભિન દન અર્પે છે

એ અભિન દન અને એ અભિન દનમાં સાથ પુરાવી મહાગુજરાતની મહાભાવના જગાવતી પોષતી આ જ્ઞાન-ગ ગોત્રી અમર બને એવી પ્રાર્થના કરતા હર્ષ થાય છે, આન દ થાય છે

---

આ અન્ધારપટોને તોડવા માટે જ પુસ્તકાલયો અસ્તિત્વમાં આવ્યા છે પુસ્તકાલયોનો બહોળો ઉપયોગ જનતા કરે એ પ્રત્યેક સાચા સમાજસેવકનું ધ્યેય હોવું જોઈએ આ માટે મને લાગે છે કે, ગામેગામ ફરી પુસ્તકોમાં ગ્રંથિત થયેલા જ્ઞાનનો પ્રચાર કરે એવા મેનાભાવી વ્યાખ્યાતાઓ ઊભા થવા જોઇએ સરકારી કથાકારો કે કીર્તનકારોને વખતોવખત જનતા સમક્ષ ખડા કરી સંગીત અને વાદ્યો સાથેના પ્રવચનોનો લાભ અપાવવો જોઇએ ગામમાંના શિક્ષિત ભાઇઓ કે બહેનોએ, વારતહેવારે સમાજને એકઠો કરી તેમનો સમક્ષ ચરિત્રો, આખ્યાનો, ઈતિહાસ વગેરે રુચિકર સાહિત્યના પુસ્તકોનું પ્રત્યક્ષ વાચન કરવું જોઇએ આ માટે વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળે શિષ્ટવાચનની પરીક્ષાનો પ્રચાર કર્યો છે એ ખરેખર સ્તુત્ય છે

પુસ્તકો તો સમાજનું ધારણ કરનાર ફિરસ્તાઓ છે પોતામાં રહેલી સમૃદ્ધિને આબાલ વૃદ્ધ, ગરીબ કે તવંગર, કોઇને પણ વ્હેંચતા તેઓ સંકોચાતા નથી પુસ્તકાલયરૂપી મન્દિરોમાં સ્થાપના કર્યા પછી તેમને અપૂજ્ય રાખવા એ તો મહાપાપ છે મન્દિરોના દેવો તો ભેટ અને પ્રસાદ વિના નારાજ પણ થાય, પરંતુ આ દેવો નિરપેક્ષ વૃત્તિથી સેવા કરવા તત્પર રહે છે તેમની પૂજાનું ફળ અનંત છે, અખંડ છે, અમૃતથી પણ મિષ્ટ છે પૂર્ણ બ્રહ્મના-વિરાટના દર્શન જનતાને એમની દ્વારા જ થાય છે અને એ વિરાટની સ્વકર્મથી પૂજા કરી સિદ્ધિપ્રાપ્તિનો રાજમાર્ગ પણ તેઓ જ દાખવનાર છે એ પુસ્તકો જ આપણને સર્વાંગ સુંદર રાષ્ટ્રની ભવિતવ્યતા પણ એજ સિદ્ધ કરે છે અને

सहनाववतु । सह नौ भुनक्तु । सहवीर्यं करवावहै ।
तेजस्विनावधीतमस्तु । मा विद्विषावहै ॥

અધ્યયન કરેલા જ્ઞાન વડે અમો સર્વનું રક્ષણ થાઓ, તેનાથી અમારો યોગક્ષેમ સારી રીતે ચાલે, તે જ્ઞાન અમોને એકત્રિત કરી પરાક્રમ કરાવનારૂં હો, અને તે અત્યંત તેજસ્વી તેમજ આંતરદ્વેષથી મુક્ત રાખનારૂં હો

એવી વિશ્વબન્ધુત્વની ભાવના જાગૃત કરે છે

---

( અનુસંધાન પૃષ્ઠ ૩૩૩નું )

ખાસ નોંધ—આ તો માત્ર થોડીક અનુભવ-વાનગી—છે પુસ્તક પાછું ન આપવાની કે વાપરીને બગાડવાની બધાયની બદદાનત હોય એ એવું ખાસ હોતું નથી, પરંતુ પારકી વસ્તુની કિંમત કે તે માટેની જવાબદારી સમજવા આપણો સમાજ બેદરકારી સેવે છે એ વાત તો નિર્વિવાદ છે

પુસ્તકો પેપરો, માસિકોના ખાસ અંકો કોઇ વાંચવા લઇ જાય છે તે કાં તો પાછા આવતા જ નથી અને આવે છે તો આપણે પોતે સજાગ રહીને ઉઘરાણી કરીએ ત્યારે તે પણ એવી સ્થિતિમાં કે કાગળ મેલા થયા હોય ખૂણા વળી ગયા હોય, અંદર ગમે તેવું ગંદું લખાણ કે ચિતરામણ કર્યું હોય, પૂંઠા ફાટી ગયા હોય અને પાના છૂટા પડી ગયા હોય આ ફરિયાદ માત્ર ગૃહપુસ્તકાલય માટેની જ નહિ પરંતુ જાહેર સાર્વજનિક પુસ્તકાલયોને પણ લાગુ પડે છે એ 'જ્ઞાનની પરબ' રૂપી પુસ્તકાલયોનો લાભ લેનારાઓ પુસ્તકોને જતનપૂર્વક જાળવે અને મફત મળતા લાભનો સદુપયોગ કરે એ માત્ર ઈચ્છવા જોગ છે એટલું જ નહિ, પરંતુ આવશ્યક પણ છે, પ્રભુ વાચનના રસિયાઓને આ પ્રકારની પ્રેરણા અર્પે!

# પુસ્તકાલયપ્રવૃત્તિના ચાહકોને

લેખક શ્રી ચિમનભાઈ સૂ. અમીન

કુદરતનો એક અચળ કાનુન છે, કે હરકોઈ જીવંત પ્રાણીની પ્રગતિ થતી અટકે તે મિનિટથી જ તેના નાશની શરૂઆત થાય છે ઝાડ ઉપરનું ફળ જુઓ તે નાનું હોય ત્યારથી મોટું થતું જાય છે, પરંતુ જે ક્ષણે તે પૂરેપુરૂ મોટું થઇ પછી વધુ મોટું થતા અટકે છે તે ક્ષણથી તે પાકવા માંડે છે, પાકી જાય છે ને પછી કહોવાઇ જઇ નાશ પામે છે પ્રાણી માત્રને આ કાયદો લાગુ પડે છે

જીવંત પ્રાણીઓનો આ કાયદો આપણી પ્રવૃત્તિઓ તેમ જ સંસ્થાઓને પણ એટલી જ સચોટતાથી લાગુ પડે છે અને તેથી વડોદરા રાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિના ચાહકોએ આ પ્રવૃત્તિના વિકાસ માટે સતત પ્રયત્નશીલ રહેવું જોઇએ



શ્રી ચિમનભાઈ સૂ. અમીન

વડોદરા રાજ્યમાં આ પ્રવૃત્તિ શરૂ થયે લગભગ ચાલીસ વર્ષ થયાં છે આ સમયમાં આ પ્રવૃત્તિએ ઘણો સારો વિકાસ સાધ્યો છે રાજ્યના લગભગ ત્રણ હજાર ગામો પૈકી લગભગ ૧૩૦૦ ગામોમાં પુસ્તકાલયો અને વાચનાલયો સ્થપાયાં છે, અને તે બધાં સારી રીતે ચાલે છે, એટલે વિકાસની દૃષ્ટિએ પુસ્તકાલયપ્રવૃત્તિ આ રાજ્યમાં લગભગ સંપૂર્ણ રીતે વિકસી છે એમ સંતોષ અને ગર્વપૂર્વક આપણે કહી શકીએ તેમ છે

પરંતુ પુસ્તકાલયોની સંખ્યા જરૂર જેટલી વધી ચૂકી છે એટલું જ જાણીને આપણે બેસી રહીશું તો આ પ્રવૃત્તિમાં વિકાર પેસશે અને તેનો મૂળ હેતુ સફળ થતા પહેલાં તેનો નાશ થશે, એટલે આપણે એની ઉપયોગિતા વધારવા સતત જાગ્રત રહીએ તે જરૂરનું છે

પુસ્તકાલયપ્રવૃત્તિ એ ગામેગામ પુસ્તકાલયો કે વાચનાલય કાઢીને જ અટકતી નથી પુસ્તકાલયો કાઢવાનો ઉદ્દેશ શરૂમાં ભલે લોકો ભણેલું ભૂલી ન જાય તે માટે ગામડે ગામડે ઉમરલાયક લોકોને વાચનની સામગ્રી પૂરી પાડવાનો હોય, પરંતુ તેનો ખરો ઉદ્દેશ ઠેરઠેર જ્ઞાનની પરબો બેસાડીને દૂરદૂર ગામડે વસતા આપણા દેશબાંધવોને સાચા નાગરિક બનાવવાનો છે એટલે જ્ઞાનની આ પરબો દ્વારા લોકો દેશ તેમ જ દુનીઆના એક નાગરિક તરીકે કેમ જીવવું તે શીખવા માટેનું જ્ઞાન મેળવતા રહે તે જોવાનું આપણું કર્તવ્ય છે એ આપણે ન ભૂલીએ

અત્યારે આપણા રાજ્યમાં લગભગ દરેક મહત્ત્વના ગામે આ જાતની જ્ઞાનની પરબો મંડાઈ ગઇ છે પરંતુ મોટે ભાગે આ સંસ્થાઓનો ઉપયોગ રોજીંદા પેપર વાંચવા પૂરતો જ થાય છે આટલું પણ થાય છે તે સારૂં જ છે પરંતુ એથી વધુ થવાની જરૂર છે

પહેલાંના વખતમાં લોકો મંદિરોમાં કે બીજી રીતે ચાલતી કથાવાર્તા ઇ૦ મા ભાગ લેતા

આવી કથાવાર્તાઓ હિંદભરના દરેક ગામડામાં ચાલતી એટલે ધાર્મિક દૃષ્ટિએ આખા દેશની એકતા સચવાઇ રહેતી અને આખા દેશમાં આચાર–વિચાર–નીતિ ઇ૦ ના ધોરણ સરખાં રહેતાં પરંતુ એ પ્રથા બંધ થઇ છે એટલે લોકોમાં ન્યાય–નીતિનાં ધોરણોનો પ્રચાર કરનાર સંસ્થા કે પ્રવૃત્તિ રહી નથી એટલે જાતજાતની સુખસગવડના સાધનો વધવા છતાં લોકોમાં આધ્યાત્મિક જીવનની પ્રગતિ અટકી જવા જેવું થયું છે અને એને લીધે જનતામાં અસંતોષ અને હરિફાઈ તથા ઇર્ષ્યાનાં તત્ત્વો વધતા ગયાં છે, અને પ્રજામાં જોઇએ તેટલું સુખ વધ્યું નથી.

પુસ્તકાલયો દ્વારા આપણે આ કામ કરી શકીએ કે કેમ, તે વિચારવા જેવું છે પુસ્તકાલયોમાં આપણે રોજ નિયત કરેલા સમયે જીવનને ઉપયોગી સાહિત્ય વાચવાના કાર્યક્રમ યોજી શકીએ કે કેમ અને આવી યોજના લાભદાયી છે કે કેમ તે વિચારવા જેવું છે

વળી પુસ્તકાલયનો હેતુ નિરક્ષરતા નિવારવાનો તેમ જ જ્ઞાનના ફેલાવાનો છે નિરક્ષરતા નિવારવા દરેક ગામડાના પુસ્તકાલયમાં રોજ રાત્રિશાળાઓ શરૂ કરી હોય તો આપણે થોડાજ વર્ષોમાં નિરક્ષરતાનો સમૂળો નાશ કરી શકીએ જ્ઞાનના ફેલાવા માટે આ જ સ્થળોએ આપણે રોજ વિવિધ વિષયો ઉપરનાં પુસ્તકોના વાચનના કાર્યક્રમ રાખીએ તો જનતાને ઘણો લાભ થાય, એ ઉપરાંત ઉંમરે પહોંચેલા અને બીજી રીતે અશક્ત થયેલા માણસોને આત્મજ્ઞાન મળે તે માટે જ્ઞાનની જરૂર હોય છે પહેલાં જેમ મંદિરોમાં ચાલતી તેમ હવે આ સ્થળે આત્માની ઉન્નતિ અંગેની કથાવાર્તા કે કીર્તન રાખવાથી કંઇ ઉપયોગી કામગીરી થઈ શકે કે કેમ તે વિચારવા જેવું છે અને એ ધ્યેય સિદ્ધ કરવા શું કરવું જરૂરી છે તે વિચારવા જેવું છે

ટૂંકમાં, ગામમાં વસતાં તમામ નાનાં મોટા ગરીબ તવંગર તમામને માટે માનસિક તંદુરસ્તી સાચવનારને જ્ઞાન કેવી રીતે આપવું એ આ પ્રવૃત્તિનું ધ્યેય છે

પુસ્તકાલયોનો ઉપયોગ લોકોને બહારની દુનિઆના પરિચયમાં રાખવા માટેનો પણ છે આ કામ આજકાલ રોજ આવતાં પેપરો દ્વારા થાય છે જ પરંતુ આ સંસ્થાને વધુ લોકપ્રિય બનાવવી હોય તો દરેક પુસ્તકાલયમાં રેડીઓ સેટ ગોઠવવાનું શક્ય કે ઇષ્ટ છે કે કેમ તે વિચારવા જેવું છે.

વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિ ઘણી સારી રીતે વિકાસ પામી છે હિંદુસ્તાનના બીજા ભાગો કરતાં આપણું રાજ્ય આ બાબતમાં એક પેઢી આગળ છે અને દેશના બીજા ભાગોમાં જ્યાં આ પ્રવૃત્તિ શરૂ કરવામાં આવે તેમને આ બાબતમાં આપણે ત્યાંથી ઘણું શીખવાનું મળે એમ છે, આ રીતે આ પ્રવૃત્તિ અંગે આપણું મોખરાનું સ્થાન સાચવી રાખવું હોય અને આ પ્રવૃત્તિ દ્વારા લોકોમાં સાચા જ્ઞાનનો પ્રચાર કરવો હોય તો આપણે સાધેલી પ્રગતિ સંપૂર્ણ થઇ છે એમ માનીને બેસી ન રહેતાં હજુ આપણે આ પ્રવૃત્તિના વિકાસ માટે કંઇક કરવાનું બાકી રહે છે એમ લાગે છે એ કંઇક તે શું છે અને તે કેવી રીતે થઇ શકે તેનો બહુ સ્પષ્ટ ખ્યાલ મને તો નથી આવતો પરંતુ આપણા રાજ્યમાં આ પ્રવૃત્તિમાં રસ લેતા ઘણા અનુભવી સજ્જનો છે એમને આ બાબત વધુ ખ્યાલ હશે જ એમ માની લઉં છું

---

# સરસ્વતીનું મંદિર

લેખક :
શ્રી. મૂળજીભાઈ પી. શાહ

પુસ્તકાલય એટલે સરસ્વતીનું મંદિર એ મંદિરમાં સદા જ્ઞાનની ઝળહળતી જ્યોત ઝગમગ્યા કરે છે એના અજવાળા સંસારને પ્રકાશમાન બનાવે છે

એ મંદિરને પગથિયે ચડવાથી આત્માનો ઉત્કર્ષ થાય છે–અંતરના અંધકાર દૂર થાય છે જીવનમાં સંજીવની છંટાય છે પ્રાણમાં પ્રકાશના કિરણો સ્ફુરે છે

ભગવતી સરસ્વતીનું એ મંદિર જ્ઞાનની પરબ છે એ પરબના પાણી પીતા જ્ઞાનપિપાસુઓની પિપાસા છીપે છે

મૈયા શારદાના દ્વાર ધનિક અને નિર્ધન સૌને માટે એકસરખા ખુલ્લા છે એના દરબારમાં ઊંચ–નીચનો ભેદ નથી, નાના–મોટાનો તફાવત નથી, રાય–રંક સૌ સરખા છે શું સ્ત્રી કે શું પુરુષ સૌ કોઈ એને મંદિરે જઈ શકે છે બાળકથી માંડીને વૃદ્ધ સુધી સૌ કોઈ એનો કૃપાપ્રસાદ પામી શકે છે

અને માતા શારદાની ઉપાસના એટલે માનવતાની ઉપાસના—જ્ઞાનની ઉપાસના–પ્રેમ ભક્તિની ઉપાસના

સરસ્વતીનો ભક્ત જગતમાં ઉન્નત મસ્તકે રહી શકે છે પોતાના આત્માનો ઉત્કર્ષ સાધી સંસારમાં અનેકની સેવા સાધી શકે છે જ્ઞાનયજ્ઞનો અધ્વર્યુ બની એ અનેકનાં હૈયામાં જ્ઞાન ભક્તિ જગાડી શકે છે

એ મંદિર સદા પવિત્ર છે ત્યાં જનારનું અંતર પુનિત બને છે એનું વાતાવરણ સદા જ્ઞાનના સુવાસોથી મઘમઘ મહેક્યા કરે છે એને આંગણે સદા સર્વદા જ્ઞાનના દીપકોની રોશની ઝળહળ્યા કરે છે

એ મંદિરના પૂજારી બનવું એ પ્રત્યેક માનવીનો ધર્મ છે એ ધર્મનો મર્મ માનવી સમજે તો સદા એનું શ્રેય જ થાય છે

ભગવતી સરસ્વતીની કૃપા જેના ઉપર ઉતરે છે એનું જીવન ધન્ય બને છે સરસ્વતીને એ ભક્ત સંસારને મૈયાના અમોલા પ્રસાદની લ્હાણ આપે છે, સંસારને નવપલ્લવિત કરે છે માનવતાનાં પિયૂષ પાય છે, પાષાણ સમા હૈયાઓમાં એ પ્રાણ પૂરે છે અને પોતાના દેહવિલય પછી પણ સમસ્ત માનવજાતને માટે પોતાના સર્જનોનો અમૂલો વારસો એ મૂકતો જાય છે જગત એનું સ્મરણ કરતાં કરતાં એના એ સર્જનોનો અભ્યાસ કરે છે અને એમાંથી જીવનની જડીબુટ્ટી મેળવે છે

આપણો તો એ ધર્મ છે કે આપણે ઠેર ઠેર ભગવતી શારદાનાં મંદિરો સ્થાપવાં જોઈએ એને આંગણિયે પગ મૂકી પાવન થવું જોઈએ, એ મંદિરોને પવિત્ર રાખવા જોઈએ શારદાના ભક્તોએ સાચો ભક્તિભાવ કેળવી પોતાનું કલ્યાણ સાધી બીજાનું કલ્યાણ થાય એવા પ્રયત્ને આદરવા જોઈએ

પ્રજામાં સંસ્કારભાવના જાગે–સંસ્કૃતિની જ્યોત પુનઃ ઝગમગતી થાય એ જોવાનું કર્તવ્ય સરસ્વતીના તમામ ભક્તોનું છે

અને એમ થશે ત્યારે જ પ્રજામાં નવચેતન પ્રગટશે વેરઝેરની ભાવના અદશ્ય થશે પોતાની જાતને મહાન માની બીજાને તુચ્છ ગણનારની સંખ્યા નાબુદ થશે ભેદભાવની નીતિ અદશ્ય થશે સહકારની વૃત્તિ જાગૃત થશે સંસાર નંદનવન બનશે

આપણે બધા પણ મૈયા ભગવતીને–શારદાને પ્રાર્થના કરીએ

તમસો મા જ્યોતિર્गमय ।

# પુસ્તકાલય અને પ્રૌઢશિક્ષણ

લેખક
શ્રી રતિભાઇ અમીન

જ્ઞાન એ જ બળ છે, શક્તિ છે, એવુ જેઓએ જાણ્યુ છે તેઓ સવાર થાય અને ચાતક પક્ષી જેમ ડોક અધ્ધર કરી વર્ષાની રાહ જુએ તેમ એ જ્ઞાનની ભૂખવાળા માણસો જ્ઞાન માટે અધીરા થઇ રહે છે

આવા જ્ઞાનપિપાસુ માણસો પોતાની રુચિ પ્રમાણેનુ જ્ઞાન જ્યા જ્યા તેઓ હરે ફરે છે જેના જેના સમાગમમા તેઓ આવે છે, જે જે પોતે વાચે વિચારે છે, તેમાથી મેળવતા જ રહે છે.

સૃષ્ટિનિરીક્ષણ અને જનસમુદાયમાથી સાચુ જ્ઞાન મળે કે અસખ્ય લખાયેલા પુસ્તકોમાંથી જ્ઞાન સાચુ મળે એ ચર્ચાનો વિષય છે અને તેની વિચારણા એક અનોખો વિષય છે, પણ જેઓ વાચી શકતા નથી એમના જ્ઞાનની એક દિશા બધ થએલી છે, એ વાતની કોઇથી ના કહી શકાય તેમ નથી

હિન્દમાં આજે ફક્ત વાચી લખી શકે એવા માણસોની ૧૦ ટકા વસ્તી છે ત્યારે બીજા ૯૦ ટકા નરનારીઓના જ્ઞાનનો એક ખૂણો આમ આખીય જિન્દગી ઢકાયેલો રહે એ કેમ પાલવે ! આજે બહાર પડેલુ અને પ્રસિદ્ધિ પામેલુ અમોલુ સાહિત્ય ફક્ત ૧૦ ટકા જ માણસો વાંચી લાભ લે અને બાકીના તો કાળા અક્ષરોને ઢૂંદી મારે ત્યારે દેશની પ્રગતિની વાતો હવામાં કિલ્લા ચણવા બરાબર થતુ જ ગણાય ને !

વડોદરા રાજ્યના કેળવણીપ્રેમી નરેશ સ્વ શ્રીમત સયાજીરાવ મહારાજા સાહેબે પોતાની પ્રજાની જ્ઞાનપિપાસાના ઉત્તેજન અર્થે પુસ્તકાલય પ્રવૃત્તિ શરુ કરી અને પુસ્તકાલય પ્રવૃત્તિના ભેખધારી સ્વ મોતીભાઇ અમીન સાહેબે એ પ્રવૃત્તિને વેગવતી બનાવી જનકલ્યાણની ભાવનાથી પ્રેરાઇ અમીન સાહેબે આ પ્રવૃત્તિને કેવળ ભણ્યાગણ્યાં માણસોજ પામે રહેવા ન દેતા ગામડામાં જ્યાં ૮૦ ટકા નિરક્ષર માણસો વસે છે તેમના આગળ થોડા ભણેલા માણસોની સહાયથી આ પ્રવૃત્તિને ગોઠવી એઓશ્રીની એ યોજનાઓને લીધે થોડા માણસો થોડુ ભણીને શાળા છોડી ખેતીકામમા પડતા તેઓએ પોતાની આગલી જિન્દગીની ખોજ શાળા પુસ્તકાલયમાં જોઇ અને નિયમિત ત્યા જઇને પોતાનુ ભણેલુ તાજુ રાખ્યુ, એટલુ જ નહિ પણ, જ્ઞાનની વિસ્તૃત દિશા ત્યાથી કેટલાકે મેળવી

આમ પ્રૌઢોની સાચી શાળા પુસ્તકાલય બની રહી પુસ્તકાલયો એમના જીવનનો ચઢેલો થાક ઉતારતુ ત્યા આવી આખા દિવસના શ્રમિત માણસો જ્ઞાનની હળવી વાતો કરતા, કઇક હૃદયને ઉત્તેજના મળે એવુ વાંચતા, અને આપણે કઇક નવુ જાણ્યુ એવો દમ લઇ ઘર તરફ વળતા શાળામા શિખવાના બાકી રહેલા આરોગ્યતાના આર્થિક સાધનોના ઉકેલના, સામાજિક પ્રશ્નોના પાઠો આમ પુસ્તકાલયમાંથી તેઓ મેળવી લેતા પ્રૌઢોના સંસ્કારમાં આમ દિનપ્રતિદિન ઉમેરો કરતુ એ પુસ્તકાલય તેમનુ સંસ્કારકેન્દ્ર બની રહેતુ

( અનુસધાન જુઓ પૃષ્ઠ ૩૪૨ ઉપર )

# વડોદરા રાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિ

લેખક શ્રી કાવસજી એદલજી ગણદેવીઆ

વડોદરા રાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિ સને ૧૯૧૦ માં ચાલુ થઇ અને તેને વેગ આપવાને માટે કૈલાસવાસી મહારાજા શ્રીમંત સયાજીરાવે સ્વ બોર્ડન અને સ્વ મોતીભાઈ ન અમીન જેવા એ પ્રવૃત્તિના પીઢ સેવકોને પસંદ કર્યાથી જ આજે સમસ્ત હિંદમાં રાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિનુ કામ અજોડ ગણાય છે જે વખતે પ્રજા પૂરતી જાગ્રત થઇ ન હતી એટલે પુસ્તકાલયોના લાભાલાભ બરાબર સમજતી ન હતી તે વખતે રાજ્ય તરફથી બહુ ઉદાર સવલતો આપવામાં આવતી અને એક દાયકા પછીથી એટલે કે સને ૧૯૨૪-૨૫ માં વડોદરા નગરમાં પુસ્તકાલયપરિષદની પહેલી બેઠક ગણદેવી મુકામે મળ્યા પછીથી પુસ્તકાલય પ્રવૃત્તિને જ્યારે વધુ વેગ મળ્યો અને પ્રજા તરફથી પુષ્કળ માગણીઓ થવા માંડી, ત્યારે ઠરેલા ધોરણની જ બજેટની રકમમાં કામ કરવાનુ હોવાથી એમાંની ઘણી ખરી માગણીઓ બરાબર સંતોષી શકાઇ નહિ અને હજી પણ તેવી જ કાપકુપની નીતિ જ ચાલે છે હાલે થોડાક દિવસો આગમચ જ પુસ્તકાલયોના બજેટની ગ્રાન્ટમાં સારો વધારો થયાનુ જાહેર થયુ છે, જે વધારાની ગ્રાન્ટ જો છેલ્લા દશ વર્ષ અગાઉ આપવામાં આવી હોત તો રાજ્યમાં આજે પુસ્તકાલયો જે સ્થિતિમાં ચાલે છે તેના કરતાં બહુ સારી સ્થિતિમાં આવી ગયા હોત, એ નિર્વિવાદ છે

સ્વ સાક્ષર મટુભાઇ કાંટાવાળાના "સાહિત્ય" માસિકમાં પ્રથમથી જ પુસ્તકાલય ખાતાના સરક્યુલરો અને સૂચનાઓ પ્રગટ કરવામાં આવતી હતી જેમ જેમ પુસ્તકાલય પ્રવૃત્તિ વધુ ફાલતી ગઇ, તેમ તેમ પુસ્તકાલયોના સંચાલકોની દોરવણી માટે એક જુદા જ માસિકની જરૂર જણાયાથી "પુસ્તકાલય" માસિકની શરૂઆત થઇ અને પુસ્તકાલયોને મદદરૂપ થઈ પડી ઉપયોગી સેવા બજાવનાર પુ મ સ મંડળની સ્થાપનાને આજે પચ્ચીસ વર્ષ પૂરા થાય છે અને મંડળે રાજ્યના તમામ પુસ્તકાલયોની અને ખાસ કરીને ગ્રામપુસ્તકાલયોની જે સેવા બજાવી છે તે ખરેખર પ્રશંસનીય છે દરેક કામમાં ત્રુટી તો હોય છે, અને તે સ્વાભાવિક છે એટલે મંડળના કામકાજની પદ્ધતિમાં કેટલીક ઉણપો જેમ જેમ જણાઇ આવે છે, તેમ તેમ તે દૂર કરવાને માટે બનતા પ્રયત્નો થાય છે જ.

ગામડાની પ્રજાને પુસ્તકાલયથી થતા લાભ કઈ રીતે સમજાવવા, તેમને નડતી મુશ્કેલીઓ કઇ રીતે દૂર કરવી વગેરેની ધરછોડની નીતિનો સ્વ મોતીભાઇ અમીન છૂટથી ઉપયોગ કરતા હતા અને તેથી જ નાનામાં નાના ગામે પુસ્તકાલયો સ્થપાયા, એ સર્વ યશ સ્વ મોતીભાઇને ઘટે છે એઓશ્રીના અવસાન બાદ નિયમનનું ઓથુ આગળ લાવીને જે કામ થાય છે તેમાં પુ પ્રવૃત્તિને જેવો જોઇએ તેવો વેગ મળ્યો નથી એ દિલગીરી સાથે કહેવું પડે છે નિયમનના ઓથા માટે અમારાં ગણદેવી પુસ્તકાલયને પણ ખાતા સાથે વારંવાર ઝઘડવુ પડતુ, અને બેએક વાર તો સ્થિતિ એવી કપરી થઇ ગઇ હતી, કે ખાતા સાથેનો સંબંધ છૂટો-પણ થઇ ગયો હોત પરંતુ સ્વ ગોવિંદભાઇ હા દેસાઇની દરમ્યાનગીરીથી અને સ્વ શ્રી મોતીભાઇની સહાનુભૂતિથી અમારી મુશ્કેલીઓનો યોગ્ય તોડ નીકળી જતો મતલબ કે, સહકાર અને સહાનુભૂતિથી જે તોડ નીકળે છે તે બન્ને પક્ષને લાભદાયી નીવડે છે

"રાજ્ય પુસ્તકાલય પરિષદો દરેક પ્રાન્તમાં ભરાઈ જવાથી જે તે પ્રાંતમાં પુ. પ્રવૃત્તિને અંગે વધુ જાગૃતિ આવી છે અને પરિષદના ઠરાવોથી અને લોકલાગણીઓથી ખાતાના બજેટમાં થોડો થોડો વધારો થયા કરવાથી જ કાંઈક સારું કામ ખાતું કરી શકે છે સુધરાઈ જેવી સાર્વજનિક સંસ્થાઓના નિયમમાં પુસ્તકાલયોને મદદ કરવાનું જે મરજિયાત ધોરણ હતું, તે પરિષદના ઠરાવથી ફરજિયાત ધોરણ રાજ્ય તરફથી દાખલ કરવામાં આવ્યું છે, પરંતુ કેટલી મદદ કરવી તેનું ધોરણ ઠરાવાયું નથી તેની ખાતા તરફથી તજવીજ થવાની જરૂર છે હાલની મોંઘવારીમાં અનાજ વગેરેની અછતને લઈને રાજ્ય પુસ્તકાલય પરિષદ ભરવાનું બની શકતું નથી તે દરમ્યાનમાં વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ ઘટતી તજવીજો કરતું રહે છે અને ખાતાના, રાજ્ય પુ. મંડળના અને પુ. સ. સ. મંડળના ભેગા સહકારથી પુસ્તકાલયોનું કામ સારી રીતે ચાલ્યા કરે છે

વડોદરા રાજ્યને મુંબાઈ ઈલાકામાં જોડી દેવાનું હાલ નક્કી થયું છે એટલે આખા ઈલાકામાં એકસરખે ધોરણે કામ ચાલશે ત્યારે આપણા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિને વધુ વેગ મળવાનો સંભવ જણાતો નથી, કારણ કે વડોદરામાં ભરાયેલી અખિલ હિંદ પુસ્તકાલય પરિષદના કાર્ય ઉપર જતાં જણાય છે કે ઈલાકાની પુ. પ્રવૃત્તિ આપણાથી વીસ વર્ષ પાછળ છે, એમ કહીએ તો ખોટું નથી

ઈશ્વર પુ. સ. સ. મંડળને શતાબ્દિ ઉજવવા પ્રભુ શક્તિમાન બનાવો અને જનતાની સેવા વધુ અને વધુ બજાવો એ જ શુભ મહેચ્છા

---

( અનુસંધાન પૃષ્ઠ ૩૪૦ નું )

છતાં પુસ્તકાલય નિરક્ષરતા દૂર કરવાનું અંગ હજુ બન્યું નથી. જો પુસ્તકાલયના કાર્યકરો થોડો વિચાર કરે તો ગામના નિરક્ષર લોકોની નિરક્ષરતા દૂર કરવાનું પુસ્તકાલય એક સુંદર સ્થળ બની રહે તેવું છે ગામડાંમાં પ્રૌઢશિક્ષણ વર્ગ ચલાવવા સ્થળ શોધવાની પંચાત દૂર થાય પુસ્તકાલય પ્રવૃત્તિમાં રસ લેતા ગામના ભણેલા વર્ગમાંથી બે ચાર એવા ભાઈઓ જરૂર હશે જે રાત્રે કેટલાક પુસ્તકાલયમાં દીવા પાસે બેસી વાર્તાઓ કહે, ગીતો ગાય અને ગવરાવે, સારાં પત્રો અને પુસ્તકોમાંથી પ્રેરણાત્મક ફકરાઓનું વાચન કરે અને આમ કરતાં થોડું અક્ષરજ્ઞાન પણ સાથોસાથ આપે શીખનાર પ્રૌઢને એમ શરમ ન આવે કે હું આટલી ઉંમરે ભણવા જાઉં છું એ તો જાણે પુસ્તકાલયમાં ગીતો, વાર્તાઓ સાંભળવા જાય છે થોડી રામધૂનો એ પ્રભુનું નામ દેવા જાય છે એમ લાગે અને સુગર કોટેડ કવીનાઈનની માફક નિરક્ષરતા દૂર કરી દેવાના પ્રયત્ન કરાય ત્યાં દેશ દેશાવરના માણસોના, જોવા લાયક સ્થળોનાં, પ્રખ્યાત જોવા જેવા મકાનો અને બાંધકામોનાં ચિત્રો બતાવાય, તે સંબંધી વાતો કરાય અને એમ આખા દિવસ સવારથી સાંજ સુધી કેવળ વગડામાં જ રહેતા માણસમાં સાચી જ્ઞાનની દીવી મૂકી શકાય

પુસ્તકાલય અને પ્રૌઢ શિક્ષણ કાર્યની આમ ખૂબ જ એકમેક ઉપર અવલંબતી બાબત છે, એ આજની પચીસ વર્ષની પુસ્તકાલય મંડળની ઉજવણીદિનથી ગામડાંમાં રહેતાં નરનારીઓના ધ્યાનમાં આવશે તો પ્રૌઢ શિક્ષણનું કાર્ય સરળ તેમ વેગવંતુ થશે એમાં શંકા નથી આ પ્રૌઢો કેવળ અક્ષરો વાંચનારા જ નહિ પણ સંસ્કારી બનશે અને એ વખતે પુસ્તકાલયો એમનાં દેવમંદિરો બનશે

એ દિવસો નજદીક આવે એ જ શુભેચ્છા

## વડોદરાનું જોડાણ અને

# પુસ્તકાલય પ્રવૃત્તિનો વિકાસ

લેખક શ્રી નટવરલાલ મોતીલાલ પટેલ, બી એસ સી, બી એ

વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિએ જે ખ્યાતિ મેળવી છે તે વડોદરાની વિશિષ્ટતા છે. હિંદુસ્તાનના ગામડાઓને પુસ્તકાલયોથી નવપલ્લવિત કરવા હશે તો વડોદરાની પુસ્તકાલયની પ્રવૃત્તિને પદાર્થપાઠરૂપે ગણવી પડશે

મુંબઈ ઇલાકાએ આ દિશામા ઘણુ કરવાનુ બાકી છે મુંબઈસરકારે સદ્‌ગત મોતીભાઇ અમીનની સેવાઓ લેવા ઇચ્છા રાખી હતી, પરંતુ તેમના અવસાનથી તે રહી ગયુ વડોદરા રાજ્યમા લગભગ ૧૬૦૦ પુસ્તકાલયોએ જે કામ કર્યું છે તે હવે જોડાણ પછી આખાય મુંબઈ ઇલાકામા થાય એવી તક હવે ઊભી થવાની છે

પુસ્તકાલય પ્રવૃત્તિમાં રસ લેનારાઓ માટે હવે દિશાસૂચન નક્કી કરવાનો અવસર આવે છે. જોડાણથી પ્રવૃત્તિ વધશે એ માનવાને કારણ નથી મુંબઇ સરકારને તો આ પ્રવૃત્તિ કેટલાક સમયથી વિકસાવવી છે પરંતુ આ દિશામા કામ કરનારા મળતા નથી વડોદરાના કાર્યવાહકોને વિશાળ ક્ષેત્ર અને વિપુલ સામગ્રી મળી રહે તે માટે જોડાણ એ એક સુંદર સંજોગ છે

પુસ્તકાલય પ્રવૃત્તિનો વડોદરામાં એકધારો વિકાસ થયો અને તે હવે થાકની સીમાએ પહોંચવા આવ્યો છે જે જુસ્સો અને ઝડપ આપણે પાછલા વર્ષોમાં બતાવ્યાં તે હવે ધીમા પડતા જણાય છે અને તેથી આમા રસ લેનારાઓને માટે નવુ ક્ષેત્ર અને અણમોલ તક પ્રોત્સાહન આપનાર નીવડશે

તો હવે આપણે એક જ વિચાર કરીએ કે જોડાણ પછી બૃહદ્ ગુજરાતને પુસ્તકાલયો મારફતે એક કેવી રીતે બનાવી શકાશે ? ગુજરાતની અસ્મિતા અને ગુજરાતનું ગૌરવ આ પુસ્તકાલય મારફતે ફાલેફૂલે અને વડોદરાએ જે કર્યું છે તે કરવા માટે બૃહદ્ ગુજરાતને દિશાસૂચન કરીએ તોય તેમા જે વિકાસ સમાએલો છે તે અનેરો ઉત્સાહ અને આનંદ આપનાર જરૂર નિવડશે. આ દૃષ્ટિ અને વિચાર પુસ્તકાલયપ્રવૃત્તિમા રસ લેનારાઓ કેળવશે ?

---

## વડોદરા પ્રાંત પુસ્તકાલય પ્રવૃત્તિ અંગેનાં

# મારાં સંસ્મરણો

લેખક
શ્રી. મણિલાલ મગનલાલ કાશીવાળા

સને ૧૯૧૩-૧૪ ની સાલમા એક દિવસે સવારના ૧૦ વાગે સ્વ. હિં. ના મને વહીવટદાર સાહેબની સાથે પૂજ્ય મોતીભાઈ અમીન વાઘોડીઆ ઊંડા ફળીઆમાં મારા મકાને આવેલા

વાઘોડીઆમા બજાર વચ્ચે શ્રી સિલ્વર જ્યુબિલી સાર્વ પુસ્તકાલયનું મકાન ઊભુ હતુ અને તેની વ્યવસ્થા મારા મોટાકાકા અને દાદા બે જણ સહકારથી કરતા હતા આ મકાન વેચાય તો ચારેક હજાર રૂપિયા ઉપજે તેમ હતુ પુસ્તકાલયનુ મકાન ગીચ વસતીને બદલે ગામ બહાર એકાન્તમા હોય તો સારો ઉપયોગ લોકો કરી શકે એ આશયે, વાઘોડીઆમા પંદર હજારનુ મકાન બાંધવા વિષે વાટઘાટ ચાલી મારા દાદાએ ભારે આગ્રહને અંતે મકાન વેચવા સંમતિ બતાવી મકાન વેચાયુ ને ગામ બહાર પુસ્તકાલય ઉભુ કરવાનુ નક્કી થયુ ગામલોકોએ ઘર દીઠ ત્રણ ત્રણનો ફાળો કરી રૂા ત્રણ હજાર ઉભા કર્યા ૩૬૦૦ મકાનવેચાણના આવ્યા ને સ્વ અમીન સાહેબે સરકાર–પંચાયત મદદ ત્રણ ત્રણ હજાર આપવા સંમતિ બતાવી પણ સુરત વૈષ્ણવી ગામ હોઈ શેઠીઆએ સરકારપંચાયત મદદ લેવા ના પાડી ને એકલા તાલુકામાથી નાણું એકઠું કરી બાર હજારનુ મકાન બંધાવ્યું મકાન તો થયુ, પણ એ તો ખોખુ, પણ તેમા આત્મા જોઈએ ને ? પૂજ્ય અમીન સાહેબે મને સમજાવ્યુ કે હવે તમારા કાકા ને દાદા પાસેથી વહીવટ તમો સંભાળો જૂના પુસ્તકો નવાં મકાનમાં લાવો ને બીજા મકાનની શોભા પ્રમાણે નવીન પુસ્તકો ખરીદો નાણાં માટે મુંઝાશો નહિ, માગશો તેટલા નાણા મળી રહેશે પહેલે જ વર્ષે ૯૦૦+૬૦૦ નુ બજેટ બનાવ્યુ, પુસ્તકો, કબાટો વસાવવા દર વર્ષે ૯૦૦ નુ બજેટ થતુ ને અમીન સાહેબ ઉત્સાહ આપી આ પુસ્તકાલયના વિકાસ માટે ઉત્સાહ આપતા

આ પુસ્તકાલયના મંત્રીપદે આવ્યા પછી અમના સહવાસમાં આવવાનુ વધુ ને વધુ થવા લાગ્યુ એમના જ સહવાસથી વાઘોડીઆ મહાલ પુસ્તકાલય મંડળ રચવામા આવ્યુ ને તેના અનુભવ પછી પુસ્તકાલય સ. સ. મ. લિ સ્થાપવામાં આવ્યુ

આ પછી તુર્ત જ નવસારી પુસ્તકાલયના હીરક ટાંકણે વડોદરા રાજ્ય પુસ્તકાલય પરિષદ મંડળ સ્થપાયુ, જે રાજ્ય પુસ્તકાલય મંડળના નામથી આજે પુસ્તકાલયોના યોજનાઓ કરી રહેલ છે

સ્વ પૂજ્ય અમીન સાહેબ પુસ્તકાલયોનો - વિકાસ સાધવો હોય તો નવયુવકો ને આ પ્રવૃત્તિમાં જોડી દઈ સામાજિક પ્રગતિ સાધવી એવો નિશ્ચય જાહેર કરી રહ્યા હતા ધીમે ધીમે શિનોર, કરજણ, ડભોઈ, વાઘોડીઆ, વડોદરા, પેટલાદ, ભાદરણ આ મહાલમાં નવયુવકોને આ પ્રવૃત્તિમાં જોડતા ગયા કસ્બા પુસ્તકાલયની સાથે સાથે મહાલ પુસ્તકાલય મંડળ દ્વારા ગામડાંનાં પુસ્તકાલયનો પણ વિકાસ કરાવતા ગયા તેના પરિપાકરૂપ તે આજના પ્રખર કાર્યકર્તાઓ

વડોદરા મહાલની પુસ્તકાલય પ્રવૃત્તિ એટલે શ્રી ચિમનભાઈ અમીન, શિનોરની પુસ્તકાલયપ્રવૃત્તિ એટલે શ્રી નટવરલાલ ગિરધરલાલ શાહ, પાદરાની પુસ્તકાલય પ્રવૃત્તિ એટલે શ્રી વલ્લભભાઈ મૂ. પટેલ, કરજણની પુસ્તકાલયપ્રવૃત્તિ એટલે શ્રી ચુનીભાઈ શાહ, વાઘોડીઆની પુસ્તકાલય પ્રવૃત્તિ એટલે શ્રી મણિલાલ કાશીવાળા, પેટલાદ તાલુકાની પુસ્તકાલયપ્રવૃત્તિ એટલે શ્રી દેવીદાસ, શ્રી. હરિવલ્લભદાસ અને જનકનાદ આમ એક પછી એક તાલુકાઓમાંથી નવયુવકોને શોધી પુસ્તકાલયોની પ્રગતિ સાધવાનું કામ ધીમું પણ મક્કમ રીતે આગળ વધતું ચાલ્યું મહાલ મંડળો સ્થપાયાં અને તે દ્વારા તાલુકા પુસ્તકાલય પરિષદો ભરવા માંડી અને પરિષદ સંમેલનો-માં તાલુકાના અન્ય કાર્યકર્તાઓ પુસ્તકાલયોના કામકાજમાં વધારે ને વધારે ભાગ લેતા થયા લાગ્યા પછી તો પ્રાંતિક પરિષદો અને રાજ્ય પરિષદો ભરાવી શરૂ થઈ ચૂકી

આ રીતે વડોદરા પ્રાંત પછી રાજ્યના અન્ય પ્રાંતોમાં પણ આ પ્રવૃત્તિને વેગ મળવા માંડ્યો રાજ્ય પરિષદ મંડળના મંત્રીઓને મેજિક લેન્ટર્ન અને સિનેમા યંત્રો લઈ જુદા જુદા પ્રાંતોમાં ભરાતી પરિષદો વખતે હાજરી અપાવતા અને પુસ્તકાલયની પ્રગતિની સાથે સાથે આમજનતાને જ્ઞાન સાથે ગમ્મત મળે તેવા પ્રબંધો થતા

સ્વ. પૂજ્ય મોતીભાઈ સાહેબ ચોક્કસ જણાવતા કે પુસ્તકાલયપ્રવૃત્તિને કાયમી વિકસાવવી હોય તો ગ્રંથપાલો તૈયાર કરવા જોઈએ એ આશયથી, દરેક પ્રાંતોમાં ગ્રંથપાલ તાલીમ વર્ગો ઉઘાડવામાં આવતા, પ્રાંતોમાં જુદા જુદા તાલુકાઓ પસંદ કરાતા અને પુસ્તકાલયના મંત્રીઓને ગ્રંથપાલની તાલીમ અપાતી આજે પણ એ પ્રવૃત્તિ ચાલુ છે

વડોદરા રાજ્યમાં ફરજીઆત કેળવણી હોવા છતાં શરૂઆતના વર્ષોમાં તો લોકો ભણેલું ભૂલી જતા, પણ પૂજ્ય અમીન સાહેબે આ માટે કાળજી લેવા માંડી ચાર ધોરણ ભણીને ઊઠી જઈ ખેતીમાં લાગી જાય વા રખડયા કરે તેવાઓ ભણેલું ભૂલી ન જાય એ માટે થોડું ભણેલા-ઓને ઉપયોગી સાહિત્ય તૈયાર કરાવી વા ગુજરાતના અન્ય લેખક, પ્રકાશકોએ પ્રગટ કરેલું સાહિત્ય ગામડાના પુસ્તકાલયોમાં જલદી જાય તેવા પ્રબંધો થતા અને તેના પ્રતાપે ગામડામાં થોડું ભણેલા પણ વાચવાનો અભ્યાસ ચાલુ રાખવાથી ભણેલું ભૂલી જતા અટકતા

ગ્રંથપાલ તાલીમવર્ગોમાં આ વાત ઉપર ખૂબ ધ્યાન આપવા વખતોવખત સૂચનો કરતા અને પુસ્તકાલયો ગણ્યાગાંઠ્યા ભણેલાઓના ઉપયોગ માટે નથી, પણ થોડું ભણેલા અને અભણ માટે પણ છે, તેવું વાતાવરણ પેદા કરાય તેવો પ્રબંધ કરાવતા અને આને લીધે જ આજે ગામડામાં પણ સહેલાઈથી પુસ્તકાલયોના અદાજપત્રો થઈ શકે છે ને લોકો સારો ઉપયોગ કરી શકે છે

---

# ગ્રામ અને શહેરનું આદર્શ પુસ્તકાલય

લેખક શ્રી. ઉમિયાશંકર ઠાકર

ગામડાની વસ્તી ઓછી, ગામડાની કેળવણી ઓછી, ગામડાનું અક્ષરજ્ઞાન ઓછું, ગામડાની દૃષ્ટિ ઓછી, પણ આવાં ઝાઝાં ગામડાંનો જ આપણો ભારતવર્ષ બનેલો છે એ ગામડાની ઉન્નતિમાં જ સમસ્ત ભારતવર્ષની ઉન્નતિ સમાએલી છે એ ઉન્નતિ–ગામડાના સમાજ-ઘડતર–નો આધાર આદર્શ પુસ્તકાલય ઉપર નિર્ભર છે

આવાં પુસ્તકાલયોની ખીલવટનો આધાર તેના કાર્યકર્તાઓ ઉપર છે એ પુસ્તકાલયોનો આત્મા તો તેના સેવાભાવી સંચાલકો ઉપર ટકી શકે છે, ને વિકાસ પામે છે

આ પુસ્તકાલયોના આશરા નીચે ગ્રામ જનતાને એકત્રિત કરીને માનસપલટો કરવાની ખાસ જરૂર છે ચાલુ બનાવો, ચાલુ ફેરફારો, ચાલુ જગત વગેરેની માહિતી ગ્રામ જનતાને આપીને તેમના માનસને વિશાળ અને નિર્મળ કરવાની જરૂર છે તેમના જૂના વહેમો, સંકુચિત વિચારો, ખોટા ભેદભાવો, ખોટી માન્યતાઓ, પરસ્પર બંધ એલા ખોટા પૂર્વગ્રહો વગેરેને દૂર કરીને તેમનું સાચું કર્તવ્ય સમજાવવાની ને ઠસાવવાની જરૂર છે દાનની જૂની ધરેડોને નાબૂદ કરવાની જરૂર છે બાગમાના નકામા ખર્ચ ને લગ્નોના ખોટા ઠઠેરા તથા તણાઈને થતાં વધારાનાં ખર્ચો દૂર કરીને તેને બદલે જ્ઞાન–પરબો (પુસ્તકાલયો) ને પોષવાને માટેની જાહેર પ્રવૃત્તિઓ કરીને પુસ્તકાલયો માટે સારૂ ભંડોળ એકત્ર કરવાની જરૂર છે. પરસ્પરનો સંપ–સહકાર અને કાર્યની ધગશ હોય તો ગામડાનું પુસ્તકાલય પણ આદર્શ બની શકે

પુસ્તકાલય માટેના ભંડોળના પ્રમાણમાં બાલોપયોગી ને સ્ત્રીઓપયોગી પુસ્તકો, કાવ્ય–સાહિત્ય, સાત્વિક વાર્તાસાહિત્ય, ધાર્મિક ગ્રન્થો, ઉન્નત ચરિત્ર ગ્રન્થો, ઔદ્યોગિક પુસ્તકો, પ્રવાસ–ગ્રન્થો વગેરેને વસાવવા જોઈએ પ્રત્યેક વિષયના પુસ્તકોનું જુદું કબાટ હોય તે ઇચ્છવા જોગ છે. પ્રત્યેક વિષયનાં પુસ્તકોની જુદી-જુદી નોંધો વાચકોની દૃષ્ટિએ આવે તેવી રીતે, તેના લેખક–પ્રકાશકની નામાવલિ સાથે સુંદર અને આકર્ષક રીતે દૃષ્ટિગોચર થાય તેમ રાખવી જોઈએ

ફક્ત એકલા પુસ્તકો અને આકર્ષક ગોઠવણી પણ કાંઈ ઝાઝો ફેરફાર કરી શકતાં નથી જનતામાં વાચન પ્રત્યે અભિરૂચિ ઉત્પન્ન કરવાને માટે તો એ પુસ્તકોનું હાર્દ જાણતા હોય તેવા સેવાભિલાષી ગ્રન્થપાલની ખાસ આવશ્યકતા છે. ગ્રન્થપાલ પુસ્તકોને બરાબર ઓળખી લે અને આળસને ફગાવી દઈને કયા વાચકને કયું પુસ્તક માફક આવે એમ છે એવો માનસશાસ્ત્રનો કંઈક અભ્યાસ કરીને જેને તેને તે વાચવાને માટે યોગ્ય ગ્રન્થો આપે તો પુસ્તકાલયનું સાર્થક છે

પુસ્તકો આપ્યા–લીધાની નોંધ તેમ જ તેને માટેની સાચવણીની પણ ખાસ જરૂર છે આપણે આપણી ચીજોને કેટલી બધી સાચવીને વાપરીએ છીએ ? સાર્વજનિક ચીજો તો સર્વ કોઈની છે એટલે એવી કિંમતી ચીજોને તો વધારે સારી રીતે સંચવવી જોઈએ. આ વિચાર દૃઢ થાય અને આચારમાં આવે તો તેનું પરિણામ પણ સુંદર જ છે

પુ સ સ મ ડળ લિ૦ ના

# વિવિધ સેવાદાતાઓ



શ્રી મોતીભાઈ છો દેસાઈ
પ્રમુખ, વ રા પુ મ ડળ



શ્રી રામભાઈ કા. પટેલ
મ ત્રી, વ રા પુ મ ડળ



શ્રી મગનભાઈ શ. પટેલ
સાધારણ સભાના અધ્યક્ષ



શ્રી ના. ન ચોકસી



સ્વ શ્રી દેવીદાસ શાહ

[ લુહાણામિત્ર પ્રેસ, રિયાપુરા-વડોદરા ]

# ગ્રામ અને શહેરનું આદર્શ પુસ્તકાલય

લેખક શ્રી. ઉર્મિલાશંકર ઠાકર

ગામડાની વસ્તી ઓછી, ગામડાની કેળવણી ઓછી, ગામડાનું અક્ષરજ્ઞાન ઓછું, ગામડાની દષ્ટિ ઓછી, પણ આવાં નાના ગામડાંનો જ આપણો ભારતવર્ષ બનેલો છે એ ગામડાંની ઉન્નતિમાં જ સમસ્ત ભારતવર્ષની ઉન્નતિ સમાએલી છે. એ ઉન્નતિ–ગામડાના સમાજ-ઘડતર–નો આધાર આદર્શ પુસ્તકાલય ઉપર નિર્ભર છે

આવા પુસ્તકાલયોની ખીલવટનો આધાર તેના કાર્યકર્તાઓ ઉપર છે એ પુસ્તકાલયોનો આત્મા તો તેના સેવાભાવી સંચાલકો ઉપર ટકી શકે છે, ને વિકાસ પામે છે

આ પુસ્તકાલયોના આશરા નીચે ગ્રામ જનતાને એકત્રિત કરીને માનસપલટો કરવાની ખાસ જરૂર છે ચાલુ બનાવો, ચાલુ ફેરફારો, ચાલુ જગત વગેરેની માહિતી ગ્રામ જનતાને આપીને તેમનાં માનસને વિશાળ અને નિર્મળ કરવાની જરૂર છે તેમના જૂના વહેમો, સંકુચિત વિચારો, ખોટા ભેદભાવો, ખોટી માન્યતાઓ, પરસ્પર બંધાએલા ખોટા પૂર્વગ્રહો વગેરેને દૂર કરીને તેમનું સાચું કર્તવ્ય સમજાવવાની ને ઠસાવવાની જરૂર છે દાનની જૂની ઘરેડોને નાબૂદ કરવાની જરૂર છે બારમાના નકામા ખર્ચ ને લગ્નોના ખોટા ઠઠેરા તથા તણાઈને થતાં વધારાનાં ખર્ચો દૂર કરીને તેને બદલે જ્ઞાન-પરબો (પુસ્તકાલયો) ને પોષવાને માટેની જાહેર પ્રવૃત્તિઓ કરીને પુસ્તકાલયો માટે સારૂં ભંડોળ એકત્ર કરવાની જરૂર છે. પરસ્પરનો સંપ-સહકાર અને કાર્યની ધગશ હોય તો ગામડાનું પુસ્તકાલય પણ આદર્શ બની શકે

પુસ્તકાલય માટેના ભંડોળના પ્રમાણમાં બાલોપયોગી ને સ્ત્રીઓપયોગી પુસ્તકો, કાવ્ય-સાહિત્ય, સાત્વિક વાર્તાસાહિત્ય, ધાર્મિક ગ્રન્થો, ઉન્નત ચરિત્ર ગ્રન્થો, ઔદ્યોગિક પુસ્તકો, પ્રવાસ-ગ્રન્થો વગેરેને વસાવવા જોઈએ પ્રત્યેક વિષયના પુસ્તકોનું જુદું કબાટ હોય તે ઇચ્છવા જોગ છે પ્રત્યેક વિષયનાં પુસ્તકોની જુદી-જુદી નોંધો વાચકોની દષ્ટિએ આવે તેવી રીતે, તેના લેખક-પ્રકાશકની નામાવલિ સાથે સુંદર અને આકર્ષક રીતે દષ્ટિગોચર થાય તેમ રાખવી જોઈએ

ફક્ત એકલા પુસ્તકો અને આકર્ષક ગોઠવણી પણ કાંઈ ઝાઝો ફેરફાર કરી શકતાં નથી જનતામાં વાચન પ્રત્યે અભિરૂચિ ઉત્પન્ન કરવાને માટે તો એ પુસ્તકોનું હાર્દ જાણતા હોય તેવા સેવાભિલાષી ગ્રન્થપાલની ખાસ આવશ્યકતા છે ગ્રન્થપાલ પુસ્તકોને બરાબર ઓળખી લે અને આળસને ફગાવી દઈને કયા વાચકને કયું પુસ્તક માફક આવે એમ છે એવો માનસશાસ્ત્રનો ક્રમિક અભ્યાસ કરીને જેને તેને તે વાચવાને માટે યોગ્ય ગ્રન્થો આપે તો પુસ્તકાલયનું સાર્થક છે

પુસ્તકો આપ્યા-લીધાની નોંધ તેમ જ તેને મારેની સાચવણીની પણ ખાસ જરૂર છે આપણે આપણી ચીજોને કેટલી બધી સાચવીને વાપરીએ છીએ ? સાર્વજનિક ચીજો તો સર્વ કોઇની છે એટલે એવી કિંમતી ચીજોને તો વધારે સારી રીતે સંચવવી જોઇએ આ વિચાર દઢ થાય અને આચારમાં આવે તો તેનું પરિણામ પણ સુંદર જ છે

પુ સ સ. મંડળ લિ૦ ના

# વિવિધ સેવાદાતાઓ



શ્રી મોતીભાઈ છો દેસાઈ
પ્રમુખ, વ રા પુ મંડળ



શ્રી [illegible]
મંત્રી, [illegible]



શ્રી મગનભાઈ શ. પટેલ
સાધારણ સભાના અધ્યક્ષ



શ્રી ના. ન. ચોકસી.



[ લુહાણામિત્ર પ્રેસ, શિયાપુરા-વડોદરા. ]

# વિવિધ સેવાદાતાઓ



શ્રી. આપાજી અમીન
મંડળના નિષ્ણાત ઑડિટર



શ્રી. કમળાબાઈ ટીળક



શ્રી છગનભાઈ કિ. પટેલ
સહકારી અધિકારી



શ્રી નાથુભાઈ દેસાઈ
મદદનીશ સહકારી અધિકારી

[ લુહાણામિત્ર પ્રેસ, ગિયાપુરા, વડોદરા ]

પુસ્તકનુ વાચન થઇ રહ્યા પછી તેની નોંધો થાય તે પણ જરૂરી છે

નવાં આવતાં પુસ્તકોની યાદી કરીને તે તરફ પણ વાચકોનુ ધ્યાન ખેંચવાની જરૂર છે રોજનો નવો વિચાર, ગામનાં, જાણવા જેવાં સમાચાર વગેરેને પણ જાહેર પાટિયા ઉપર સ્થાન અપાય તો પુસ્તકાલયનુ તે આદર્શ બની રહેશે આપણા તહેવારો સબધે, નિયમિતતા સબધે, સ્વચ્છતા સબધે, રાષ્ટ્રોન્નતિ સબધે તેમ જ ભાઇચારા સબધેની પ્રવૃત્તિઓ વિષે પણ તેમા આપી શકાય

મહાપુરુષોની પ્રતિમાઓ સુવાક્યોના સૂત્રાત્મક લખાણો, નકશા, દૈનિક પત્રો, માસિકો, સારું રાચરચીલુ વગેરે પણ પુસ્તકાલયના અગ છે

પુસ્તકાલયની નિયમિતતા, સ્વચ્છતા, સુદરતા પુસ્તકાલયને અંગેની દૈનિક, માસિક વગેરે પ્રકારની વિવિધ નોંધો પણ પુસ્તકાલયને આદર્શ બનાવવામા ઉપયોગી નિવડશે

ગામમા આવતી-જતી મોટરો કે પાસેના રેલ્વે સ્ટેશને આવતી-જતી ગાડીઓના સમયની જાણને પણ પુસ્તકાલયપ્રવૃત્તિમાં સામેલ કરી શકાય દરરોજનો સાચો સમય બતાવતુ ઘડિયાળ પણ જનતાના ઉપયોગને માટે રાખી શકાય પ્રત્યેક કલાકે જે તે વખત દર્શાવતા ઘટના ટકોરા પણ રણકાવીને જનતાની જાણમા તે સમય લાવી શકાય સાંજના પુસ્તકાલયના સાદા બગીચામાં વિચારોની આપ-લે પણ થઇ શકે. આ છે ગામડાનુ આદર્શ પુસ્તકાલય.

## શહેરનુ આદર્શ પુસ્તકાલય

શહેરના પુસ્તકાલયની જવાબદારી ગામડાના પુસ્તકાલયથી વિશેષ છે ગામડાનાં પુસ્તકાલયની બધી જ પ્રવૃત્તિઓ આ પુસ્તકાલયે તેના પ્રમાણમા બહોળી રીતે કરવી જ જોઇએ બહોળો સમાજ શહેરના પુસ્તકાલયોનો લાભ લેનાર હોવાથી એવા પુસ્તકાલયોના સચાલકોએ દાનવીરો પાસેથી સારૂ ભંડોળ એકત્ર કરવું જોઇએ સરકાર પાસેથી પણ મદદ મેળવવી જોઇએ પુસ્તકાલયને સ્થાયી આવક તેમ જ વાર્ષિક આવક મળ્યા કરે એવી જાતની યોજનાઓ કરવી જોઇએ વાર્ષિક સભ્યોના યોગ્ય દરજ્જા નક્કી કરી તેને અનુરૂપ લવાજમ એકત્ર કરવા જોઇએ આ થઇ તેના નિભાવની વાત

સમાજનુ માનસ જોઇને વાચકોમા યોગ્ય પુસ્તકોના વાચનનો પ્રચાર થાય તેને માટે પ્રયત્નો કરવા જોઇએ વધારે વિસ્તારને અંગે વિશેષ પ્રમાણમા પણ પુસ્તકાલયોને શહેરમાં અવકાશ છે બહેનોનો નવરાશનો વખત તે સદ્વાચનમા ગાળે તે માટે ફરતા પુસ્તકાલયની યોજના પણ જરૂરી છે વાર્ષિક સમારભો કે પુસ્તકાલયપર્વણીને અંગેના વર્ષમા ૩-૪ પ્રસગો નક્કી કરીને તે દિવસોએ સમારભો ગોઠવીને સારા વક્તાઓના જ્ઞાનનો લાભ આપીને તેમ જ વિવિધ વાચનથી થતા લાભાલાભનુ નિદર્શન સવાદો વગેરે દ્વારા યોજીને સમાજના ચક્ષુ ઉઘાડવામા પણ પુસ્તકાલયનો આદર્શ સમાએલો છે

સુદર ચિત્રપોથીઓ ( આલ્બમો ), દેશ-વિદેશના મહાપુરુષોની આકર્ષક અને ભાવ ભરી પ્રતિમાઓ, તામ્રકો, જિલ્લો, તેમ જ દેશની આબોહવા, ખનીજ પદાર્થો, પાક, ગરમી આયાત-નિકાસની ચીજો, મુખ્ય પાક વગેરેના ચાર્ટસ ( નકશા ) તૈયાર કરાવીને સમાજને થોડા વખતમા ઘણુ જ્ઞાન આપવાનાં સાધનોનુ સયોજન કરી શકાય

[અનુસધાન પૃષ્ઠ ૩૪૯ ૩૫૧]

## ગ્રામસુધારણામાં

# પુસ્તકાલયનું સ્થાન

લેખક
શ્રી. કુબેરસિંહ માનસિંહ ચૌહાણ.

કે શ્રીમંત મહારાજા સાહેબ દેશદેશાંતરનો પ્રવાસ કરી, ત્યાંના સુધારા વધારા પોતાના રાજ્યમાં દાખલ કરવા હમેશાં પ્રયત્નશીલ રહેતા તે પૈકીનો એક સુધારો તે આપણી હાલની પુસ્તકાલય પ્રવૃત્તિ તેઓશ્રીએ અમેરિકાની પુસ્તકાલય પ્રવૃત્તિનો અભ્યાસ કરાવી, પોતાના રાજ્યમાં દાખલ કરવા માટે એક નિષ્ણાત અમલદારની નિમણુંક કરી અને તેમના મારફત પુસ્તકાલયપ્રવૃત્તિના બી નાખ્યાં તે વાવેલા પુસ્તકાલયરૂપી બીને આજે આપણે મહાન વૃક્ષના રૂપમાં જોઈએ છીએ કે તેના આશ્રયે હજારો અને લાખો મનુષ્યો જ્ઞાનરૂપી અમૃત પી રહ્યા છે જ્ઞાનનો મહિમા અતુલ છે શ્રીમદ્ ભગવદ્ ગીતા પણ ॥ न हि ज्ञानेन सदृशं, पवित्रमिह विद्यते ॥ જ્ઞાન સમાન પવિત્ર બીજું વિદ્યમાન નથી—એ પ્રમાણે મુક્તકંઠે વખાણ કરે છે. અને ખરેખર, મનુષ્યમાં જ્યાં સુધી જ્ઞાનનો ઉદય થતો નથી ત્યાં સુધી સુખ કે શાંતિ મળતાં નથી આટલા પ્રસ્તાવ પછી હાલની પુસ્તકાલયપ્રવૃત્તિએ—ગામડાના પુસ્તકાલયોએ—ગ્રામસુધારણામાં કેટલો અને કેવો હિસ્સો આપ્યો છે તે મૂળ વિષય ઉપર આવીએ.



શ્રી. કુબેરસિંહ માનસિંહ ચૌહાણ

આપણા વડોદરા રાજ્યમાં કે. શ્રીમંત મહારાજા સાહેબે અનેકવિધ સુધારા દાખલ કર્યા છે તે પૈકી ફરજીઆત અને મફત પ્રાથમિક કેળવણી ઘણું ખરું ઘણા ગામોમાં પ્રાથમિક શાળાઓ સ્થાપન થઈ છે આ શિક્ષણ નાના ગામોમાં ધોરણ ૪ સુધી ઘણુંખરું મળે છે અને એટલા શિક્ષણ પછી બાળકોએ શાળા છોડતાં આગળ તેને અભ્યાસનો લાભ મળતો નથી, પરિણામે જે શિક્ષણ શાળામાં લીધું હોય છે તે પણ ભૂલી જાય છે આ અને બીજાં કારણોસર જ્યાં જ્યાં શાળા ત્યાં પુસ્તકાલયનું સૂત્ર ગામડાં માટે અમલમાં મૂક્યું અને તેથી આજે જ્યાં શાળા હોય છે, ત્યાં ઘણું ખરું પુસ્તકાલય પણ હોય છે જ ગામડાના પુસ્તકાલયોનો વહીવટ ઘણે દરજ્જે શાળાના શિક્ષકો કરે છે આથી શાળામાં ભણતા બાળકોને શાળાના વાચન ઉપરાંત પુસ્તકાલયોમાં બાળોપયોગી સાહિત્ય હોય છે તેના વાચનનો લાભ પણ મળી શકે છે એ રીતે તે પોતાના જ્ઞાનમાં વધારો કરી શકે છે વળી બાળોપયોગી સાહિત્ય એવું હોય છે કે બાળકોને જ્ઞાન સાથે આનંદ પણ આપી શકે છે

હવે જે બાળકો શાળાનો અભ્યાસ પૂરો કરી અગર વચ્ચે શાળા છોડી દે છે તેઓ પણ પુસ્તકાલયનો લાભ લેવાથી તેમનું ભણેલું ભૂલી નહિ જતાં ઉત્તરોત્તર જ્ઞાનમાં વધારો કરી શકે છે અને તેમને પણ જ્ઞાન સાથે આનંદ મળી શકે છે વળી મોટી ઉંમરના સ્ત્રી-પુરુષો માટે દરેક વિષયના—ધર્મ, નીતિ, વાર્તા, ઇતિહાસ વગેરેના—પુસ્તકો હોય છે અને તેનો લાભ તેઓ લે છે તેથી તેમનો નવરાશનો વખત જ્ઞાન અને આનંદ મેળવવામાં જાય છે તે ઉપરાંત પુસ્તકાલયોમાં

રોજીદા તથા અઠવાડિક વર્તમાનપત્રો આવે છે તેના વાચનથી દેશદેશાતરની હકીકત જાણવામા આવતા દુનિયા સાથેનો સબધ ચાલુ થતાં દષ્ટિકોણ વિશાળ થાય છે તે સાથે ગડુચિતતા ઓછી થતી જાય છે વળી કેટલાક પુસ્તકાલયો વાચનના સાધન ઉપરાત રમતગમતના સાધનો પણ વસાવે છે. અને તેથી ગામડાની જનતાને તેનો લાભ મળી શકે છે. જે ગામે શાળા નથી હોતી ત્યા પણ વાચનાલયો ઉઘાડવામા આવે છે અને તેથી વર્તમાનપત્રોના વાચનનો લાભ લોકોને મળી શકે છે સ્વ શ્રી મોતીભાઇ અમીન સાહેબે પુસ્તકાલયોની સ્થિરતા અને વૃદ્ધિ માટે અનેકવિધ યોજનાઓ અમલમા મૂકી છે તે પૈકી પુસ્તકાલય સ સ મ ડળની સ્થાપના અને કાયમ ફ ડની યોજના મુખ્ય ગણાય. આથી પુસ્તકાલયો ધીમે ધીમે સ્વાશ્રયી થતા સાથે તેના બહારના વહીવટ માટે ચિ તા રહી નથી તેઓ સાહેબે વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિના મૂળ ઊડા નાખવામા મોટો ફાળો આપ્યો છે ગામડાની પ્રજા એ ભૂલી શકે તેમ નથી એક દરે ગામડાના પુસ્તકાલયો બાળકો, સ્ત્રીઓ, પુરુષોને જ્ઞાન સાથે આનદ અને સંસ્કાર આપી રહ્યા છે અને એ જ રીતે લાબો વખત ચાલ્યા કરશે તો ગ્રામ્ય સુધારણામા મોટામા મોટો હિસ્સો ગ્રામ, પુસ્તકાલયોનો ગણાશે એ વિષે શંકા નથી તથાસ્તુ —

---

[અનુસધાન પૃષ્ઠ ૩૪૭ નુ ]

યોજના, સુદર વિચાર, તહેવારોની નોંધો અને સમાચારોને કલાત્મક રીતે પાટિયા ઉપર આલેખીને જનતાના ઘડતરને આગળ ધપાવી શકાય

આપણુ શરીર અધારી કોટડી છે રોજ તેનો ઉપયોગ આપણે કરીએ છીએ, પણ પ્રત્યેક અવયવ શુ કામ કરે છે, કયા અવયવને શાની જરૂર છે, તે અવયવ શુ કરવાથી સારૂ કામ આપે કે સુધરે, શરીરમાં કેટલાં હાડકા છે, કયાં કયાં હાડકા છે, કયા કયી અને કેવી નસોની યોજના છે, પાચનક્રિયા કેમ ચાલે છે વગેરે બાબતોની માહિતી આપતા સચિત્ર સુદર નકશાઓ પણ જ્ઞાનનુ સાધન હોઇ, આદર્શ પુસ્તકાલય તેને વસાવીને તેનો આદર્શ અદા કરી શકે શકય હોય તો નાનકડુ મ્યુઝિયમ ( અજાયબ ઘર )–સગ્રહસ્થાન–તેમ જ રેડિયો પણ તે પુસ્તકાલય વસાવી શકે, અને જ્ઞાનનો ફેલાવો કરવાનો તેનો આદર્શ પૂર્ણ કરી શકે

બાળકો સમાજનુ મુખ્ય અગ છે તેના ઘડતર તરફ પુસ્તકાલયે ખાસ લક્ષ્ય આપવાની જરૂર છે બાળકોને પુસ્તકવાચનમાં ખૂબ રસ લેતા કરવાં જોઇએ તેને અગે વિવિધ વાચન–તારણ હરિફાઇઓ ગોઠવવી જોઇએ સુદર પ ક્તિઓના મુખપાઠની હરિફાઇઓ યોજીને બાળકોને પ્રોત્સાહન મળે તેને માટે પારિતોષિકોની યોજના પણ થવાની જરૂર છે બાળકોને માટે બાલસાહિત્યના પુસ્તકોનો ખાસ વિભાગ, સુદર સજાવટ સાથે રાખવો જોઇએ દેવ–મદિરોની પ્રસાદની પ્રથા બાળકો માટે પુસ્તકાલયોએ આદરવા જેવી છે બાલક્રીડાગણો સુદર બગીચો વગેરેને પણ આદર્શ પુસ્તકાલયોમા અવકાશ છે

નિયમિતતા, સ્વચ્છતા, ચોકસાઇ અને કર્તવ્યપરાયણતા વગેરેના સિચનથી તો પુસ્તકાલયના આદર્શને પૂર્ણ કરવામા ખૂબ જ સહાયતા મળશે

અતમા એટલુ જ કે જગતના પુસ્તકાલયો સમાજને જેટલી નિર્મળી છાટશે તેટલો સમાજ નિર્મળ થશે, તેટલો સમાજ સુખને પથે પળશે, તેટલો સમાજ આદર્શ બનશે અને બનાવશે અને સમાજમા માનવતાનુ અને કર્તવ્યનુ ભાન થતા તે આચારમા આવતા સમાજ ધન્ય બની જશે જીવનનો કટાળો ઓસરી જશે ને જીવનમા રસ–માધુર્યના સ્રોત વહેવા માડશે

આદર્શ પુસ્તકાલયો સિવાયનો સમાજ પાગળો હશે, ભાવશૂન્ય હશે, જડવાદમા ભળેલો હશે, પ્રાણ સિવાયના શરીર જેવો નિર્જીવ હશે, ખાબોચિયામાના ગધાતા પાણી જેવો અસ્વચ્છ હશે સામે પક્ષે આદર્શ પુસ્તકાલયો સાથેનો સમાજ સૌ કોઇને આશીર્વાદરૂપ હશે

એવા આદર્શ પુસ્તકાલયો સમાજ–ઘડતરને અર્થે ઠેર ઠેર થાઓ અને અને તેના અમૃત–લ્હાવા સર્વ કોઇને મળો એ જ પ્રભુ પ્રત્યે પ્રાર્થના

## પુસ્તકાલયોને ભેટ પુસ્તકનો અમૂલ્ય લાભ

'મનોરંજન' ના બીજા વરસથી લવાજમ ભરનાર ગ્રાહકોને ભેટ પુસ્તકનો

મળનારો અમૂલ્ય લાભ

'મનોરંજન'નુ પ્રથમ ભેટ પુસ્તક

# હસતારામ

કર્તા નકીર

છુટક કિંમત રૂ. ૩ા વી પી ખર્ચ ૮ આના

લવાજમ ભરી પુસ્તક ઉપરનો તમારો હકક સ્થાપિત કરો

'મનોરંજન' માસિક અને 'હસતારામ' પુસ્તક તમારા સંસારજીવનની મજલને મીઠી, મધુર અને હળવી બનાવશે

## 'મનોરંજન' પોણા સાત રૂા ના લવાજમમાં



### બાર માસમાં

૬૪૦ પાનાનુ હાસ્યરસિક વાચન
૬૬૦ ઉપરાતના વિવિધ વિષયો
૧૬૦ ઉપરાતના ત્રિરંગી, બેરંગી...

એકરંગી ચિત્રો, કાર્ટુનો, સુશોભનો અપાયા છે અને બીજા વર્ષથી તેજ લવાજમમા રૂા ૩ાા ની કિંમતનુ શ્રી નકીરનુ 'હસતારામ' પુસ્તક ગ્રાહકોને ભેટ અપાશે

'મનોરંજન'નુ લવાજમ એટલે દરરોજનો

માત્ર સવા પૈસો

તેમા બાર માસનુ ૬૪૦ પાનાનુ વાચન અને રૂા સાડાત્રણની કિંમતનુ ભેટ પુસ્તક મફત મળે છે

લવાજમ ભરવા માટે લખો

**મનોરંજન કાર્યાલય**

એન. એમ. ઠકકરની કું.-
૧૪૦ પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઈ, ૨

# પુસ્તકાલયના પિતા

લખનાર : શ્રી નટવરલાલ ગો. શેઠ

પુસ્તકાલયના પિતા એટલે સ્વ. શ્રી મોતીભાઈ નરસિંહભાઈ અમીન કેળવણીના આજીવન ભેખધારી આ સાદા અને નિરભિમાની મહાપુરુષે જે અમાપ સેવાઓ ગુજરાતને ચરણે ધરી છે, તે આપણી સમક્ષ સદા સર્વદા તાદૃશ્ય રહેતી હોવાથી એ સેવામૂર્તિ મૃત્યુ પામી છે એમ માની શકાતું નથી, એમનો આત્મા આપણી વચ્ચે રહીને આપણને પ્રેરણા ને પ્રોત્સાહન આપતો જ રહ્યો છે.

આ મહાન વિભૂતિ વડોદરાને મેળવી આપવા માટે આપણે નરપારખુ સ્વ. શ્રીમંત મહારાજા સયાજીરાવ એમનો આભાર માનવો ઘટે છે. એઓશ્રીએ સ્વ. મોતીભાઈને વડોદરા ન આણ્યા હોત તો તેઓનું ધારેલું કાર્ય જેટલી હદે ફતેહમંદીથી પાર પડ્યું છે, તેટલી હદ સુધી સફળ થાત કે કેમ એ શંકાસ્પદ છે, એટલું જ નહિ, પરંતુ વડોદરાની પ્રજાને આ અણમોલ રત્ન દ્વારા જે અમૂલ્ય લાભ મળ્યો છે તે પણ ન જ મળી શક્યો હોત.

વડોદરામાં રામજી મંદિરના એમના વસવાટે, દેવમંદિરને સેવામંદિરમાં પલટી નાખ્યું હતું, જ્યારે જાવ ત્યારે કંઈ ને કંઈ યોજનાઓ ઘડાતી હોય, ચર્ચાઓ ચાલતી હોય અગર અનેક સેવકોને માર્ગદર્શન મળતું જ રહ્યું હોય. જેટલા વિચારમાં સાદા અને સરળ હતા, તેવા જ પહેરવેશ અને વર્તનમાં પણ તેઓ બિલકુલ આડંબર વિનાના હતા. કછોટો મારીને વાળેલો કોટ અને પાટીદારી પાઘડી પહેરીને નિયમિતપણે ચાલતા જવાની ટેવવાળા સ્વ. મોતીભાઈને જ્યારે આપણે નિહાળીએ ત્યારે પણ તે કોઈ ને કોઈ યોજનાના વિચારવમળમાં ગુંથાએલા જ જણાય. એ ભાગ્યે જ હસતા, છતાંય તે સદા આનંદી અને ખુશમિજાજી હતા—ક્રોધ તેમણે નિવાર્યો હતો, સમાજસુધારક તરીકે તેમના વિચારો ખૂબ ક્રાન્તિકારી હતા, છતાંય વર્તનમાં તે ખૂબ જ વિનય અને શાંત હતા. એક યોજના કે વિચાર બહાર પાડ્યા પછી તેને માટે તે હઠપૂર્વકનો આગ્રહ રાખતા અને ધારેલું કાર્ય પૂર્ણ કરે ત્યારે જ તેમને સંતોષ થતો. આફતને તે ઓળખતા ન હતા.

સરકારી નોકર હોવા છતાંય તે પ્રજાસેવક હોવાનું માનતા ને મનાવતા. પુસ્તકાલયની પ્રવૃત્તિ સાથે તેમનો સંબંધ સધાયો હતો અને તેમણે પોતાની પસંદગીની આ સેવા પાછળ એટલો પ્રાણ પરોવ્યો હતો—પોતે તેમાં એટલા ઓતપ્રોત થઈ ગયા હતા, કે દરેક ગુજરાતીને એમ લાગતું કે પુસ્તકાલય એટલે શ્રી મોતીભાઈ અને શ્રી મોતીભાઈ એટલે જ પુસ્તકાલય.

વડોદરાની આખી પુસ્તકાલયપ્રવૃત્તિને એમણે વેગવાન અને લોકભોગ્ય બનાવી હતી. મહાત્મા ગાંધીજીની આખીય પ્રવૃત્તિનો ઘેરઘેર સંદેશ પહોંચાડવાનું શ્રેય શ્રી મોતીભાઈને ફાળે જાય છે. ગામેગામ અને ઘેરેઘેર પ્રત્યેક જનને પુસ્તકો અને પત્રો વાંચવાની એમણે લગની લગાડી હતી. સ્વ. મોતીભાઈની આ પ્રવૃત્તિ વિના મહાત્મા ગાંધીજીની હિલચાલોને મોખરે ગુજરાત રહી શક્યું ન હોત, તેમનો જીવનસંદેશ ઝીલી શકાયો ન હોત અને આજે ગુજરાતમાં જે રાજકીય અને સામાજિક વાતાવરણ પેદા થયું છે તે થઈ શક્યું ન હોત.

ફરતાં પુસ્તકાલયોનો એમનો અખતરો બહુ જ સફળ નીવડ્યો છે. જ્યાં પુસ્તકાલય ખોલી શકાય તેવી સ્થિતિ ન હોય અને જ્યાં જનતા પુસ્તકો કે પત્રો મંગાવી શકે તેમ ન હોય ત્યાં વાચનની ભૂખ જગાડવા માટે પુસ્તકોની પેટીઓ તૈયાર કરાવીને એમણે ગામેગામ પહોંચતી કરી દીધી.

સ્વ મોતીભાઈ અનેક યોજનાઓ અને યુવાનોના ઘડવૈયા હતા–એમની શરૂઆતની યોજના તે ચરોતર એજ્યુકેશન સોસાયટી-ગાંધીજીની ધોળી ટોપીની માફક એમણે વર્ષો પહેલાં પેટલાદ બોર્ડિંગના પ્રતીક તરીકે લીલી ટોપી રાખેલી–લીલી ટોપીવાળા યુવાનો સામે મળતાં એકમેકમાં બંધુત્વની ભાવના આપોઆપ પ્રગટી ઊઠતી આ સંસ્થામાંથી બહાર પડેલા અનેક યુવાનોએ રાષ્ટ્રના ઘડતરમાં અનુપમ ફાળો અને નોંધપાત્ર આત્મભોગ આપી સ્વ મોતીભાઈના ઘડતરને દીપાવ્યું છે, અભિમાન લઈ શકાય તેવું સફળ બનાવ્યું છે

" સાહિત્ય " માસિકને અંગે સ્વ મોતીભાઈના નિકટના સંસર્ગમાં આવવાનું મહાભાગ્ય મને પ્રાપ્ત થએલું ત્યાંસુધી હું તેઓશ્રીને માત્ર એક અમલદાર તરીકે પિછાનતો, ઓળખતો નહિ. પરંતુ તેમના સાનિધ્યમાં રહીને તેમનાં વિચારો અને વર્તનની મને ઝાંખી થતી ગઈ, ત્યારથી હું સમજી શક્યો કે એ કોઈ સામાન્ય વ્યક્તિ નથી, અને ત્યારથી મે તેઓને મારા માર્ગદર્શક ગુરુજી તરીકે સ્વીકાર્યા તેઓશ્રીના ચરણે બેસીને મને અનેક પ્રેરણાનું પાન કરવાની તક મળી શકી છે, એટલું જ નહિ પણ અંગત કર્તવ્ય સેવાધર્મને વિશેષ પ્રાધાન્ય આપવાની મારામાં ધગશ ઊભી કરવા માટે હું એઓશ્રીનો સદા સર્વદા ઋણી છું.

વડોદરા રાજ્યની ગ્રામ પ્રજાને સરળ અને લોકભોગ્ય સાહિત્ય મળે તેટલા માટે તેમણે " સાહિત્ય " માસિકને રાજ્યનાં તમામ પુસ્તકાલયોમાં ફરજિયાત કર્યું પુસ્તકાલયોને પ્રગતિને પંથે વાળવા માટે સાહિત્યના દરેક અંકમાં હુકમો, સૂચનો, ભલામણો વગેરે પ્રસિદ્ધ કરવાની પ્રથા દાખલ કરીને રાજ્ય માટે એક નવો માર્ગ ખોલી દીધો વળી નવાં પ્રકાશનોમાંથી જે ખરીદ કરવા સરખાં પુસ્તકો હોય, તેની પણ ભલામણો કરીને પુસ્તકાલયોને અને ગ્રામજનતાને તેઓ અજબ માર્ગદર્શન આપતા

" સસ્તુ સાહિત્ય "વાળા ભિક્ષુ અખંડાનંદની સાથે સંપર્ક સાધીને ધાર્મિક વગેરે પુસ્તકોના પ્રકાશનને એકદમ સસ્તું બનાવી ગ્રામ જનતાને ન માની શકાય એટલી સસ્તી કિંમતે સંસ્કારપ્રેરક સાહિત્ય પહોંચતું કરવામાં એમનો ફાળો અગાધ હતો

' પુસ્તકાલય સહાયક સહકારી મંડળ ' એ પણ એમની જ યોજના ફળનું હતું–પુસ્તકોનાં પ્રકાશન, વેચાણ વગેરેમાં નીરસ ગુજરાતને આ સંસ્થા દ્વારા એમણે ખૂબ વેગ આપ્યો આજે આ સંસ્થા ફાલી ફૂલીને એની રજત જયંતી ઉજવવા ભાગ્યવાન બની છે, એ સ્વ. મોતીભાઈની સંગીન યોજના, અને તેમણે આંકેલી નિશ્ચિત કાર્યપદ્ધતિની સફળતા સૂચવે છે સ્વ મોતીભાઈ એ પુસ્તકાલય હતા, સહાયક હતા, સહકારી હતા અને અનેક મંડળોના ઉત્પાદક તેમ જ પ્રાણ હતા, એટલે આ સંસ્થાના અક્ષરશ તેઓ પ્રાણ હતા અને રહેશે

સ્વ મોતીભાઈ મૂક સેવક હતા તેમને પોતાની જાહેરાત ગમતી નહિ, એટલું જ નહિ પણ પત્રોમાં તેમના કાર્યં સંબંધી કોઈ નોંધ આવતી તો તે સામે તેઓ હરહમેશ અણગમો પ્રદર્શિત કરતા ગુજરાતના બે મહાન મૂક સેવકો તરીકે સ્વ મોતીભાઈ અને પૂજ્ય ઠક્કરબાપા અજોડ અને ચિરસ્મરણીય છે સ્વ મોતીભાઈના વિચારો અને ઇચ્છાનુસાર જનતાએ એમનું સ્મારક ભલે યોજ્યું ન હોય તોપણ તેઓશ્રીનાં કાર્યો વડે એમનું સ્મારક એઓ પોતે જ સ્વયં ઊભું કરી ગયા છે

સ્વ મોતીભાઈના ઘણાંય જીવનકાર્યો એવાં છે, કે તેની નોંધ અને કદર કરવા બેસીએ તો પાર આવે તેમ નથી, અને જેમ સ્વ મોતીભાઈને વધુ ને વધુ યાદ કરતા જઈએ છીએ, તેમ તેમ અંતર વિંધાતું જાય છે અને આંખ સ્વાભાવિક રીતે સજળ બનતી જાય છે, એટલે મારા પરમ ગુરુજીને આટલી જ શ્રદ્ધાંજલિ આપીને અહીં વિરમું છું —જયસિંહ

# આઝાદી અને પુસ્તકાલયપ્રવૃત્તિ

લેખક શ્રી. ચિમનભાઇ હ. અમીન
( મંત્રી, વડોદરા પ્રાંત પુ૦ મંડળ )

હિંદનો આજ સુધીનો મુખ્ય પ્રશ્ન હતો સ્વરાજ્ય—આઝાદી મેળવવાનો. જગતવંદ્ય મ. ગાંધીજીની મહાન દોરવણીને પ્રતાપે આઝાદી તો મળી ચૂકી હવે દેશનું એકમાત્ર ધ્યેય બને છે આઝાદી ટકાવવી અને જગતભરમાં દિપાવવી.

## આનંદ ભોગવનાર છે !

આઝાદીના ઘડવૈયા આપણા મહાન નેતાઓ દેશના ઉદય માટેના આદેશો તો રોજમરોજ આપ્યે જ જાય છે, છતાં એ પૂરતા પ્રમાણમાં ઝીલાય છે એમ તો ન જ કહેવાય સેંકડો–હજારો વર્ષથી ગુલામી ભોગવતી પ્રજા આઝાદ બને છે ત્યારે પણ એ ગુલામીના રૂઢ થયેલા સંસ્કારને સાવ છોડી શકતી નથી, એટલે એ પ્રજા આઝાદીનો પૂરતો આનંદ ન લઈ શકે અગર ન ભોગવી શકે એ સ્વાભાવિક છે સ્વરાજ્ય મેળવવામાં જેમણે જિંદગી જેર કરી નાખી છે અને સારીય ઉંમર કષ્ટો સહન કરી વૃદ્ધાવસ્થામાં પણ જેમને યુવાની ધારણ કરવી પડી છે, અનેક મુશીબતોમાં જેમને દેશની વિકટ ધુરાનો બોજો વહન કરવો પડે છે એમની પણ ટીકા કરતાં સાવ નિષ્ક્રિય માણસોને સાંભળીએ છીએ ત્યારે ગુસ્સો ચડવાને બદલે એવાઓનાં અજ્ઞાન અને પામરતા માટે માત્ર દયા જ આવે છે.

## કેળવણી અને જ્ઞાનપ્રચાર

પ્રજાના આચાર–વિચારોમા ક્રાન્તિ લાવવા માટેનો ઉપાય શો ? ઉપાય માત્ર કેળવણી અને જ્ઞાનપ્રચારનો જ એના વિકાસ પછી જ અનેક જાતની સરળતાઓ સર્જાવાની છે.

ગામડે ગામડે શાળાઓ અને ભણેલું ભુલાય નહિ તેમ જ જ્ઞાનનો પ્રચાર થતો રહે એ માટે પુસ્તકાલયોનો દેશભરમાં પ્રચાર થવો અતિ જરૂરી છે

## વડોદરાની વિશિષ્ટતા

દેશના પ્રમાણમા વડોદરા રાજ્યની પ્રજામાં કંઇક વિશેષ જાગૃતિ જણાતી હોય તો તે શાળા અને પુસ્તકાલયોના પ્રચારથી જ હોય એમ કોઈ પણ વિચારકને લાગ્યા સિવાય નહિ રહે. વડોદરાના ઘડવૈયા કે. શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ જેના વર્તમાન રાજવીએ વર્ષો પહેલાં એનું મહત્ત્વ પિછાન્યું અને જગતના દેશોમાંથી પ્રેરણા ઝીલીને એ કેળવણી અને જ્ઞાનપ્રચારની સરિતા વહેવરાવી જાણનારા એ ઝવેરીએ દેશમાંથી અનેક રત્નોને રાજ્યમા એકત્ર કરી એમના દ્વારા પોતાના મનોરથ સિદ્ધ કરવાના સફળ પ્રયત્નો કરેલા, કે જેનું અનુકરણ કરવા માટે દેશપરદેશની પ્રજા પણ આકર્ષાઈ હતી

## મહામૂલું 'મોતી'

વડોદરા રાજ્યને કેળવણી અને જ્ઞાનપ્રચારના કાર્ય માટે મળેલાં અનેક રત્નોમાંનું એક

મહામૂલુ રત્ન તે પુસ્તકાલયપ્રવૃત્તિના પ્રાણ સમા સ્વ શ્રી મોતીભાઈ અમીન, કે જેમને પૂ મ. ગાંધીજી પણ "ચરોતરનું મહામૂલુ —પાણીદાર મોતી" કહેતા અને 'અમીન સાહેબ' કે માત્ર 'સાહેબ' ના વ્હાલસોયા નામથી જેમણે પ્રજાના હૃદયના ઊંડાણમાં સ્થાન મેળવ્યુ હતુ એમની ભગીરથ જીવનસાધના જ્ઞાનપ્રચારની જ હોઈ પુસ્તકાલયપ્રવૃત્તિ અને એને અંગેની અનેક યોજનાઓથી એમાં મહાન સિદ્ધિ મેળવી હતી તેમ જ વડોદરા અને વડોદરાનરેશને દેશભરમાં અગ્રસ્થાન અપાવી પ્રજોન્નતિ સાધી હતી અને તે પણ પ્રમાણમાં રાજ્યના ઓછા ખર્ચે પ્રજાનો જ મોટો સાથ મેળવીને

વિવિધ યોજનાઓના પિતા પૂ શ્રી મોતીભાઈ અમીન સાથેના સતત સહવાસમાં ગાળેલાં પંદર વર્ષનાં અનેક સુસ્મરણોમા જ્ઞાનપ્રચારની એ ધગશ અને સતત–રાતદિવસની કર્તવ્યસાધનાના હૃદયસ્પર્શી દશ્યો આજે પણ જાણે નજર સામે દેખાયા જ કરે છે

## સંસ્થાઓ ને કાર્યકરો

પુસ્તકાલયપ્રવૃત્તિને સુવ્યવસ્થિત અને વ્યાપક બનાવવાની સતત વિચારસરણીમાંથી જન્મેલ હિંદભરની એક અને અજોડ સંસ્થા "પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ." એમની જાહેર પ્રજાને અપાયલી મહાન ભેટ છે પોતે જાતે સર્જેલું એ સાચુ સ્મારક છે વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ અને તેની પ્રાંત તથા તાલુકાની શાખાઓ તેમ જ પુસ્તકાલય સ સ મંડળ દ્વારા, તેમ જ પેટલાદ બોર્ડિંગ અને ચરોતર એજ્યુકેશન સોસાયટી દ્વારા એમણે જ્ઞાનપ્રચારમાં કામ લાગે તેવા કાર્યકરો એકત્ર કરી તેમની સાથે જે કુટુંબભાવ સાધ્યો હતો તે તો મારા જેવા કેટલાય જાતે અનુભવનાર અદના શિષ્યો ને સેવકો કદી ભૂલી શકે તેમ નથી.

## 'સ્વરાજ્ય' ના પાઠ

પુસ્તકાલય પ્રવૃત્તિ દ્વારા એમને, લોકોને 'સ્વરાજ્ય' ના પાઠ શીખવવા હતા એટલે એ પ્રવૃત્તિમાં અમલદારી દખલગીરી નહિ રાખતાં મુખ્યત્વે આખીએ વ્યવસ્થા પ્રજાના હાથમા જ સોંપીને એનો વિકાસ સાધ્યો હતો અને "પુસ્તકાલય" માસિક, તાલીમ વર્ગો, પરિષદો તેમ જ સમૂહપર્યટનો દ્વારા, વાર્તાલાપો અને લોકસાહિત્યના ડાયરાઓ દ્વારા, શાળાઓ અને છાત્રાલયો દ્વારા એનો એટલો વ્યાપક પ્રચાર કર્યો છે અને એટલા વિસ્તૃત પ્રમાણમાં પ્રજા–ઘડતર કર્યું છે કે જેની ઉપલક દૃષ્ટિએ જોનારને તો કલ્પના પણ નહિ આવે

## સંસ્થાઓ માટે આત્મા સર્જ્યા

પૂ શ્રી મોતીભાઈ અમીનના પરિચયમા આવનારા અને પ્રેરણા મેળવનારા લગભગ બધા દેશહિતની અનેક પ્રવૃત્તિઓમાં ગુંથાયના છે એકે એક માણસ કોઈ ને કોઈ સંસ્થાના સંચાલક કે મદદગાર બનેલા છે કેટલાક તો આખી સંસ્થાઓના આત્મારૂપ બનેલા છે એવું કારણ એક જ છે કે એઓ માણસપારખુ હતા, એટલે જેનામાં કંઈક શક્તિ જોતા એને નજરમાં રાખતા અને તેને ખબર પણ ન પડે એવી રીતે એ રોજબરોજ સેવાને માર્ગે પ્રેરતા

જતા એમની તાલીમ પામેલો કાર્યકર માત્ર ઉપરછલી વાત નહિ કરે, પણ યોજનાબદ્ધ અમે વ્યવસ્થિત રીતે કામ ઉપાડી પૂરું કરવાની ધગશ રાખશે એ હતો એમનો પ્રજાઘડતરનો જાદુઈ મંત્ર

## કેળવણી ને રાજકારણ

પૂ શ્રી મોતીભાઈ અમીન કેળવણી અને જ્ઞાનપ્રચારના કાર્યમાં જ તન્મય બનેલા છતાં રાજકારણમાં કંઈ ઓછો રસ નહોતા લેતા બાળપણમાંથી મને એઓશ્રીએ પુસ્તકાલય-પ્રવૃત્તિ સાથે રાજકારણનો રસિયો બનાવ્યો હતો ઘણી વખત તો એઓ મને 'પ્રજામંડળ' કહીનેજ બોલાવતા, પ્રજામંડળ પ્રવૃત્તિની રોજ-રોજ ખબરો પૂછી એના કામ અંગેની પણ યોજનાઓ કહેતા અને સાથે સાથે વર્ષો પહેલાં એમ પણ કહેતા, કે એક દિવસ તમે ધારા-સભામાં હશો, જવાબદાર રાજતંત્ર મળેલું હશે, આપણા પ્રધાનો કામ કરતા હશે અને ત્યારે જ્ઞાન–પ્રચાર માટે પુસ્તકાલયપ્રવૃત્તિ અતિ જરૂરની હોઈ એના કાર્યનો વેગ ઘણો વધી જશે

## રાજકીય ઘડતર પ્રત્યે પ્રેમ

"પ્રજામંડળ" પત્રિકાના એ ઝીણવટભર્યા વાચક હતા એટલું જ નહિ પણ આડકતરા પ્રચારક પણ હતા. મને એઓશ્રી એક વખત કહેતા કે આ પત્રિકા પ્રજાનું રાજકીય ઘડતર ઉત્તમ પ્રકારે કર્યે જાય છે. એનો ફેલાવો ખૂબ મોટો થવો જોઈએ પ્રજાએ એને હોંસથી પોષવી જોઈએ મારી પાસે પૈસા હોત તો મે એને ઉત્તેજન માટે રૂા. દશ હજારની ભેટ ધરી હોત

## ગુજરાતમાં વ્યાપક બનાવવાં

સૌથી પથમ સન ૧૯૩૭માં અંગ્રેજોના સંચાલન નીચે પણ મુંબઈનું રાષ્ટ્રીય પ્રધાન-મંડળ નિમાયું ત્યારે એઓ ખૂબ આનંદમાં આવી જઈ વડા પ્રધાન માનનીય ખેર સાહેબને પુસ્તકાલયપ્રવૃત્તિ ગુજરાતભરમાં વ્યાપક બનાવવા માટે વખતોવખત મળતા અને શ્રી ખેર સાહેબ પણ એમની પ્રવૃત્તિથી આકર્ષાયલા હોઈ વખતોવખત તેમને બોલાવીને ચર્ચા વિચારણા કરતા હતા હરિપુરામાં કોંગ્રેસના ઐતિહાસિક અધિવેશન વખતે પુસ્તકાલયપ્રદર્શન ભરી એ વૃદ્ધ પુરુષ એક નવજુવાનની અદાથી એનો સંગીન પ્રચાર કરી રહ્યા હતા

## આઝાદી મેળવ્યા પછી તો ..

પૂ. અમીન સાહેબ કહેતા કે " સ્વરાજ્ય–આઝાદી મળ્યા પછી તો મારું કામ પૂરબહારમાં ખીલી ઊઠશે પુસ્તકાલયપ્રવૃત્તિ ત્યારે હિંદભરમાં વ્યાપક બની જશે અને ત્યારે ચિમનભાઈ, હું નવી જુવાની લેવાનો છું "

## મહાન આત્મા ચાલ્યો ગયો.

આઝાદી આવી ગઈ, પણ આઝાદી તરફ મીટ માંડી રહેલો એ મહાન આત્મા ચાલ્યો ગયો. ખાલી હાથે નહિ પણ અનેકના દિલમાં ચેતનની ચીનગારીઓ મૂકીને એ ચેતના ધીરે ધીરે વ્યાપક સ્વરૂપ ધારણ કરનાર છે.

## પ્રવૃત્તિ કરમાઇ જશે ?

વડોદરા રાજ્યના મુંબાઈ પ્રાંત સાથેના જોડાણ પછી આપણી ખીલેલી પુસ્તકાલય-પ્રવૃત્તિ શુ કરમાઇ જશે ? એમ કેટલાક ભાઇઓ પૂછે છે ત્યારે હું તો એમને એક જ જવાબ આપુ છુ કે પુસ્તકાલયપ્રવૃત્તિ કરમાશે નહિ, પણ ગુજરાતભરમાં એનો વ્યાપક પ્રચાર થશે. અને તે વડોદરા રાજ્યના અનુકરણથી અને એના કાર્યકર્તાઓની મદદથી થશે

## વડોદરા મહત્ત્વનો ભાગ ભજવશે

વડોદરા રાજ્ય મુબઇ સાથે જોડાયુ છે એ કોઇ એની નબળાઇને કારણે નહિ, પણ દેશ પ્રત્યેની ભાવના અને ફરજના ઊંચા ખ્યાલથી જ. એ ભાવના અને ફરજનો ખ્યાલ અહીની પ્રજા અને કાર્યકરો સારાએ હિંદને આપશે અને દેશની આગેકૂચમાં મહત્ત્વનો ભાગ ભજવશે

વડોદરા રાજ્યની પ્રજાએ શિક્ષણ, સસ્કાર અને જ્ઞાનપ્રચારની બાબતમાં કે શ્રીમત સયાજીરાવ મહારાજની ઉદાર ભાવના અને પૂ શ્રી મોતીભાઇ અમીન જેવા તત્ત્વચિંતકોની સેવા સાધના અને પ્રેરણા મેળવી છે, એટલે હવે વિશાળ ક્ષેત્ર મળતાં એ ક્રાન્તિકારક પ્રવૃત્તિમા અગત્યનો ફાળો આપશે

## દીવાદાંડી બનવા માટે

આઝાદીને ટકાવવા અને દિપાવવા માટે જ માત્ર નહિ, પણ સારાએ જગતને માટે દિવાદાંડીરૂપ બનવા સારૂ સમસ્ત હિંદના પ્રજાજનોએ ફરજનો ખ્યાલ અને કર્તવ્યપરાયણતાથી જીવનનુ નૈતિક ધોરણ ઘણુ ઊંચુ લાવવુ પડશે સપ અને સ્નેહની ભાવના, સતત કામગીરી, ત્યાગ-ભોગ અને સમાનતાની વૃત્તિ, હુન્નર-ઉદ્યોગનુ સાહસ અને એ માટે જોઇતી ધીરજ અને ખત, ટીકાખોરીને સ્થાને મદદગારી અને દેશના હિતમાં ભૂને ચૂકે પણ આડે આવી ન જવાય એવી જાગ્રત દૃષ્ટિ સાથેની કર્તવ્યભાવના ખીલવવી પડશે અને તે માટે શાળા અને પુસ્તકાલયો કે જેનો પરસ્પર ગાઢ સબધ છે એના દ્વારા જ સસ્કારો રેડી સગીન પ્રવૃત્તિ થઈ શકશે

## "સર્વોદય"ને પથે

ભાવનાશાળી અને કર્તવ્યપરાયણ શિક્ષકો અને ગ્રથપાલો દ્વારા આપીએ પ્રજાનુ માનસ ઊંચુ લાવી શકાશે અને ત્યારે પોલિસ અને લશ્કરનો આટલો મ જાવર ખર્ચ પણ નહિ ઉઠાવવો પડે અને જ્યાં આના કરોડો રૂપીઆના ભારે ખર્ચનો બોજો હળવો થશે ત્યાં દેશના હુન્નરઉદ્યોગ ખીલવવાની સરળતા આપોઆપ જ આવી જશે, ત્યારે જગતની બીજી પ્રજા વૈરની જગ્યાએ પ્રેમ અર્પશે અને ત્યારે હિંદ સુખી અને સમૃદ્ધ બની સારાએ જગતને દોરવણી આપી, રાષ્ટ્રપિતા મ ગાંધીજીના સર્વોદય" ને પથે લઇ જશે ચાલો ત્યારે આપણે સૌ હવે એ જ કાર્યમાં લાગી જઈએ અને રૌપ્ય મહોત્સવ ઉજવતું આપણુ પુસ્તકાલય મ. શ. મડળ જે પ્રમાણિકપણે જીવે છે એ મહાગુજરાતની આદર્શ સસ્થા બની સારાએ દેશને ઉપકારક થાય એ જ ભાવના અને પરમકૃપાળુ પરમાત્મા પ્રત્યેની પ્રાર્થના સાથે વિરમુ છુ જયહિંદ !

# સ્વ. મોતીભાઈ સાહેબની અનેકવિધ પ્રવૃત્તિઓ

પૂ. સ સ. મ ડળી લિ એ સ્વ પૂ મોતીભાઈ સાહેબે ઊભી કરેલી એક અનોખી સંસ્થા છે આ સંસ્થાના સ્થાપક પૂ મોતીભાઈ સાહેબને ગુજરાતમાં અનેક કાર્યકરો યાદે છે અને એમનાં કામો યાદ કરે છે તથા અધૂરાં રહેલાં કામો પોતાની શક્તિ પ્રમાણે કરે પણ છે પૂ. મોતીભાઈ સાહેબે જીવનની છેલ્લી ક્ષણોમાં ઉચ્ચારેલા શબ્દો અહીં યાદ કરીએ—

"હુ પરમ શાન્તિ અનુભવુ છુ જીવનમાં મે જે કંઈ કર્યું છે તે મને મારા સાથીદારોએ આપેલા સહકારને લીધે જ કરી શક્યો છુ એ બધાનો હું આભાર માનુ છુ અને મને ચાહતા હોય તે મને ગમતાં કામ કરવાનુ ચાલુ રાખે એમ ઇચ્છુ છુ."

આ શબ્દો ખૂબ યાદ રાખવા જેવા છે પૂ મોતીભાઈ સાહેબને ગમતાં કામોનો આપણે વિચાર કરીએ અને તેમણે મૂકેલા વિશ્વાસને લાયક થવા આપણી રુચિ પ્રમાણેનું કામ ઉપાડી લઈએ એ દૃષ્ટિથી તથા સાહેબે કરેલી પ્રવૃત્તિઓમાંથી કોઈ પણ દેશના હિતની નજરે જીવનાર માણસને કંઈક કંઈક માર્ગસૂચન મળે એમ છે એટલે એમનાં મુખ્ય કામોની ટૂંક યાદી તૈયાર કરી અત્રે પ્રસિદ્ધ કરી છે આશા છે કે પોતાનાં ગામને માટે કામ કરનાર દરેકને એમાંથી કંઈક અમલ કરવા જેવુ મળશે જ પૂ મોતીભાઈ સાહેબની માફક સંયોગાનુસાર થોડું ઘણું સત્કાર્ય કરીને ઉપયોગી જીવન જીવ્યાનો આપણે સૌ સંતોષ અનુભવીએ એમનાં સર્વદેશીય કાર્યોની યાદી આ રહી —

1. ચરોતર એજ્યુકેશન સોસાયટી —ચરોતરમાં કેળવણીપ્રચાર માટેની મુખ્ય સંસ્થા
2. ચરોતર વિદ્યાર્થી સહાયક સહકારી મંડળ લિ°—વિદ્યાર્થીઓ સ્વાશ્રયના ધોરણે આર્થિક મદદ મેળવી અભ્યાસ કરે તેવી યોજના
3. પેટલાદ લોન ફંડ —લાયક વિદ્યાર્થીઓને ગુપ્ત આર્થિક મદદ કરવાની યોજના
4. પેટલાદ મહાલ આરોગ્ય મંડળ —ગામડાંમાં નાના દવાખાનાં કાઢી ગ્રામ પ્રજાને વૈદકીય મદદ આપવાની યોજના.
5. પેટલાદ બોર્ડિંગ —ચરોતરમાં અનેક કાર્યકરો ઊભા કરનાર આ સંસ્થા ખૂબ જાણીતી છે
6. ચરોતર બોર્ડિંગ—કોલેજના વિદ્યાર્થીઓ સાદાઈ અને ઓછા ખર્ચે આગળનો અભ્યાસ કરે તે માટેની સંસ્થા
7. પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ —વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો પૂરી વ્યવસ્થા અને કરકસરથી ચલે તે માટેની સંસ્થા
8. પુસ્તકાલય પરિષદ્ મંડળ —પુસ્તકાલયોના પ્રચાર અને દોરવણી કરનાર સંસ્થા
9. દાન વાચનાલયપ્રવૃત્તિ —ચરોતરનાં ગામેગામ વાંચનાલયો સ્થાપવાની પ્રવૃત્તિ.
10. ગદ્યપદ્ય સંગ્રહ —શિષ્ટ સાહિત્ય ભેગુ કરી વાચકો આગળ રજુ કરવાની યોજના
11. જ્ઞાનપ્રચાર-ચરોતર વિ સમિતિ —જાહેર કામમાં થતા અનુભવોની ચર્ચા વિચારણા માટેની પ્રવૃત્તિ

૧૨. ચરોતર યુવક મંડળ—ચરોતરમાં ગામેગામના યુવકો ગ્રામ અને સમાજસુધારાની પ્રવૃત્તિઓ આદરે તે માટેની યોજના

૧૩ રેલ સંકટ નિવારણ સહકારી મંડળીઓ—રેલસંકટથી પાયમાલ થયેલા લોકો સહકાર અને સ્વાશ્રયથી ઊભા થાય તે માટેની પ્રવૃત્તિ

૧૪ પેટલાદ મહાલ સર્વસંગ્રહ—પેટલાદ તાલુકાનાં બધાં ગામેનો અભ્યાસ કરી તે સંબંધી ઉપયોગી માહિતી આપનાર પત્રિકા

૧૫ શિષ્ટ વાચનની પરીક્ષા—લોકોમાં શિષ્ટ વાચનની રુચિ વધે તે માટેની યોજના

૧૬. મિત્ર મંડળ પુસ્તકાલય પ્રવૃત્તિ—લાયબ્રેરીઓ થતા પહેલાંની પ્રવૃત્તિ.

૧૭ પાટીદાર પત્રિકા—પાટીદારોમાં સમાજસુધારા કરવાની પ્રવૃત્તિ

૧૮ છ ગામના પાટીદારોની વંશાવળી—છ ગામના પાટીદારોને માટે ઐતિહાસિક દૃષ્ટિએ ઉપયોગી પુસ્તક.

૧૯. પેટલાદ મહાલ કેળવણી મંડળ—પેટલાદ મહાલમાં કેળવણીના પ્રચાર માટેની સંસ્થા

૨૦. પેટલાદ મહાલ પુસ્તકાલય મંડળ—પેટલાદ તાલુકામાં પુસ્તકાલયો અને વાચનાલયો વધારવાની પ્રવૃત્તિ

૨૧ પેટલાદ મહાલ શિક્ષક પરિષદ—શિક્ષકોનો મોભો અને માન વધે તે માટેની પ્રવૃત્તિ

૨૨. વિદ્યાદાનની પ્રવૃત્તિ—દશેરાને દિવસે ગામેગામના દરેક માણસ વિદ્યાની વૃદ્ધિ માટે નાનું દાન આપે તે માટેની પ્રવૃત્તિ

૨૩ હોળીઉત્સવ—હોળીના દિવસોમાં અશિષ્ટ તોફાનો છોડી લોકો વ્યાયામની હરિફાઈ યોજે તે માટેની પ્રવૃત્તિ

૨૪. રૂણ ગામના શેનવા લોકોની સહકારી મંડળી—શેનવાનો ધંધો બાંધનાર મંડળી.

૨૫ વસો ભંગી સહકારી મંડળી—ભંગી લોકો સ્વાશ્રયથી પોતાનો આર્થિક જીવનવ્યવહાર કરે તે માટેની સંસ્થા

૨૬ વસો કેળવણી મંડળ—વસો ગામની કેળવણીની પ્રવૃત્તિઓ ચલાવનાર સંસ્થા

૨૭. વસો સહકારી બેન્ક—વસોના લોકો બેંકિંગનો લાભ લે તે માટેની સંસ્થા

૨૮ ગરીબ વિદ્યાર્થી ફંડ—

૨૯. વસો બાલમંદિર અને નવી ગુજરાતી શાળા—મોન્ટેસોરી પદ્ધતિએ કેળવણીની પ્રવૃત્તિ ચલાવનાર મુંબાઈ ઈલાકાની પ્રથમ સંસ્થાઓ

૩૦. વસો રાત્રિશાળા—મોટી ઉંમરનાં લોકોને ભણાવવાની પ્રવૃત્તિ

૩૧. વસો બાલદિન–ઓદિન–બેસતા વર્ષની સભા—ગામનાં નાનાં મોટાં એક દિવસ ભેગાં મળી ગામના પ્રશ્નો વિચારે અને પાછલા વર્ષનાં કામોની વિગત–હિસાબ વિ. આપે તે માટેની પ્રવૃત્તિ

૩૨. વસો કન્યા વિદ્યાલય—વસોમાં નવી દૃષ્ટિએ કન્યાઓને કેળવણી મળે તે માટેની સંસ્થા

૩૩ વસો ઉદ્યોગશાળા—શાળાના વિદ્યાર્થીઓને હુન્નરઉદ્યોગ શીખવવાની પ્રવૃત્તિ.

૩૪. વસો મહિલા પુસ્તકાલય—બહેનોને માટે અલગ પુસ્તકાલય.

૩૫ વમો પત્રિકા—ગામની સાર્વજનિક પ્રવૃત્તિઓનો હેવાલ તથા હિસાબ દર વર્ષે પ્રસિદ્ધ કરવાની યોજના

૩૬ વમો યુવક મંડળ—ગામના યુવકોનું સંગઠન અને જાહેર કામો તરફની અભિરુચિ વધારવા માટેની સંસ્થા

૩૭. બાલસાહિત્ય સર્વસંગ્રહ—ગુજરાતી ભાષામાં બાળકોને ઉપયોગી હોય તેવા સાહિત્યની ટુંક વિગત

૩૮ ગુજરાતી પુસ્તકોનું વર્ગીકરણ—ગુજરાતી સાહિત્યમાં પ્રસિદ્ધ થયેલાં તમામ પુસ્તકો બાબત ટૂંકી માહિતી

૩૯. ગુજરાત પુસ્તકાલય પરિષદ—ગુજરાતમાં પુસ્તકાલયપ્રવૃત્તિને વેગ આપવા માટેની પ્રવૃત્તિ.

૪૦. નોકરો માટેનું પાઈફંડ—દર મહિને પગારમાંથી રૂપીએ પાઈ કાપી સ્ટાફના નોકરોને જરૂરના પ્રસંગે મદદ કરવાની યોજના

આવી આવી અનેક યોજનાઓ તેમણે કરી હતી આ ઉપરાંત તેમણે સેંકડો વિદ્યાર્થીઓ, શિક્ષકો અને ગરિબાઈ તથા બીજા દુઃખથી પીડાતા માણસોને છૂપી મદદ આપી તેઓ અપુત્ર છતાં અનેકની આંતરડી ઠારી સેંકડો માણસોના પિતા તરીકે કામ કર્યું છે એમનાં આવાં કાર્યોને લીધે જ તે જીવનની છેલ્લી ઘડીએ "હું પરમ શાન્તિ અનુભવું છું" એમ બોલી સંપૂર્ણ સ્વાસ્થ્યથી આ દેહથી વિખૂટા પડી શક્યા હતા એમનું જીવન આપણને કર્તવ્યભાન અને પ્રેરણા આપો

તા. ૨૦-૨-૪૯ ચિમનભાઈ મૂ. અમીન

---

# પુ૦ સ૦ સ૦ મંડળ લિ૦ને શુભેચ્છા

ચાલુ વર્ષે પુ૦ સ૦ સ૦ મંડળ ૨૫ વર્ષો પૂરાં કરતું હોઈ તદનુસાર ઉજવવા ધારેલા રજત મહોત્સવને સફળતા ઇચ્છું છું.

મંડળે આ પચીસીમાં લીલી સૂકી જોઈ રાજ્યમાં પુસ્તકાલયપ્રવૃત્તિને એક યા બીજી રીતે જે ઉપયોગી સેવાઓ આપી છે તે માટે રાજ્ય તેનું ઋણી રહેશે, સ્વતંત્ર ભારતમાં આ પ્રકારનાં મંડળો મારફત પુસ્તકાલયપ્રવૃત્તિનો વિકાસ સાચા સ્વરૂપે થવો અવશ્ય સંભવે જે દ્વારા આમ-જનતાને યોગ્ય સાહિત્ય મળતું રહી પુસ્તકાલયપ્રવૃત્તિના વહિવટી કાર્યક્ષેત્રમાં પણ સુગમતા આણી શકાય, અને આ માટે "પુસ્તકાલય" માસિક જેવું સાધન આવી પ્રગતિના પૂરક તરીકે બનતું રહ્યું હોઈ ભાવિ સો શરદો જોવાને ભાગ્યશાળી થાય એ જ ઇચ્છીએ.

મંડળના સેવાકાર્યને વેગવંત બનાવવા અને તેને સર્વોદયી બનાવવા કાર્યકર્તાઓને વિશેષ પરિશ્રમ પડતો રહ્યો હોય એ સ્વાભાવિક છે, છતાં પુસ્તકાલયજગતમાં એ પરિશ્રમનાં ૨૫ વર્ષો બાદ જણાતો લાભ સર્વશ્રેયસ્કર જણાતો હોઈ અનેકને ઉપયોગી બને, એ જ ઇચ્છી "રજતજયંતિ અંક" ને સુદીર્ઘ અને સુયશસ્વી જીવન ઇચ્છું છુ

મુંબઈ પુસ્તકાલય મંડળ તરફથી તેમ જ અ. હિં. પુ. મંડળ તરફથી પણ આ શુભ પ્રસંગે શુભેચ્છા પાઠવું છુ.

—હિંમતલાલ કા. વ્યાસ

ગ્રંથપાલ, પિપલ્સ લાયબ્રેરી-મુંબઈ.

## પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ.માં

# 'મારાં '૧૯ વર્ષ'

લેખક
શ્રી લક્ષ્મણસિંહ બી. પરમાર
મંડળના મુખ્ય કારકુન

સને ૧૯૨૯ની પૂ. બાપુજીની દાંડીકૂચની મીઠાના સત્યાગ્રહની કૂચનાં તાજા સ્મરણો સાથે 'સરકારી નોકરી ન કરવી' એ નિશ્ચય દૃઢ રાખી હું ૧૯૩૧ના જાન્યુઆરીમાં આ મંડળની નોકરીમાં જોડાયો. પ્રથમ દૃષ્ટિએ આ એક સરકારી સંસ્થા હશે એમ મને ભાસ થયો. પરંતુ અનુભવે 'સરકારી'ને બદલે સહકારી મંડળ નીકળ્યું. 'ર'ને 'હ'નો તફાવત ઘણો જ મોટો જણાયો.

આ વખતે આ સંસ્થાનો વહીવટ એના માજી મંત્રી શ્રી ભાઈલાલભાઈ ખુશાલભાઈ પટેલની રાહબરી નીચે ચાલતો હતો. મંડળના કાર્યમાં જેમ જેમ હું ઊંડો ઊતરતો ગયો, તેમ તેમ વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિ કેટલી ફૂલી ફાલી હતી તેનું મને જ્ઞાન થયું. આ પ્રવૃત્તિના વિકાસ માટે જ આ સંસ્થાની સ્થાપના થઈ છે એ નિશ્ચિત લાગ્યું. મંડળના તે વખતના મંત્રીનો ચોકસાઈભર્યો વહીવટ, કામ કરવાની તથા કામ લેવાની કુનેહ, નિયમિતતા અને વ્યવસ્થિત કાર્યવાહી વગેરે સદ્‌ગુણોની મારા ઉપર ઊંડી અસર થઈ, જેના પરિણામે હું એકનિશ્ચયીપણું, અવિરત કામ કર્યે જવું વગેરે ગુણો પ્રાપ્ત કરી શક્યો.

પૂ. મોતીભાઈ સાહેબ આ મંડળની મુલાકાતે આવતા અને સલાહ-સૂચનો આપતા તેમની સાથેનો મારે આછો પરિચય હતો. પુસ્તકાલય મંડળની પ્રગતિ કીર્તિ ઉત્તરોત્તર વધે તે માટે તેઓ ખૂબ કાળજી લેતા. તેમની પાસે અનેક યોજનાઓનો ઢગલો હતો. તે યોજનાઓનો લાભ મંડળ દ્વારા પુસ્તકાલયોને અપાવતા.

મંડળે ૨૫ વર્ષમાં જે પ્રગતિ સાધી છે ને પુસ્તકાલયોમાંની સેવા પ્રમાણિકપણે અને વ્યવસ્થિત રીતે કરી છે તેવી સેવા કોઈ વ્યક્તિગત રીતે ભાગ્યે જ કરી શકે. આજે મંડળ પચ્ચીસ વર્ષ પૂરાં કરે છે તે એક આનંદનો પ્રસંગ છે. મંડળની પ્રવૃત્તિઓથી કેટલાક પુસ્તક-વિક્રેતાઓને દુઃખ થયું હશે, પણ તે તેમના સ્વાર્થ માટે જ, જ્યારે આ એક સેવાભાવી સંસ્થા હોઈ તેને કોઈ તરફ ઇતરાજી કે ભેદભાવ છે જ નહિ.

અન્ય પુસ્તક-વિક્રેતાઓ કે ભવિષ્યમાં સ્થપાનારી કોઈ સંસ્થા આ મંડળ જેટલું એકધારું ચોકસાઈવાળું કાર્ય કરી બતાવશે કે કેમ તે તો મારી દૃષ્ટિએ શંકાસ્પદ છે. પુસ્તકો પૂરાં પાડવામાં એકબીજાનાં પ્રકાશનોનો બદલો કરી પુસ્તકાલયોને પુસ્તકખરીદીના ટકામાં વધારો આપી લાલચો આગળ ધરતા ઘણા પુસ્તકવિક્રેતાઓ નજરે પડ્યા, પરંતુ પુસ્તકાલયોનો પ્રમાણિક વહીવટ કરવો તથા કોઈ પણ મંડળની સ્પર્ધામાં ઊભા ન રહી શકે તેવું જ મહેનતાણું લઈ મંડળ પુસ્તકાલયો વતી તથા અન્ય સંસ્થાઓ ને વ્યક્તિઓ વતી પ્રતિવર્ષે વૃત્તપત્રો ને સામયિકોનું લવાજમ ભરીને જે સેવા બજાવે છે તે અન્ય કોઈ પણ કરી શકે તેમ નથી જ. મંડળે હંમેશાં પુસ્તકાલયોનું જ હિત દરેક બાબતમાં જોયું છે. ઘણાં વૃત્તપત્રો ને સામયિકો તરફથી પુસ્તકાલયોને ઓછા દર કરાવી લાભ અપાવ્યા છે. આ કાર્ય વ્યક્તિગત કોઈ ન કરી શકે.

હાલ પણ મંડળનો વહીવટ ઘણો જ ચોકસાઈભર્યો, કરકસરથી અને એકધારો ચાલ્યે જાય છે અને ભવિષ્યમાં પણ મંડળ પોતાની સેવાઓ આ રીતે પુસ્તકાલયપ્રવૃત્તિના ક્ષેત્રમાં આપ્યે જશે તેમાં જરાયે શંકા નથી.

| અનુ નંબર | ગામનું નામ | | લોકમદદની રકમ |
|---|---|---|---|
| ૧૯૮ | ધર્મજ મહિલા | " | ૧૦૦–૦–૦ |
| ૧૯૯ | ધૈર્યપુરા ઉર્ફે પચરાણીયા | " | ૭–૮–૦ |
| ૨૦૦ | પલોલ | " | ૨૪–૦–૦ |
| ૨૦૧ | જહાજ | તા ભાદરણ | ૨૦–૦–૦ |
| ૨૦૨ | કલાલી | તા વડોદરા | ૫૦–૦–૦ |
| ૨૦૩ | તરસાળી | " | ૨૦–૦–૦ |
| ૨૦૪ | રાઘવપુરા | " | ૧૦–૦–૦ |
| ૨૦૫ | સોનારકુઇ | " | ૬–૮–૦ |
| ૨૦૬ | મ ઘેજા | " | ૩૩–૦–૦ |
| ૨૦૭ | કરણેટ | તા ડભોઇ | ૪૦–૦–૦ |
| ૨૦૮ | વેમાર | તા. સાવલી | ૯–૮–૦ |
| ૨૦૯ | અચીસરા | તા શિનોર | ૧૨–૦–૦ |
| ૨૧૦ | અ માલી | " | ૧૪–૦–૦ |
| ૨૧૧ | બીથલી | " | ૩૦–૦–૦ |
| ૨૧૨ | વરખડ | " | ૧૫–૦–૦ |
| ૨૧૩ | સતીસણા | " | ૨૭–૦–૦ |
| ૨૧૪ | આમળા | તા પાદરા | ૫૦–૦–૦ |
| ૨૧૫ | મધાપુરા | " | ૧૫–૦–૦ |
| ૨૧૬ | ભોજ | " | ૨૫–૦–૦ |
| ૨૧૭ | ચિત્રાલ | " | ૨૦–૦–૦ |
| ૨૧૮ | ચોકારી | " | ૨૩–૦–૦ |
| ૨૧૯ | પીપળી | " | ૧૫–૦–૦ |
| ૨૨૦ | મુવાલ | " | ૨૦–૦–૦ |
| ૨૨૧ | સીહોર | " | ૧૦–૦–૦ |
| ૨૨૨ | સોખડા ખુર્દ | " | ૨૦–૦–૦ |
| ૨૨૩ | ફતેપુરા | તા કરજણ | ૫–૮–૦ |
| ૯૨ | વલણ | " | ૭–૦–૦ |
| ૯૩ | આસમપુર | " | ૫૦–૦–૦ |
| ૯૪ | કોલીયાદ | " આ | ૧૦–૦–૦ |
| ૯૫ | તેગવા | " | ૧૫–૦–૦ |
| ૯૬ | દેથાણ | " ૧૦ | ૧૦–૦–૦ |
| ૯૭ | સામરા | " ૧૫– | ૧–૦–૦ |
| ૯૮ | સીમળી | " ૨૫–૦– | ૦–૦ |
| ૨૨૧ | હરેશ્વર | તા સ ખેડા | ૧૪–૦–૦ |
| ૨૩૨ | કુમેટા | તા વાઘોડીઆ | ૫–૦–૦ |
| ૨૩૩ | વસો આરોગ્ય વર્ધક પેટલાદ | | ૫૦–૦–૦ |
| ૨૩૪ | વરણામા | તા વડોદરા | ૨૫–૦–૦ |
| ૨૩૫ | પોર | તા વડોદરા | ૩૦–૦–૦ |
| ૨૩૬ | મોભારોડ | તા પાદરા | ૫૦–૦–૦ |
| ૨૩૭ | ભાટપુર | તા સ ખેડા | ૫૦–૦–૦ |
| | વડોદરા પ્રાંત કુલ એકદર | | ૪૦૧૭–૮–૦ |

**મહેસાણા પ્રાંત**

| અનુ નંબર | ગામનું નામ | | લોકમદદની રકમ |
|---|---|---|---|
| ૧ | જલુંદરા મોટા તા ક્ડેગામ | | ૫–૦–૦ |
| ૨ | પાટણા કુવા | " | ૨૫–૦–૦ |
| ૩ | ધમીજ | " | ૫–૦–૦ |
| ૪ | ધારીસણા | " | ૨૦–૦–૦ |
| ૫ | નારદોલ | " | ૨૦–૦–૦ |
| ૬ | પરાતીયા | " | ૫–૦–૦ |
| ૭ | વ્યાસ વાસણા તા. આતરસુંબા | | ૧૫–૦–૦ |
| ૮ | હાલોલ | " | ૧૦–૦–૦ |
| ૯ | હીલોલ વાસણા | " | ૫–૦–૦ |
| ૧૦ | ઘડીયા | " | ૩૫–૦–૦ |
| ૧૧ | દેવકરણના મુવાડા | " | ૫–૦–૦ |
| ૧૨ | સિહોરા | " | ૫–૦–૦ |
| ૧૩ | ભટાસણ | તા કડી | ૧૬–૦–૦ |
| ૧૪ | વીડજ | " | ૧૦–૦–૦ |
| ૧૫ | આણંદપુરા | " | ૨૪–૦–૦ |
| ૧૬ | આકુંદરા | " | ૫–૦–૦ |
| ૧૭ | કણજરી | " | ૫–૦–૦ |
| ૧૮ | કરજીસણ | " | ૫–૦–૦ |
| ૧૯ | કુલેત્રા | " | ૫–૦–૦ |
| ૨૦ | મણીપુર | " | ૧૮–૦–૦ |
| ૨૧ | વાઘરોડા | " | ૧૨–૦–૦ |
| ૨૨ | સૂરજ | " | ૫–૦–૦ |
| ૨૩ | કાસવા | " | ૫–૦–૦ |
| ૨૪ | કંન્ડ | " | ૧૦–૦–૦ |

| અનુ નંબર | ગામનું નામ | | લોકમદદની રકમ |
|---|---|---|---|
| ૨૫ | કૈયલ | તા. કડી | ૧૦-૦-૦ |
| ૨૬ | ખાવડ | " | ૧૫-૦-૦ |
| ૨૭ | ઘુમાસણ | " | ૧૫-૦-૦ |
| ૨૮ | ઝૂલાસણ | " | ૧૫-૦-૦ |
| ૨૯-૩૧ | ડાંગરવ | " | ૧૦-૦-૦ |
| ૩૨ | મોકાસણ | તા કડી | ૫-૦-૦ |
| ૩૩ | લુણાસણ | " | ૫-૦-૦ |
| ૩૪ | સરસાવ | " | ૫-૦-૦ |
| ૩૫ | રાંચરડા | તા કલોલ | ૨૫-૦-૦ |
| ૩૬ | સોનીપુર | " | ૨૫-૦-૦ |
| ૩૭ | ધેંસડ | " | ૫-૦-૦ |
| ૩૮ | ખોરજડાભી | " | ૫-૦-૦ |
| ૩૯ | ધમાસણા | " | ૫-૦-૦ |
| ૪૦ | પીંડારડા | " | ૭-૦-૦ |
| ૪૧ | વડાવસ્વામી | " | ૧૫-૦-૦ |
| ૪૨ | સેરીસા | " | ૯-૦-૦ |
| ૪૩ | હાજીપુર | " | ૮-૦-૦ |
| ૪૪ | ઉનાઉ | " | ૧૦-૦-૦ |
| ૪૫ | કુડાસણ | " | ૫-૦-૦ |
| ૪૬ | ડીંગુચા | " | ૧૦-૦-૦ |
| ૪૭ | નારદીપુર | " | ૨૮-૦-૦ |
| ૪૮ | માલવા | " | ૧૦-૦-૦ |
| ૪૯ | રૂપાલ | " | ૨૫-૦-૦ |
| ૫૦ | લાંબોદરા | " | ૫-૦-૦ |
| ૫૧ | સોજા | " | ૧૦-૦-૦ |
| ૫૨ | ગેરીતા | તા વિજાપુર | ૩૦-૦-૦ |
| ૫૩ | લોદ્રા | " | ૧૦૦-૦-૦ |
| ૫૪ | પારસા | " | ૨૦-૦-૦ |
| ૫૫ | વેડા | " | ૨૦-૦-૦ |
| ૫૬ | અમોડ | " | ૫-૦-૦ |
| ૫૭ | ઇમરામપુરા | " | ૧૨-૦-૦ |
| ૫૮ | દેલવાડા | તા વિજાપુર | ૫-૦-૦ |
| ૫૯ | ધનપુરા | " | ૧૦-૦-૦ |
| ૬૦ | ફુદુ | " | ૫-૦-૦ |
| ૬૧ | કુકડા નવા | " | ૫-૦-૦ |
| ૬૨ | ખીલીયા | " | ૨૫-૦-૦ |
| ૬૩ | રીદરોલ | " | ૨૦-૦-૦ |
| ૬૪ | સરદારપુર | " | ૨૫-૦-૦ |
| ૬૫ | હરણાહોડા | " | ૭-૦-૦ |
| ૬૬ | વડાસણ | " | ૫-૦-૦ |
| ૬૭ | સોખડા | " | ૫-૦-૦ |
| ૬૮ | દેવડા | " | ૧૫-૦-૦ |
| ૬૯ | સુંદરપુર | " | ૧૦-૦-૦ |
| ૭૦ | ડોલવડા | " | ૫-૦-૦ |
| ૭૧ | જન્ત્રાલ | " | ૫-૦-૦ |
| ૭૨ | જેપુર | " | ૧૫-૦-૦ |
| ૭૩ | ટીંટોદણ | " | ૧૫-૦-૦ |
| ૭૪ | પ્રતાપનગર | " | ૩૧-૦-૦ |
| ૭૫ | માલોસણ | " | ૫-૦-૦ |
| ૭૬ | રણાસણ | " | ૪૫-૦-૦ |
| ૭૭ | વિજાપુર મહિલા | " | ૨૫-૦-૦ |
| ૭૮ | સમૌ | " | ૧૦-૦-૦ |
| ૭૯ | રામપુર | તા વિસનગર | ૭૦-૦-૦ |
| ૮૦ | કડા | " | ૨૦-૦-૦ |
| ૮૧ | કમાણા | " | ૧૦-૦-૦ |
| ૮૨ | કંસારા કુંભ | " | ૧૦-૦-૦ |
| ૮૩ | કાંસા | " | ૨૪-૦-૦ |
| ૮૪ | ગુંજા | " | ૫-૦-૦ |
| ૮૫ | તરભ | " | ૭-૦-૦ |
| ૮૬ | દાડા | " | ૧૦-૦-૦ |
| ૮૭ | વિસનગર મહાન | " | ૨૫-૦-૦ |
| ૮૮ | હદીઆળ | " | ૬-૦-૦ |
| ૮૯ | મગરોડા | " | ૫-૦-૦ |
| ૯૦ | લાછડી | " | ૯-૦-૦ |

| અનુ નંબર | ગામનું નામ | | લોકમદદની રકમ | અનુ નંબર | ગામનું નામ | | લોકમદદની રકમ |
|---|---|---|---|---|---|---|---|
| ૯૧ | ખરસદા | તા વિસનગર | ૨૫-૦-૦ | ૧૨૪ | હીરવાણી મોટી | તા ખેરાળુ | ૨૦ ૦-૦ |
| ૯૨ | પુદગામ | " | ૧૫-૦-૦ | ૧૨૫ | ઓરીસણા | " | ૬ ૮ ૦ |
| ૯૩ | ચલોવા | તા. મહેસાણા | ૧૦-૦-૦ | ૧૨૬ | બાબીપુર | " | ૨૫-૦ ૦ |
| ૯૪ | પરિઓટ | " | ૫૦-૦-૦ | ૧૨૭ | ઉંઢાઇ | " | ૫ ૦-૦ |
| ૯૫ | ખેરવા | " | ૩૦-૦-૦ | ૧૨૮ | વડનગર બાલ | " | ૧૫ ૦-૦ |
| ૯૬ | છઠીયારડા | " | ૧૦-૦-૦ | ૧૨૯ | વડનગર મહિલા | " | ૪૦ ૦-૦ |
| ૯૭ | અબાસણ | " | ૫-૦-૦ | ૧૩૦ | ચાણસોલ | " | ૨૦ ૦ ૦ |
| ૯૮ | ધાધુસણ | " | ૫-૦-૦ | ૧૩૧ | ચોટીઆ | " | ૧૦૦ ૦-૦ |
| ૯૯ | ખદલપુર | " | ૫-૦-૦ | ૧૩૨ | મક્રોપુર | " | ૩૧-૦ ૦ |
| ૧૦૦ | ભેસાણા | " | ૧૦ ૦-૦ | ૧૩૩ | હસનપુર | " | ૧૨-૦ ૦ |
| ૧૦૧ | લીંચ | " | ૨૫-૦-૦ | ૧૩૪ | ઉણાદ | " | ૫-૦-૦ |
| ૧૦૨ | દેવરાસણ | " | ૫-૦-૦ | ૧૩૫ | કરબટીયા | " | ૧૫-૦-૦ |
| ૧૦૩ | બલોલ | " | ૨૦-૦ ૦ | ૧૩૬ | જાસ્કા | " | ૩૦-૦-૦ |
| ૧૦૪ | બોરીઆવી | " | ૫-૦ ૦ | ૧૩૭ | મલેકપુર | " | ૫-૦-૦ |
| ૧૦૫ | બાસરીઆ | " | ૫-૦-૦ | ૧૩૮ | બાંસવાડ | " | ૩૦-૦-૦ |
| ૧૦૬ | મીઠા | " | ૨૫-૦-૦ | ૧૩૯ | મન્ડાલી | " | ૧૫-૦ ૦ |
| ૧૦૭ | સામેત્રા | " | ૨૦-૦-૦ | ૧૪૦ | રામપુર | " | ૫ ૦-૦ |
| ૧૦૮ | સાગણપુર | " | ૫-૦ ૦ | ૧૪૧ | કુંધારામપુરા | તા પાટણ | ૫-૮-૦ |
| ૧૦૯ | મેળોજ | તા. સિદ્ધપુર | ૪૦ ૦-૦ | ૧૪૨ | રણુંજ | " | ૧૦૦-૦-૦ |
| ૧૧૦ | કરલી | " | ૯૧-૦-૦ | ૧૪૩ | ચારૂપ | " | ૧૨-૦-૦ |
| ૧૧૧ | મેથાણ | " | ૯ ૮-૦ | ૧૪૪ | બીલાણ | " | ૫૦-૦-૦ |
| ૧૧૨ | મકતુપુર | " | ૫-૦-૦ | ૧૪૫ | કન્થરાવી | " | ૫-૦-૦ |
| ૧૧૩ | દાસજ | " | ૭-૦-૦ | ૧૪૬ | કુણઘેર | " | ૩૦-૦ ૦ |
| ૧૧૪ | ખળુવાડા | " | ૨૫-૦-૦ | ૧૪૭ | જન્ગરાલ | " | ૧૦-૦-૦ |
| ૧૧૫ | કુવારા | " | ૧૦-૦-૦ | ૧૪૮ | મણુંદ | " | ૨૫-૦-૦ |
| ૧૧૬ | ખટાસણા | " | ૫-૦-૦ | ૧૪૯ | મેમર | " | ૭-૦-૦ |
| ૧૧૭ | રખુડોડપુરા | " | ૨૦ ૦-૦ | ૧૫૦ | સાંપરા | " | ૧૦-૦ ૦ |
| ૧૧૮ | દેથળી | " | ૫-૦-૦ | ૧૫૧ | કેસણી | તા ચાણસ્મા | ૨૫-૦-૦ |
| ૧૧૯ | ડુંડાવ | " | ૧૦-૦ ૦ | ૧૫૨ | છમીછા | " | ૧૫-૦-૦ |
| ૧૨૦ | સિદ્ધપુર મહિલા | " | ૨૫ ૦ ૦ | ૧૫૩ | બગીયફ | " | ૧૫-૦-૦ |
| ૧૨૧ | ઉંઝા મહિલા | " | ૫૦ ૦ ૦ | ૧૫૪ | સેતાની | " | ૨૦-૦-૦ |
| ૧૨૨ | રાજપુર | તા ખેરાળુ | ૧૦-૦-૦ | ૧૫૫ | વડાવલી | " | ૧૦-૦-૦ |
| ૧૨૩ | મુબારકપુર | " | ૨૦ ૦ ૦ | ૧૫૬ | ખોરસમ | " | ૧૫-૦-૦ |

| અનુ નંબર | ગામનું નામ | | લોકમદદની રકમ |
|---|---|---|---|
| ૧૫૭ | જસલપુર | તા ચાણસ્મા | ૧૦—૦—૦ |
| ૧૫૮ | દેઢીવાડા | " | ૫—૦—૦ |
| ૧૫૯ | પીપળ | " | ૬—૦—૦ |
| ૧૬૦ | મણીયારી | " | ૭૦—૦—૦ |
| ૧૬૧ | મીઠી ધારીયેલ | " | ૫—૦—૦ |
| ૧૬૨ | મેરવાડા | " | ૧૦—૦—૦ |
| ૧૬૩ | મોટપ | " | ૫—૦—૦ |
| ૧૬૪ | વેણુપુરા | " | ૩૫—૦—૦ |
| ૧૬૫ | કનોડા | " | ૫—૦—૦ |
| ૧૬૬ | ગોરદ | " | ૧૦—૦—૦ |
| ૧૬૭ | મોઢેરા | " | ૬૫—૦—૦ |
| ૧૬૮ | લણવા | " | ૫—૦—૦ |
| ૧૬૯ | વસાઈ | " | ૧૦—૦—૦ |
| ૧૭૦ | રણાસણ | " | ૨૦—૦—૦ |
| ૧૭૧ | કાણોદરડા | " | ૫—૦—૦ |
| ૧૭૨ | વીરતા | " | ૫—૦—૦ |
| ૧૭૩ | અંબુ | " | ૨૦—૦—૦ |
| ૧૭૪ | પલાસર | " | ૧૦—૦—૦ |
| ૧૭૫ | કુનાવાડા | તા હારીજ | ૬—૮—૦ |
| ૧૭૬ | અડીયા | " | ૫—૦—૦ |
| ૧૭૭ | પીપલાણા | " | ૫—૦—૦ |
| ૧૭૮ | ધનીઓલ | તા દહેગામ | ૨૫—૦—૦ |
| ૧૭૯ | ગબોદરા | તા કડી | ૧૫—૦—૦ |
| ૧૮૦ | બોરીસણા | " | ૩૦—૦—૦ |
| ૧૮૧ | માથાસુળ | " | ૨૩—૦—૦ |
| ૧૮૨ | વામજ | " | ૨૦—૦—૦ |
| ૧૮૩ | પાનસર | તા કલોલ | ૭૫—૦—૦ |
| ૧૮૪ | રકનપુર | " | ૧૫—૦—૦ |
| ૧૮૫ | દેથીસણા | તા વિજાપુર | ૪૦—૦—૦ |
| ૧૮૬ | ચડાસણા | " | ૭—૮—૦ |
| ૧૮૭ | ડાભલા | તા વિજાપુર | ૨૦—૦—૦ |
| ૧૮૮ | પાલડી વ્યાસ | " | ૩૦—૦—૦ |
| ૧૮૯ | ઉદલપુર | તા વિસનગર | ૩૦—૦—૦ |
| ૧૯૦ | બોકરવાડા | તા વીસનગર | ૩૮—૦—૦ |
| ૧૯૧ | રાજગઢ | " | ૧૦—૦—૦ |
| ૧૯૨ | વડુ | " | ૧૮—૦—૦ |
| ૧૯૩ | આપાપુરા | તા. મહેસાણા | ૨૦—૦—૦ |
| ૧૯૪ | પઢારીયા | " | ૨૫—૦—૦ |
| ૧૯૫ | બામોસણા | " | ૨૦—૦—૦ |
| ૧૯૬ | મુલસણ | " | ૨૦—૦—૦ |
| ૧૯૭ | વડસ્મા | " | ૨૦—૦—૦ |
| ૧૯૮ | ઉપેરા | તા સિદ્ધપુર | ૫૦—૦—૦ |
| ૧૯૯ | ગાંગલાસણ | " | ૧૦—૦—૦ |
| ૨૦૦ | રસુલપુર | " | ૫૫—૦—૦ |
| ૨૦૧ | સીકી | " | ૨૦—૦—૦ |
| ૨૦૨ | સુજાણપુર | " | ૧૫—૦—૦ |
| ૨૦૩ | કહીપુર | તા ખેરાળુ | ૨૫—૦—૦ |
| ૨૦૪ | મછાવા | " | ૨૫—૦—૦ |
| ૨૦૫ | કીણુવા | તા. પાટણ | ૧૦—૦—૦ |
| ૨૦૬ | મહેમદપુરા | " | ૧૫—૦—૦ |
| ૨૦૭ | વીસલવાસણા | " | ૧૦—૮—૦ |
| ૨૦૮ | ગગેટ | તા. ચાણસ્મા | ૩૫—૦—૦ |
| ૨૦૯ | ચડાસણા | " | ૧૫—૦—૦ |
| ૨૧૦ | જેતપુર | " | ૧૫—૦—૦ |
| ૨૧૧ | દાંતકોડી | " | ૧૫—૦—૦ |
| ૨૧૨ | ધાણોધરડા | " | ૩૦—૦—૦ |
| ૨૧૩ | કુડાલ | તા કડી | ૫—૦—૦ |
| | મહેસાણા પ્રાંત | કુલ | ૩૬૬૫—૮—૦ |

## નવસારી પ્રાંત

| | | | |
|---|---|---|---|
| ૧ | ડાભેલ | તા નવસારી | ૨૦—૦—૦ |
| ૨ | કાળાકાછા | " | ૨૫—૦—૦ |
| ૩ | નડોદ | " | ૧૦—૦—૦ |
| ૪ | મિનાર | " | ૫—૦—૦ |
| ૫ | માણેકપુર | " | ૫—૦—૦ |
| ૬ | મીરજાપુર | " | ૧૦—૦—૦ |
| ૭ | સાગરા | " | ૫—૦—૦ |

| અનું નંબર | ગામનું નામ | | લોકમદદની રકમ |
|---|---|---|---|
| ૮ | કોલાસણા | તા નવસારી | ૨૦–૦–૦ |
| ૯ | દાંતી | " | ૫–૦–૦ |
| ૧૦ | ધામણ | " | ૩૪–૦–૦ |
| ૧૧ | પરથાણ | " | ૫–૦–૦ |
| ૧૨ | પરુજણ | " | ૧૦–૦–૦ |
| ૧૩ | પોપડા | " | ૫–૦–૦ |
| ૧૪ | પાંસરા | " | ૫ ૦–૦ |
| ૧૫ | વેસ્મા | " | ૨૦–૦–૦ |
| ૧૬ | સીમલગામ | " | ૫–૦ ૦ |
| ૧૭ | માંગરોલ | " | ૫–૦–૦ |
| ૧૮ | કડોલી | " | ૫–૦–૦ |
| ૧૯ | નવસારી બાલ | " | ૨૫–૦–૦ |
| ૨૦ | વીરાવળ | " | ૫ ૦ ૦ |
| ૨૧ | વેસ્મા મહિલા | " | ૧૫–૦–૦ |
| ૨૨ | વલોટી | તા જલાલપોર | ૬–૦ ૦ |
| ૨૩ | મગોર | " | ૧૫–૦–૦ |
| ૨૪ | ભાટ | " | ૨૭ ૦– |
| ૨૫ | અરતાન | તા પલસાણા | ૫–૦–૦ |
| ૨૬ | ઇટાળવા | " | ૧૦–૦–૦ |
| ૨૭ | કરણ | " | ૫–૦ ૦ |
| ૨૮ | ખરવાસા | " | ૧૫–૦–૦ |
| ૨૯ | મગાધરા | " | ૫–૦ ૦ |
| ૩૦ | ચલથાણ | " | ૫–૦–૦ |
| ૩૧ | તાંતીથૈયા | " | ૧૦–૦ ૦ |
| ૩૨ | વડદલા | તા પલસાણા | ૫–૦ ૦ |
| ૩૩ | સોયાણી | " | ૫ ૦–૦ |
| ૩૪ | એરથાણ | " | ૫–૦–૦ |
| ૩૫ | કડોદરા | " | ૧૦ ૦ ૦ |
| ૩૬ | માંગપોર | " | ૫–૦–૦ |
| ૩૭ | જોળવા | " | ૧૦–૦–૦ |
| ૩૮ | દસ્તાન | " | ૧૫–૦–૦ |
| ૩૯ | નિયોળ | " | ૫–૦–૦ |
| ૪૦ | અણુમરા | " | ૫–૦–૦ |
| ૪૧ | લીંગડ | તા પલસાણા | ૫ ૦–૦ |
| ૪૨ | સાંકી | " | ૫–૦–૦ |
| ૪૩ | અબ્રામા | તા કામરેજ | ૫–૦ ૦ |
| ૪૪ | આસ્તા | " | ૪૫–૦–૦ |
| ૪૫ | ઉંભેલ | " | ૫–૦–૦ |
| ૪૬ | ઓરણા | " | ૩૦–૦ ૦ |
| ૪૭ | દીગસ | " | ૨૦–૦–૦ |
| ૪૮ | દેલાદ | " | ૫–૦–૦ |
| ૪૯ | નનસાડ | " | ૨૦–૦ ૦ |
| ૫૦ | પરબ | " | ૨૫–૦–૦ |
| ૫૧ | મોરથાણ | " | ૧૦–૦–૦ |
| ૫૨ | વલણ | " | ૧૦–૦–૦ |
| ૫૩ | વાવ | " | ૨૪–૦ ૦ |
| ૫૪ | વિહાણ | " | ૨૫–૦–૦ |
| ૫૫ | હળધરુ | " | ૫–૦ ૦ |
| ૫૬ | ઓરણા મહિલા | " | ૮–૦–૦ |
| ૫૭ | ખોલવડ | " | ૨૫–૦–૦ |
| ૫૮ | ચીખલી | " | ૫–૦–૦ |
| ૫૯ | પાસી | " | ૮ ૦–૦ |
| ૬૦ | માકણા | " | ૫ ૦–૦ |
| ૬૧ | કુમરા | " | ૧૦–૦ ૦ |
| ૬૨ | પારડી | " | ૫–૦–૦ |
| ૬૩ | કરચેલીયા | તા મહુવા | ૫–૦–૦ |
| ૬૪ | કાન્ધી | " | ૫–૦–૦ |
| ૬૫ | ઝેરવાવરા | " | ૧૦–૦–૦ |
| ૬૬ | બુટવાડા | " | ૫–૦–૦ |
| ૬૭ | કાંસ | " | ૫–૦–૦ |
| ૬૮ | કુમરી | " | ૫–૦–૦ |
| ૬૯ | મહુવરીયા | " | ૧૦–૦–૦ |
| ૭૦ | લીંબાડા | તા માંગરોળ | ૫–૦–૦ |
| ૭૧ | વેળાછા | " | ૨૫–૦–૦ |
| ૭૨ | વહિળ | " | ૨૫–૦–૦ |
| ૭૩ | કન્ટવા | " | ૮–૦–૦ |

| અનુ નંબર | ગામનું નામ | | લોકમદદની રકમ |
|---|---|---|---|
| ૭૪ | ગોમાળી | માંગરોળ | ૯-૦-૦ |
| ૭૫ | સીમોદ્રા | " | ૧૨-૦-૦ |
| ૭૬ | નાની નરોળી | " | ૨૫-૦-૦ |
| ૭૭ | પીપોદરા | " | ૨૦-૦-૦ |
| ૭૮ | વ્યારા મહિલા બાલ | તા વ્યારા | ૩૦-૦-૦ |
| ૭૯ | ટલકવા | " | ૫-૦-૦ |
| ૮૦ | રૂપવાડા | " | ૫-૦-૦ |
| ૮૧ | કપુરા | " | ૬-૦-૦ |
| ૮૨ | કોંજણ | " | ૫-૦-૦ |
| ૮૩ | ચીખલવાવ | " | ૧૫-૦-૦ |
| ૮૪ | બહેડારાયપુરા | " | ૫-૦-૦ |
| ૮૫ | ખાનપુર | " | ૧૦-૦-૦ |
| ૮૬ | લીબોદરા | તા માંગરોળ | ૧૦-૦-૦ |
| ૮૭ | લાડવી | તા કામરેજ | ૧૫-૦-૦ |
| ૮૮ | પાથરી | તા. ગણદેવી | ૭૪-૦-૦ |
| | નવસારી પ્રાંત | કુલ | ૧૦૬-૦-૦ |

## અમરેલી પ્રાંત

| અનુ નંબર | ગામનું નામ | | લોકમદદની રકમ |
|---|---|---|---|
| ૧ | કેરાળા | તા અમરેલી | ૮-૦-૦ |
| ૨ | ખીજડીનાખારી | " | ૫-૦-૦ |
| ૩ | ચક્કરગઢ | " | ૫-૦-૦ |
| ૪ | તરકતલાવ | " | ૫-૦-૦ |
| ૫ | મોટા આંચીવાળા | " | ૫-૦-૦ |
| ૬ | તરવડા | " | ૫-૦-૦ |
| ૭ | અમરેલી બાલ | " | ૨૫-૦-૦ |
| ૮ | કેરીયાચાડ | " | ૯-૦-૦ |
| ૯ | ચાડીયા | " | ૧૦-૦-૦ |
| ૧૦ | ટેંબરવા | " | ૫-૦-૦ |
| ૧૧ | બાબાપુર | તા અમરેલી | ૫-૦-૦ |
| ૧૨ | મોટા માંડવડા | " | ૧૪-૦-૦ |
| ૧૩ | લાલાવદર | " | ૧૦-૦-૦ |
| ૧૪ | વાંકીયા | " | ૧૧-૦-૦ |
| ૧૫ | વીઠલપુર | " | ૧૫-૦-૦ |
| ૧૬ | સાજીયાવદર | " | ૫-૦-૦ |
| ૧૭ | અમરપુર વરૂડી | " | ૫-૦-૦ |
| ૧૮ | સરંભડા | " | ૮-૦-૦ |
| ૧૯ | નાના રાજકોટ | તા. દામનગર | ૫-૦-૦ |
| ૨૦ | છભાડીયા | " | ૫-૦-૦ |
| ૨૧ | દહીથરા | " | ૧૩-૦-૦ |
| ૨૨ | ચલાલાબાલ | તા ધારી | ૩૫-૦-૦ |
| ૨૩ | દીતલા | " | ૫-૦-૦ |
| ૨૪ | આલીદર | તા. કોડીનાર | ૧૦-૦-૦ |
| ૨૫ | અરણેજ | " | ૫-૦-૦ |
| ૨૬ | કાજ | " | ૫-૦-૦ |
| ૨૭ | વેલણ | " | ૧૦-૦-૦ |
| ૨૮ | મિઠાપુર | " | ૫-૦-૦ |
| ૨૯ | શાહપુર | તા રતનપુર | ૫-૦-૦ |
| ૩૦ | મોણપુર | " | ૬-૦-૦ |
| ૩૧ | શિયાનગર | " | ૫-૦-૦ |
| ૩૨ | દ્વારકા બાલ | તા ઓખામંડળ | ૨૫-૦-૦ |
| ૩૩ | દ્વારકા મહિલા | " | ૨૫-૦-૦ |
| ૩૪ | બેટ મહિલા | " | ૫-૦-૦ |
| ૩૫ | કુંપણી | " | ૮-૮-૦ |
| ૩૬ | ભડેર | તા ધારી | ૨૫-૦-૦ |
| ૩૭ | ચાંદગઢ | તા. અમરેલી | ૧૦-૦-૦ |
| | કુલ એકંદર અમરેલી પ્રાંત | | ૩૬૭-૮-૦ |

# અનુક્રમણિકા

[ કવરપેજ બીજાનું અનુસંધાન ]



આ માસિક આર્ય સુધારક પ્રિ. પ્રેસ વડોદરામાં શ્રી વાઘજીભાઈ નારણભાઈ અમીન (બી. કોમ) એમણે પુસ્તકાલય સ. સ. મંડળ લિ.ને માટે છાપી પ્રસિદ્ધ કર્યું. તા. ૧૫-૪-૪૯

## “…અને વાંચવાનો શોખ નથી !”

આવુ કહેનારા પણ ઘણા ભાઈઓ અને બહેનો ગુજરાતના ગામડાએમા નજર પડે છે. તેવા ભાઈઓ અને બહેનોને નીચેનુ કોઈ પણ પુસ્તક વાચવા આપી, બે પ્રકરણ પછી તેને પડતુ મૂકી દેવા વિષે અમારો પડકાર છે ‘શોખ નથી’ ની વાત ભૂલી જ જવી પડશે વાચવાનો શોખ નહિ, લગની આપોઆપ ઉત્પન્ન થશે, એવો અમારો દાવો છે

### શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહ કૃત

| | | | |
|---|---|---|---|
| જ્યોત અને જ્વાળા | રૂ. ૭॥ | રાજહત્યા | રૂ. ૪ |
| ભસ્મરેખા | રૂ. ૩॥ | નીલકંઠનુ બાણ | રૂ. ૩॥ |
| તપોવન | રૂ. ૩॥ | પ્રણય અને પરિણય | રૂ. ૪॥ |
| કર્મયોગી રાજેશ્વર | રૂ. ૪॥ | એકલવીર | રૂ. ૩॥ |
| હૈયાની વાટ | રૂ. ૪॥ | વિષચક્ર | રૂ. ૪॥ |

### શ્રી. ચંદ્રનારાયણ શર્મા કૃત

| | | | |
|---|---|---|---|
| પરાધીન | રૂ. ૩॥ | જંજાળ | રૂ. ૪॥ |

### અવાંચન રોગનુ સર્વોત્તમ ઔસડ

ઇન્દ્રજાળ રૂ. ૩ શકારિ રૂ. ૨॥ સેતુબંધ રૂ. ૨॥

### અસાધ્ય ગણાતા રોગીઓ માટે

બકોર પટેલના ૨૪ ભાગ રૂ ૧૩ પાકાં પૂઠાં રૂ. ૧૫)

---

**એકજ પ્રમાણપત્ર**

ગુજરાતની એક સાક્ષરપત્ની જણાવે છે મારી દીકરી ‘રમા’ ને વાચવાનો બિલકુલ શોખ ન હતો હુ ઘણુ કહુ પણ કઇ વાચે જ નહિ પછી બકોર પટેલ હાથમાં મૂકતાંજ તેને વાંચવાનો શોખ આબાદ લાગ્યો !

---

## ગાંડીવ સાહિત્ય મંદિર

અનંતવાડીને નાકે
ભૂલેશ્વર, મુંબઈ નં. ૨

હવાડિયા ચકલો
સુરત



અંક -૯ એપ્રિલ [ પુસ્તક ૨૨

## અનુક્રમણિકા.




વાર્ષિક લવાજમ

દેશમાં રૂા ૩-૮-૦ પરદેશ રૂા ૫-૦-૦ છુટક નકલ રૂા ૦-૬-

વ્યવસ્થાપક
વાઘજીભાઈ નારણભાઈ અમીન (બી. કૉમ)
મંત્રી પુ. સ. સ. મંડળ લિ વડોદરા.




પુસ્તક ૨૨ મું    એપ્રિલ-૧૯૪૯    અંક ૯

# આભારદર્શન

—તંત્રીસ્થાનેથી

"પુસ્તકાલય" ના આ અંક સાથે, પુસ્તકાલય સ સ. મંડળ લિ. ના ૨૫ વર્ષની રજતજયંતિ સમારંભ અંગેનો ખાસ અંક ગ્રાહક-વાચકો સમક્ષ સાદર કરવામા આવ્યો છે.

આ અંક તૈયાર કરવામા મંડળ પ્રત્યે સહાનુભૂતિ ધરાવનારાઓ, મંડળના સેવાકાર્યનો પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે લાભ પામનારાઓ, અને પ્રશંસકો તેમજ ગુર્જર સાહિત્યના અગ્રણી લેખકોએ તેઓના લેખો ઇ૦ મોકલી આપી એ અંકને સમૃદ્ધ કરવામા જે સહકાર આપ્યો છે, તેમના અમે ઋણાનુગ્રહી છીએ તેમાં પણ આપણા સાહિત્યના સિદ્ધહસ્ત લેખકો સાક્ષરશ્રી રમણલાલ વ. દેસાઈ, શ્રી. ધૂમકેતુ, શ્રી. પ્રો મંજુલાલ મજમુદાર વગેરેએ જે પ્રેરણાપ્રદ લેખો આપ્યા છે તે માટે અમે અહીં તેનુ ગુણદર્શન ન કરાવીએ તો કૃતઘ્ની ગણાઇએ

આ ઉપરાંત એ રજતજયંતિ ખાસ અંકનુ મુખપૃષ્ઠ તૈયાર કરી આપવામા ગુજરાતના જાણીતા સિદ્ધહસ્ત કલાકાર શ્રી હિરાલાલ ખત્રીનો આભાર ન ભુલાય તેવો છે તેઓશ્રીને એ બાબત જણાવતા જ *વિના વિલંબે કલાત્મક મુખપૃષ્ઠનું ચિત્ર તૈયાર કરી આપી એ અંકને સુશોભનયુક્ત બનાવવામાં તેમનો સહકાર પ્રશંસનીય છે, ત્યારે બ્લોકો બનાવવામા અમને એવો જ સહકાર પ્રભાત પ્રોસેસ સ્ટુડીઓના સંચાલક શ્રી ગોવિંદભાઇનો પ્રાપ્ત થયો છે જુદા જુદા ફોટોગ્રાફો જેમ જેમ તૈયાર થતા ગયા તેમ તેમ તરત જ બીજે જ દિવસે તેના ઝડપી બ્લોકો તૈયાર કરી આપવામા તેમણે દાખવેલી ઝડપી કુશળતા અમારી પ્રશંસામાગી

*કલાકારો માટે કહેવાય છે કે, તેઓ ખૂબ આળસુ હોય છે

બને છે સ્થાનિક "સયાજીવિજય"ના યુવાન ઉત્સાહી સંચાલક શ્રી મહેશભાઈ ડૉકટરે સ્વ શ્રી સયાજીરાવ તેમજ શ્રીમંત પ્રતાપસિંહ મહારાજાના તથા ને ના દિવાન મા ના બ્લૉકો અમને વાપરવા આપવા બદલ તેમનુ બંધુકૃત્ય અત્ર સહર્ષ સ્વીકારી છીએ

આ સર્વના સહકાર ઉપરાંત, મંડળના કાર્યાલય તરફથી દિવસોની સતત મહેનતના પરિણામરૂપ પાછલા વર્ષોના ચોપડાઓમાથી તારણો કાઢી જે કોષ્ટકો રજૂ કરાવા છે તે મંડળની ભાવિ પેઢી માટે કેટલા આશીર્વાદરૂપ નીવડશે તે તો તે વખતના કાર્યકર્તાઓના ખ્યાલમા આવશે કે, એ કેટલુ મહેનત, અને સતત કામગીરીનું કામ હતુ.

આ સિવાય અંકના વિશેષ સંપાદકોએ પણ લેખો તપાસવામા, તેની ક્રમિક ગોઠવણીમા તેમ જ વખતોવખત સલાહ સૂચના આપવામા જે ખંતપૂર્વકનો સહકાર આપ્યો છે તે તો એ અંકની તૈયાર પ્રત જોનારને સહજે જણાઈ આવશે.

ઉપર્યુક્ત સર્વ સહાયકોનો અહીં અમે ફરીવાર આભાર વ્યક્ત કરીએ છીએ

***

## વડોદરાના વિલીનીકરણ પ્રસંગે નમ્ર નિવેદન

આવતા માસની પહેલી તારીખથી વડોદરા રાજ્ય મુંબઈ ઇલાકા સાથે ભળી જશે અને ત્યારે વડોદરા નાના સરોવરમાથી વિશાળ સાગરસ્વરૂપ બનશે પોતે સાગરમાથી મહાસાગરનુ સ્વરૂપ ધારણ કરશે, પોતે મહાસાગરનુ એક અંગ છે એ ગૌરવ અને ગર્વ અનુભવી શકશે

આ પ્રસંગે, વડોદરાની પુસ્તકાલયપ્રવૃત્તિ એ માત્ર વડોદરાની જ ન રહેતા સમસ્ત મુંબઈ પ્રાંતની પુસ્તકાલયપ્રવૃત્તિ સાથે એકરૂપ બની જશે, ત્યારે વડોદરાના એ દિશાના જ્ઞાન, અનુભવ, કાર્યસંચાલન અને વિકાસ–વિસ્તારને વિશેષ અવકાશ મળશે.

વડોદરામા ફૂલેલી–ફાલેલી એ પ્રવૃત્તિ પોતાના જ અંગભૂત થયેલા નવા પ્રદેશમા પણ વિશેષરૂપે વિસ્તરશે, પોતાના ભૂષણરૂપ અંગોથી એને પણ વિભૂષિત કરશે અને સમસ્ત મુંબઈ પ્રાંતની પુસ્તકાલયપ્રવૃત્તિ વિશેષ વેગપૂર્વક, વ્યવસ્થિતપણે અને ઉત્સાહના અદમ્ય પુરવડે જનતાના અંતરભાગ સુધી પ્રસરી જશે.

એ પ્રસંગે વડોદરામા, પુસ્તકાલયપ્રવૃત્તિને સહાયરૂપ થવા સ્થપાયેલા પુસ્તકાલય સ. સ. મંડળને પોતાનો કાર્યવિસ્તાર વધારવો પડશે, બહુજ્ય પુસ્તકાલયોની સેવા માટે એણે તત્પર થઈ જવુ જોઈશે અને જે સહકાર, વ્યવસ્થા, નીતિપરાયણતા અને ચોકસાઈના ગુણોથી પોતાના કાર્યને વડોદરા અને ઇતર સ્થળે દીપાવ્યુ છે તેમ હવે સમસ્ત મુંબઈ પ્રાંતમા દીપાવવાનો અવસર આવી પહોંચ્યો છે.

આ સ્થળે આ બાબતમાં અમે મુંબઈ સરકારના પુસ્તકાલયપ્રવૃત્તિના જ્યોતિર્ધરોને બે શબ્દો વિનમ્રતાપૂર્વક જણાવીશુ તો તે અસ્થાને નહિ જ લેખાય.

વડોદરાના આ ક્ષેત્રમા કાર્ય કરી રહેલા વ રા. પુ મંડળ અને પુસ્તકાલય સ સ. મંડળની કાર્યવાહીનો તેઓ એકાદ મુલાકાત લઈ પૂર્ણ પરિચય પ્રાપ્ત કરે, એ બન્ને મંડળોના કાર્યક્ષમતાનુ તેઓ નિરીક્ષણ કરે અને એ કાર્યપદ્ધતિનો મુંબઈ પ્રાન્તની પુસ્તકાલયપ્રવૃત્તિ સાથે સુમેળ સાધે એમ કરવાથી ઉછરતી અવસ્થામાની મુંબઈ પ્રાન્તની પુસ્તકાલયપ્રવૃત્તિના કાર્યકર્તાઓને અનેક વસ્તુઓ જાણવા મળશે એ પ્રવૃત્તિની કેન્દ્રીય વ્યવસ્થા, નાણાં-વહીવટ, પ્રવૃત્તિના પ્રસાર માટેના અને શિષ્ટ વાચન પ્રચાર માટેના અનુભવોનો તેઓ સમન્વય સાધે અને આખા પ્રાન્તની પ્રવૃત્તિને કેન્દ્રવર્તી બનાવે; દરેક પુસ્તકાલયના નાણાનુ ભંડોળ પુસ્તકાલય સ. સ મંડળમા જમા રાખે, દરેક પુસ્તકાલયને જોઈના પુસ્તકો પુ. સ સ મંડળ દ્વારા પૂરા પાડવાની વ્યવસ્થા કરાય, પુસ્તકો હાલ જે જિલ્લા લોકલ બોર્ડો મારફત ગ્રામ પુસ્તકાલયોને પહોંચાડવાનુ ધોરણ છે તેને બદલે તેમની પસંદગીના શિષ્ટ પુસ્તકો આ મંડળ દ્વારા પહોંચાડાય, પુસ્તકાલય અંગે જોઈતાં ફોર્મ વગેરે મંડળ મારફતે મેળવવા ગોઠવણ થાય તો આ પ્રવૃત્તિનુ કેન્દ્રીકરણ એ ક્ષેત્રના કાર્યકર્તાઓને ઠીક ઠીક સહાયરૂપ નીવડશે. અને અધિકારીવર્ગને ભારે કામગીરીમાં કેટલેક દરજ્જે રાહત મળી તેમના પરના કામનુ ભારણ પણ ઓછુ થશે

પુ. સ સ મંડળે આ ભાગતમા બજાવેલી સેવાઓ આજે તો દેશ-પરદેશના અગ્રગણ્ય તમામ પુસ્તકાલયોને સુવિદિત છે જ, પરંતુ હજી હમણા વિસ્તાર પામતા મુંબઈ પ્રાંતના કેટલાંક પુસ્તકાલયોને એની ઓછી જાણ હોય તો તેમના ધ્યાન પર લાવી તેની સેવાઓનો તેમને પણ લાભ અપાવાય.

એવું જ વ રા. પુસ્તકાલય મંડળનુ આ મંડળે રાજ્યભરમાં પુસ્તકાલયો સ્થાપવામા, વિસ્તારવામા અને તેને વ્યવસ્થિત કરવામા જે ફાળો નોંધાવ્યો છે તે અજોડ છે દરેક પુસ્તકાલયની તપાસણી આ મંડળ દ્વારા કરવામા આવે છે, ખામીઓ બતાવી તે સુધારાવવા પ્રયત્નો કરે છે અને પુસ્તકાલયોના વ્યવસ્થિત સંચાલન માટે તે અનેક રીતે આશીર્વાદરૂપ છે પુસ્તકાલયો માટે ગ્રંથપાલો તૈયાર કરવાના અનેક તાલીમવર્ગો તેણે અત્યાર સુધીમા ચલાવ્યા છે અને પુસ્તકાલયોના ગ્રંથપાલોનો સારો એવો ફાલ તેના દ્વારા તૈયાર થયો છે.

મુંબઈ પ્રાંતમા પણ તાલીમ પામેલા પુસ્તકાલયોના ગ્રંથપાલોની જરૂર પડવાની જ. એવા ગ્રંથપાલોના વર્ગો ચલાવવા માટે આ મંડળ ઉત્તમ સહાય આપી શકે તેમ છે. એટલે મુંબઈ સરકારે આ મંડળને, વડોદરા રાજ્ય દરવર્ષે જે ગ્રાન્ટ આપતુ તે ગ્રાન્ટ-બદકે કાર્યવિસ્તાર વધવાથી વધુ ગ્રાન્ટ આપવાનુ નક્કી કરી તેનો વધુ ઉપયોગ કરવો ઘટે છે

આજે તો અમે આટલું જણાવી અત્રે વિરમીશું.

# સાહિત્યસૃષ્ટિનું અવલોકન

શ્રી અરવિંદે તેમને અર્પણ કરવામાં આવેલ સરસ્વતીમંચની સમલિંગ રેડ્ડી રાષ્ટ્રીય પારિતોષિકનો સ્વીકાર કર્યો છે ગયા તા ૧૪ મી ડિસેમ્બરે આન્ધ્ર વિશ્વવિદ્યાલયનો દીક્ષાન્ત-સમારંભ ઉજવાયો ત્યારે ત્યાંના ઉપકુલપતિ ડૉ શ્રી સમલિંગ રેડ્ડીએ તેનો અર્પણવિધિ કર્યો હતો તે સમયે શ્રી અરવિંદે હાલના હિંદના પ્રશ્નોની સમીક્ષા કરતો એક સંદેશો પાઠવ્યો હતો



એક અપ્રતિમ ગ્રંથ 'ડીક્શનરી ઑફ ઇકોનોમિકલ એન્ડ ઇન્ડસ્ટ્રીઅલ રિસોર્સિઝ' ( A Dictionary of Economic porduction and industrial Resoursies ) તાજેતરમાં પૂરો થયેલ છે, અને તે સત્વર છપાશે

હિંદ, બર્મા અને સીલોનના કાચા પદાર્થો સંબંધી સંપૂર્ણ હકીકત પ્રાપ્ત કરવાનું કાર્ય વૈજ્ઞાનિક તથા ઔદ્યોગિક સંશોધન મંડળે ૧૯૪૨ માં માથે લીધું અને તે માટે તંત્રીઓના એક બોર્ડની નિમણૂક કરી આ ગ્રંથમાં સંખ્યાબંધ ફોટોગ્રાફો, નકશાઓ, ચર્ટ તથા ગ્રાફ હશે સાત વિભાગો પાડવામાં આવ્યા છે, (૧) ખેતીમાં થાય તેવા તથા ઔષધના છોડવાઓ, (૨) જંગલની વનસ્પતિ, (૩) પ્રાણીજ પેદાશ (૪) ખનીજ (૫) રસાયણો, (૬) ઉદ્યોગો તથા ઔદ્યોગિક સાધનો, (૭) અર્થશાસ્ત્ર તથા આંકડા

પચાસ વર્ષ પહેલાં હિંદનાં સાધનોની તપાસ કરીને મિ વૉટે 'ઇકોનોમિક પ્રોડક્ટ્સ ઑફ ઇન્ડિયા' ( Economic prodncts of India)શીર્ષક પુસ્તક તૈયાર કર્યું હતું અને તે પ્રમાણભૂત ગણાતું હતું. ચાલુ પુસ્તકમાં ઘણા સુધારાવધારા કરવામાં આવ્યા છે



૭૫૦ પાનાનો એક એવા બાર ગ્રંથોમાં તામિલ સર્વસંગ્રહ તૈયાર કરવાને ૨૦૦૦ થી વધારે લેખકો થોડા સમયમાં કામે લાગી જશે આ યોજનાને ઉપસ્થિત કરનાર 'તામિલ એકેડેમી' છે. તે એકેડેમીએ તથા સર્વસંગ્રહની વ્યવસ્થાપક કમિટિએ લેખકો, વિદ્વાનો તથા વર્તમાનપત્રોના પ્રતિનિધિઓની કમિટિ સમક્ષ નમૂનાની પુસ્તિકા સાદર કરી હતી

આ મહાભારત કામ સાત વર્ષમાં પૂરું કરવાની આશા છે. દરવર્ષે, એક ભાગ બહાર પાડવા પ્રયત્ન કરવામાં આવશે વ્યવસ્થાપક કમિટિ ઉપરાંત વૈજ્ઞાનિક વિષયો માટે બે સમન્વય-સમિતિઓ તથા ઓગણીસ બીજી સમિતિઓ આ કાર્યમાં ભાગ લેશે

આ સર્વસંગ્રહનો હેતુ કેળવાયેલ પ્રૌઢ મનુષ્ય આધુનિક બધું ટૂંકમાં સમજી શકે તેવું જ્ઞાન તેને પહોંચાડવાનો છે કુલ પૃષ્ઠસંખ્યાના ચોથા ભાગના ચિત્રો અપાશે

આ યોજનાનો ખર્ચ ૧૨ થી ૧૫ લાખ રૂપિયા થવાનો અડસટો છે, છતાં ગરીબ મનુષ્ય પણ તે ખરીદ કરી શકે તેવી રીતે તેની કિંમત રાખવાનો ઇરાદો છે દરેક ભાગની કિંમત રૂા ૨૫ તથા આખા સેટની કિંમત રૂા. ૨૫૦ રાખવાની છે આ કિંમતથી વેચાણ કરતાં ચાર લાખથી વધારે રૂપિયાનું નુકસાન થશે. આ નુકસાન પ્રાંતિક તથા મધ્યસ્થ સરકાર તરફથી મદદ મેળવીને પૂરું કરશે ।

તામિલ એકેડેમીની શરૂઆત ૧૯૪૬ માં થઇ હતી, તેના પ્રમુખ તરીકે કેળવણી પ્રધાન શ્રી ટી એસ અવિનાશલિંગમ્ છે ૧૯૪૮ ના જાન્યુઆરીમાં તેની પ્રથમ વાર્ષિક બેઠકમાં તામિલ તેલુગુ તથા મલાયલમ્ ભાષાના જુદા જુદા વિષયો માટે દરેક ૫૦૦ રૂપિયાના ૭ પારિતોષિકોની જાહેરાત કરવામાં આવી હતી

O

યુનાઇટેડ સ્ટેટ્સના કોંગ્રેસ પુસ્તકાલયમાં બે વર્ષ સુધી જાહેર પ્રદર્શન કરાયાં પછી ઇ સ ૧૨૨૫ ની સુધારેલી 'મેગ્ના કાર્ટા' ( MAGNA CARTA ) ની એક જ સંપૂર્ણ પ્રત બ્રિટનમાં તાજેતરમાં પાછી મોકલવામાં આવી છે મેગ્ના કાર્ટા એટલે મનુષ્યજાતિના સ્વાતંત્ર્ય-હક્કનું મહાન નિવેદન આ દસ્તાવેજના રક્ષક, બ્રિટિશ સંગ્રહસ્થાનવાળા ડૉ. કોલિન્સ ન્યુયોર્કમાં સ્ટીમરમાં બેસે ત્યાં સુધી યુનાઇટેડ સ્ટેટ્સના છૂપી પોલિસના માણસો તેનું રક્ષણ કરશે, તેનો બે લાખ ડોલરથી વધારે કિંમતનો વીમો ઉતરાવવામાં આવ્યો છે

કોંગ્રેસના પુસ્તકાલયમાં કરવામાં આવેલ વિધિમાં યુનાઇટેડ સ્ટેટ્સના વડા ન્યાયાધીશ ફ્રેન્ડ વિન્સને બ્રિટિશ એલચી સર ઓલિવર ફ્રેન્કસને તેની ઔપચારિક સોંપણી કરી હતી

ફ્રેન્કસે જણાવ્યું હતું કે, રાજા હેન્રી ત્રીજાએ ૧૨૨૫ માં સહી કરેલી આ સ્વાતંત્ર્યના મહાન હક્કનામાની ત્રીજી સુધારાવધારા સાથેની નકલ પહેલી જ વખત જોવાની બ્રિટિશોને તક મળશે લીંકોકના દેવળમાં ૭૦૦ વર્ષ રાખ્યા પછી બ્રિટિશ-સંગ્રહસ્થાનને સોંપાયા પછી તરત જ યુનાઇટેડ સ્ટેટ્સને આપવાનો બ્રિટિશ પાર્લામેન્ટે મત આપ્યો હતો.

O

મિસ મ્યુરીઅલ લીસ્ટરના ગ્રંથ 'ગાંધી-ધ વર્લ્ડ' સીટીઝન'નું ટૂંક સમયમાં જર્મન ભાષામાં ભાષાંતર થવાનું છે મિસ લીસ્ટર અત્યારે પોતાના પુસ્તકની નવી આવૃત્તિમાં ગાંધીજીના અંતિમ દિવસોના વર્ણનના લગભગ ૪,૦૦૦ શબ્દો ઉમેરી રહેલ છે

O

રાજકીય ક્ષેત્રમાં પ્રસિદ્ધિ પામેલા મધ્ય પ્રાંતના શેઠ ગોવિંદદાસ મહાન લેખક છે, તેની ઘણાને ખબર નહિ હોય તેમનું લક્ષ નાટકો લખવા પર કેન્દ્રિત થયેલ છે ઐતિહાસિક, પૌરાણિક તથા સામાજિક વિષયો પર તેમણે નાટકો લખ્યાં છે તેમણે લખેલાં નાટકોની સંખ્યા-એકાંકી નાટિકા સહિત ૮૪ થાય છે આમાંના ઘણાં નાટકો જુદી જુદી યુનિવર્સિટીઓએ પોતાના અભ્યાસક્રમમાં દાખલ કર્યાં છે તથા ઘણાં નાટકો જુદા જુદા સ્થળોએ ભજવાયાં છે તેમના નાટકો માટે તેમને અનેક ઇનામો મળ્યાં છે. પ્રયાગની હિંદુસ્તાન એકેડેમીએ આપેલ રૂ ૧૨૦૦) નું ઇનામ તેમાં ખાસ છે

તેમણે લખેલ ૧૦૦૦ પાનાની સામાજિક નવલકથા અત્યારે છપાઇ રહેલ છે શેઠ ગોવિંદદાસનાં ઘણાં પુસ્તકોના હિંદની જુદી જુદી ભાષાઓમાં ભાષાંતર થયાં છે અત્યારે કેટલાક પુસ્તકોનું અંગ્રેજી ભાષાંતર થઇ રહેલ છે.

આ રીતે સાહિત્યમા ફાળો આપવા ઉપરાત હિંદી પ્રકાશનમાં પણ શેઠ ગોવિંદદાસનો ફાળો ઓછો નથી જબલપુરમા તેમણે ' રાષ્ટ્રીય હિંદી મંદિર ' નામની સસ્થા સ્થાપી છે આ સસ્થા તરફથી ' શ્રી શારદા ' નામનું માસિક તથા ' શારદા પુસ્તકમાળા ' નામે પુસ્તકશ્રેણિ પ્રગટ થતી હતી મહાકોશલના પહેલા દૈનિક ' લોકમત ' ની સ્થાપના પણ તેમણે જ કરી હતી અત્યારે પ્રગટ થતુ દૈનિક ' જયહિંદ ' પણ તેમની દોરવણી હેઠળ પ્રગટ થઈ રહ્યું છે

૦

મહાત્માજીના અવસાનની પહેલી સવત્સરી—૩૦ જાન્યુઆરીએ લંડનમાં પ્રગટ થયેલ ગ્રથ મહાત્માજીના જીવનને અગે અત્યાર અગાઉ પ્રગટ થયેલ બધા ગ્રથોથી શ્રેષ્ઠ હોવાનુ માનવામાં આવે છે આ પુસ્તકના પહેલા ૧૯ પ્રકરણો મહાત્માજીના દક્ષિણ આફ્રિકાના સાથી શ્રી પોલક તથા બાકીના થોડા પ્રકરણો શ્રી અચ એન બ્રેઈલ્સફર્ડે લખ્યાં છે. પુસ્તકનાં બાકીના પ્રકરણો લૉર્ડ પેથિક લોરેન્સે લખ્યા છે.

૦

રોઇટરના જણાવ્યા મુજબ ઇન્ડોનેશિયન પ્રજાસત્તાકના પ્રથમ વડા પ્રધાન ડૉ. સુલતાન શહરીરના જીવનચરિત્રની લાબા સમયથી ઢીલમા પડેલ પ્રસિદ્ધ ચાલુ માસમા થઈ જશે

' આઉટ ઑફ એક્ઝાઇલ ' ( Out of Exile ) નામક આ પુસ્તકના બે ભાગ પૈકી પહેલો ભાગ વડા પ્રધાન જેલમાં ગયેલા ત્યારે અથવા દેશનિકાલ થયેલા હતા તે વખતે લખાયેલ છે બીજો ભાગ તેમના છૂટકારા પછીના બનાવોને અગે છે ડૉ શહરીર હાલ ડચોના હાથ નીચે અટકાયતમાં છે

૦

યુનાઇટેડ સ્ટેટ્સમાં અમેરિકન કેળવણી વિષે ૧૯૩૯—૧૯૪૬ દરમિયાન પ્રગટ થયેલ ૯૦૦ થી વધારે પુસ્તકો તથા સામગ્રીઓનુ એક પ્રદર્શન મુબઇના ટાઉન હૉલમાં તા ૧૨ થી ૧૯ જાન્યુઆરીના દિવસો દરમિયાન ભરવામા આવ્યુ હતું

અમેરિકન કેળવણીના બધા ક્ષેત્રો ઇતિહાસ, તત્ત્વજ્ઞાન તથા ચાલુ પ્રવાહોને આવરી લેતુ આ પ્રદર્શન ગયા મે માસમાં દિલ્હીમા ભરવામાં આવ્યુ હતુ

બીજા દેશોનુ હિત તથા મહત્ત્વને લક્ષમાં રાખીને આ પુસ્તકોની પસદગી કરવામાં આવી છે

૦

બાવેરિયાની હાઇસ્કૂલના એક પ્રોફેસરે, પોતાનું પુસ્તક ' આપઘાત વિષે નિબંધ ' પ્રગટ કર્યા પછી થોડા અઠવાડિયામાં આપઘાત કર્યો છે.

૦

હરિજનો વિષે મહાત્મા ગાંધીજીનાં ભાષણો અને લેખોના હિંદી ભાષામાં સૌથી સારા સગ્રહ માટે રૂા ૫૦૦) ના પારિતોષિકની સયુક્ત પ્રાંતની સરકારે જાહેરાત કરી છે ત્રણ પ્રસિદ્ધ જાહેર કાર્યકરોની સમિતિ આ લેખસગ્રહોનુ અવલોકન કરી સૌથી સારા સંગ્રહને ઇનામ આપવાનુ નક્કી કરશે

૦

* 'નવભારતી' ( ૬ ઓલ્ડ પોસ્ટ ઑફિસ સ્ટ્રીટ, કલકત્તા ) નામે નવી સ્થપાયેલ સંસ્થાનો ઉદ્દેશ સાહિત્ય અને સાહિત્યવિષયક પ્રવાહો દ્વારા 'રાષ્ટ્રની સેવા' કરવાનો છે અજ્ઞાન તથા અશિક્ષિતતાને નાબુદ કરીને આમજનતાને જ્ઞાનનો સંપૂર્ણ લાભ મળે તે માટે તે પ્રયત્ન કરનાર છે આ હેતુ પાર લાવવા માટે સંસ્થાએ, એક અંગ્રેજી તથા બીજું બંગાળી સાપ્તાહિક, બંગાળીમાં સાહિત્યવિષયક માસિક, બંગાળીમાં સ્ત્રીઓનું માસિક તથા બાળકોનું સચિત્ર માસિક ઉપરાંત સમાજવાદ, વિજ્ઞાન, રાષ્ટ્રીય ચરિત્રો અને કુમાર સાહિત્ય વિષે પુસ્તકોની હારમાળા પ્રગટ કરવાનું નક્કી કર્યું છે

o

*વિદર્ભ સાહિત્ય સંઘની આગેવાની નીચે નાગપુર મહાવિદ્યાલયના મરાઠીના પ્રાધ્યાપક ડૉ વી બી કોલ્ટેના પ્રમુખપણા હેઠળ ગોંદિયામાં ગયા નવેમ્બર માસમાં ભરવામાં આવી હતી વિદર્ભ સાહિત્ય સંઘનો રજત મહોત્સવ બિહારના ગવર્નર શ્રી એમ એસ અણેના પ્રમુખપદ હેઠળ ત્યાં જ ઉજવવામાં આવ્યો હતો. તે વખતે તેમણે અમરાવતીના પ્રથમ પંક્તિના સામયિક 'યુગવાણી'ના રજત મહોત્સવ અંકના પ્રકાશનની વિધિ પણ કરી હતી

રૂા ૩૦૦] નું સરસ્વતીબાઈ દેશમુખ પારિતોષિક ડૉ૦ કોલ્ટેને તેમના નિબંધ 'મહાનુભાવ તત્ત્વજ્ઞાન' માટે આપવાનું જાહેર થયું હતું આ નિબંધને નાગપુર વિશ્વવિદ્યાલયે તેમને 'ડૉક્ટર'ની ડિગ્રી આપવા માટે પસંદ કર્યો છે

o

*મુંબઈના 'ભગીરથ નાગરી' એ ઑક્ટોબર અંક 'સરદેસાઈ ખાસ અંક' તરીકે પ્રગટ કર્યો છે મરાઠી ભાષામાં મરાઠાઓનો અનોખો વિશદ ઈતિહાસ લખવાનું માન તેમના ફાળે જાય છે, તાજેતરમાં જ તેમણે અંગ્રેજી ભાષામાં ત્રણ ભાગમાં 'મરાઠાઓનો ઈતિહાસ' તૈયાર કર્યો છે અને મુંબઈના 'ફિનિક્સ પબ્લિકેશન્સે' તે પ્રગટ કર્યો છે. શ્રી સરદેસાઈની ઉમર અત્યારે ૮૪ વર્ષની છે આ ક્ષેત્રમાં તેઓ અર્ધી સદીથી વધારે સમય કરતા મહેનત કરી રહ્યા છે

પૂનાના મહાન સાહિત્યકાર સ્વ શ્રી એન સી કેલ્કરની પહેલી સંવત્સરી કેલ્કર સ્મારક સમિતિના આશ્રય હેઠળ ભરાયેલ સભામાં ગઈ તા ૧ નવેમ્બરે ઉજવવામાં આવી હતી સ્વ શ્રી. કેલ્કરના અત્યાર સુધી અપ્રગટ એક હજારથી વધારે સંસ્મરણોવાળું એક મોટું પુસ્તક તે પ્રસંગે પૂનાની 'કેસરી' ઑફિસ તરફથી પ્રગટ કરવામાં આવ્યું હતું શ્રી એસ વી બાપટે આ ગ્રંથનું સંપાદન કર્યું છે

o

* પંડિતા ક્ષમારાવે સંસ્કૃતમાં રચેલ 'ઉત્તર સત્યાગ્રહ' હિંદ કિતાબ્સે પ્રગટ કરેલ છે, રાષ્ટ્રપિતાની સ્મૃતિને આ એક શ્રેષ્ઠ અંજલિ છે

o

* પ્રસિદ્ધ તામિલ લેખક શ્રી. 'વાગ' ને ૬૦ વર્ષો પૂરા થતાં હોવાથી તેમને અભિનંદન આપવાનો એક મેળાવડો રાજાજીના નિવાસસ્થાને મદ્રાસમાં કરવામાં આવ્યો હતો. આ પ્રસંગે તેમને રૂા ૧૮૩૮૯] ની એક થેલી અર્પણ કરવામાં આવી હતી.

શ્રી વારાની ઉમર વૃદ્ધ હોવા છતા તામિલ સાહિત્યમાં ફાળો આપવાનો તેમનો ઉત્સાહ અજબ છે. તે અંગ્રેજી-તામિલ શબ્દકોશની યોજના વિચારી રહ્યા છે અને તે માટે વિદ્વાનોનો સહકાર મેળવવા યત્ન કરે છે

o

ઉર્દૂ ભાષામાં બીજી ભાષાનાં પુસ્તકોનું ભાષાંતર કરવા તથા ઉર્દૂ સાહિત્યના લેખકોના લેખો ઉર્દૂ સામયિકોમા પ્રગટ કરાવવા માટે મુંબઈમા 'પીપલ્સ સર્વિસ સીન્ડીકેટ' ની સ્થાપના કરવામા આવી છે

o

વૉશિંગ્ટનના કોંગ્રેસ પુસ્તકાલય માટે 'યુનાઇટેડ સ્ટેટ્સ ત્રિમાસિક પુસ્તક યાદી' નો ડિસેમ્બરનો અંક તૈયાર કરવા માટે બસોથી વધારે નોંધ લખનારા તથા કળા, વિજ્ઞાન, વિદ્વત્તાના તજ્જ્ઞો કામ પર બેસી ગયા છે આ પ્રકાશનના મુખ્ય તંત્રી ડૉ. જોસેફ બ્રિચકન્સ કર્ફર છે તે જણાવે છે કે "જે પુસ્તકો જ્ઞાન તથા અનુભવમા વૃદ્ધિ કરે છે તેમ મનાય તેવાં યુનાઇટેડ સ્ટેટ્સમાં તાજેતરમા પ્રગટ થયેલ ઉચ્ચ કક્ષાના પુસ્તકોનો તેમાં સમાવેશ કરવામાં આવશે

માર્ચ, જૂન, સપ્ટેમ્બર તથા ડિસેમ્બરમાં પ્રગટ થતા આ પ્રકાશનમાં, લલિતકળા, સાહિત્ય, તત્ત્વજ્ઞાન, ધર્મ, જીવનચરિત્ર, સમાજવિજ્ઞાન, ટેક્નિકલ વિષયો તથા સંદર્ભગ્રંથોના શીર્ષક હેઠળ લગભગ ૨૦૦ પુસ્તકોની યાદી આવે છે દરેક પુસ્તકની ઝીણવટભરી સમાલોચના કરવામાં આવે છે તથા તેના પ્રકાશકનું નામ અને કિંમત આપવામાં આવે છે.

આ ત્રિમાસિકનું પહેલુ પ્રકાશન ૧૯૪૫ માં થયુ હતું પુસ્તકાલય તથા પ્રકાશકોના પ્રતિનિધિઓ તેમ ચાર રાષ્ટ્રીય કાઉન્સિલોના પ્રતિનિધિઓ મળીને પુસ્તકોની ગુણવત્તાનું ધોરણ નક્કી કરે છે

અમેરિકાના ૧૪૫૦ પ્રકાશકો દર વર્ષે ૧૪૦૦ પુસ્તકો આ યાદીમાં દાખલ કરાવવા માટે કોંગ્રેસ પુસ્તકાલયને મોકલે છે યુનાઇટેડ સ્ટેટ્સના શહેરીઓ, હંમેશ માટે અમેરિકામાં વસવાટ કરતા પરદેશીઓ તથા અમેરિકન સંશોધન ખાતા તરફથી અમેરિકન વિષયોમાં સંશોધન માટે રોકેલા પરદેશના માણસો આ માટે હકદાર છે

સરકારી જુદા જુદા ખાતાંઓ, વિદ્વાન મંડળીઓ તથા સંશોધન કેન્દ્રોમાંથી પસંદ કરાયેલ વિવેચકો આ પુસ્તકોનો અભ્યાસ કરે છે તેમની ભલામણ પરથી છેવટની યાદી પુસ્તકાલય તૈયાર કરે છે

o

સર સ્ટેન્લી અનિવનના જણાવવા મુજબ બર્ટ્રેન્ડરસેલના 'પુસ્તક' હિસ્ટરી ઑફ વેસ્ટર્ન ફિલોસોફી (પશ્ચિમના તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ) ની ફક્ત બ્રિટનમાં જ પચાસ હજાર નકલો ખપી ગઇ છે નવલકથાનાં બહુ જ થોડાં પુસ્તકોનું આવું વેચાણ થયું છે વળી આ પુસ્તકની કિંમત ૨૧ શિલિંગ (ચૌદ રૂપિયા) છે આ બતાવી આપે છે કે બ્રિટનની જનતા સારા પુસ્તક માટે ગમે તે કિંમત-વાર્તાના પુસ્તક કરતાં બેવડી કિંમત આપવાને પણ તૈયાર છે. અગાઉ જ્યોર્જ ટ્રેવેલિયનના પુસ્તક 'સોશિયલ હિસ્ટરી ઑફ ઇંગ્લંડ'નો (ઇંગ્લંડ) સામાજિક ઇતિહાસ) ની બાબતમા પણ આમ બન્યુ હતુ

બૂકસ્ટૉલની શતવર્ષી—ડબ્લ્યુ એચ. સ્મિથે શરૂ કરેલ બુક સ્ટોલોની શતવર્ષીથી, બ્રિટનમાં રેલવેની મુસાફરી કેવી અગવડભરી હતી તેનાં સ્મરણો તાજાં થાય છે સ્મિથના બુક-સ્ટોલો પહેલા રેલવેના સ્ટેશનો પર તથા પાછળથી દરેક અગત્યના શહેરમાં ખોલવામાં આવ્યા છે, અને તે બ્રિટિશ જીવનનું એક અંગ બની ગયેલ છે આ પેઢીના પ્રમુખ યુવાન લૉર્ડ હેમ્બલ્ડન આ ઉત્સવ જોવાને જીવ્યા નહિ તે શોચનીય છે

રેલવેના બુકસ્ટૉલોની શરૂઆત બહુ નાની હતી અને ત્યાં વેચાતું સાહિત્ય હમેશાં શિષ્ટ પ્રકારનું નહોતું 'ધી ટાઇમ્સ'માં એક લેખક તે સમયનાં સ્મરણો લખતાં કહે છે કે જે પુસ્તકો ઘેર વાંચતાં શરમ લાગે તેવાં હલકા પ્રકારનાં પુસ્તકો લોકો બુકસ્ટોલો પરથી માગતા હતા ડબ્લ્યુ એચ સ્મિથે આખું ધોરણ ફેરવ્યું અને રેલવેના ઉતારૂઓ માટે સગવડભર્યાં, 'પીળી પૂઠ' વાળાં આ પુસ્તકોને સંગ્રાહકો અત્યારે બહુ કિંમતી ગણે છે આજના બુકસ્ટોલો પર સરસ પુસ્તકો તથા સામયિકો મળી આવે છે તેનું બધું માન આ અગ્રણીના ફાળે જાય છે



ફ્રાન્સના રાષ્ટ્રીય પુસ્તક મંડળે તાજેતરમાં ફ્રેન્ચ પુસ્તકોનું પ્રદર્શન ભર્યું હતું તેનું નામ 'ફ્રેન્ચ પુસ્તકોના સહસ્ર વર્ષો' રાખવામાં આવ્યું હતું, અને તેમાં શરૂઆતથી માંડીને આજ સુધીના પુસ્તકોનો સમાવેશ થતો હતો ફ્રેન્ચ સરકારે આ પ્રદર્શનને સહકાર આપ્યો હતો અને બિબ્લિઓથેક નેશનેલ તથા બીજાં ફ્રેન્ચ પુસ્તકાલયોએ પોતાનો કિંમતી સંગ્રહ પ્રદર્શનમાં મૂકવા માટે આપ્યો હતો

એક જ ઓરડામાં આટલાં બધાં વિરલ પુસ્તકો જોવાનો અનુભવ અસાધારણ હતો ગાર્ગેન્ટાની ૧૫૩૨ ની આવૃત્તિની આખી દુનિયામાં માત્ર બે જ નકલો છે તે પૈકીની એક નકલ ન્યૂટનના 'રેસ્ટામેન્ટની પહેલી આવૃત્તિ' તથા નેપોલિયનના ખાનગી પુસ્તકાલયના 'માર્ટિસ'ની નકલ ઉપરાંત ૧૪૭૧ માં ફ્રાન્સમાં છપાએલ પહેલા પુસ્તકની નકલ પણ તેમાં હતાં



મદ્રાસ યુનિવર્સિટીના મલાયલમ વિભાગના અધ્યક્ષ ડૉ ચેલ્નાત અચ્યુત મેનનના પ્રમુખ પણા નીચે મદ્રાસ સરકારે નીમેલી કમિટીએ કેરાલના રાજકવિ (Poet Laureate) તરીકે મહાકવિ વલ્લાથોલની પસંદગી કરી છે બીજા બે હરિફો–મહાકવિ જી શંકર કુરૂપ તથા મહાકવિ પલ્લત રામણ–ના નામો સૂચવાયાં હતાં

આ સ્થાન પાંચ વર્ષ માટે ચાલુ રહેશે, અને ત્યાર પછી તે સ્થાને બીજા કવિની નિમણૂક થશે આ સમય દરમિયાન સરકાર કવિને વાર્ષિક એક હજાર રૂપિયાનો પુરસ્કાર આપશે

## ગાંધીજી વિષે બહાર પડેલ નવા પ્રકાશનો

Mahtma Gandhi - An In erpritation

૨ ઉત્તર સત્યાગ્રહગીતા (સંસ્કૃત) પંડિતા ક્ષમારાવ (હિંદ કિતાબ્સ, મુંબઈ)

૩ મહાત્માજીનું મૃત્યુંજય માનસ, બાપુના આશીર્વાદ આનંદ દિગોરાણી ૧–૦–૦

સસ્તા સાહિત્ય મંડળ નવી દિલ્હી

૮ બાપુજીને અંજલિ–જેરસિંહ કવિ

—છોટાલાલ માનસિંહ કામદાર

* નિશાનીવાળી નોંધો, ઇન્ડિયન પી ઈ એન માંથી સાભાર ઉદ્ધૃત

# પુસ્તકાલયપ્રવૃત્તિ

કો: ન જ્ઞાનપ્રચારનો ઉત્સાહ અને સગવડો કેવાં પ્રકારનાં છે તે જાણવાથી તેના શાસનનું પ્રમાણ મળી શકે છે.

આ તો જાણીતી વાત છે કે સોવિયેટ સંઘના દુનિયાના કોઈપણ ભાગ કરતાં વધુ પુસ્તકાલયો છે પણ તેઓ આ જ્ઞાનકાર્યમાં વધુમાં વધુ કાળમેળો દેશો કરતાં પણ તે કેટલો મોટો તફાવત ભોગવે છે તે ઘણાને સ્પષ્ટ સમજાયું નથી. છેલ્લા યુદ્ધના અંતભાગમાં સંઘના ૨૧૯૭ માણસોએ દીઠ એક પુસ્તકાલય હતું અને આજે ૧૯૪૮-પૂરું થતાં ૨૫૦,૦૦૦ પુસ્તકાલયો ૮૦૦ જણાના ભાગે એક આવે એવી સંખ્યામાં છે. તેના મુકાબલે અમેરિકાના યુ. સ્ટેટ્સમાં ૨૦,૩૩૦ રહીશોને ભાગે એક પુસ્તકાલય છે.

સોવિયેટ પુસ્તકાલયોનાં માસિકો અને ચોપાનિયાનું સાહિત્ય છોડી પુસ્તકોની સંખ્યા જુઓ તો પચાસ કરોડની છે. દ્રવ્યસેવી દેશોમાં પુસ્તકાલયોની કેટલીક ફી હોય છે ત્યારે આ બધાં જાહેર પ્રજાને માટે મફત છે. તેનો વહીવટ કરનારા ત્રણ લાખ તો તાલીમ પામેલા ગ્રંથપાલો છે. તેમની સાથે હજારો શિક્ષણ પામેલા મદદનીશો અને નોકરો કામ કરી રહ્યા છે એ તો વધારાના.

મોસ્કો લેનીનગ્રાડ, કીવ અને બીજાં સ્થાનોમાં માધ્યમિક શિક્ષણમાંથી આગળ વધતા વિદ્યાર્થીઓને ગ્રંથપાલ બનાવનારી હાઈસ્કૂલો છે અને પુસ્તકાલયના બીજા મદદ કરનારાઓની તાલીમ માટે અભ્યાસક્રમો છે.

આ બાબતમાં બ્રિટનની હકીકત ૧૯૪૮ ના મે ૫ મીના "માન્ચેસ્ટર ગાર્ડિયન"માં નીચેનો હેવાલ છે.

લાયબ્રેરીઓની કોન્ફરન્સમાં લુટનબરો લાયબ્રેરીઅન મિ. ગાર્ડનરે અણઘડ ગ્રંથપાલોનું ચિત્ર આ રીતે આપ્યું હતું. પુસ્તકાલયના માણસોની તાલીમ કેટલી જાણીતી છે તે વિષે વાત કરતાં તેણે કહ્યું કે આ દેશમાં કોઈપણ ગ્રંથાલય એવું નથી, જ્યાં પુસ્તકો કોઈ પદ્ધતિસર તાલીમ આપે અથવા એવા જ્ઞાનની પ્રાથમિક આવશ્યકતા ગણે. હું એવા કાર્યકરોને જાણું છું કે જેમને હાલના પ્રસિદ્ધ નવલલેખકની ઊડતી જ માહિતી હોય. જેને હિંદના મામલામાં બીવર્લી નીકોલસ પ્રમાણભૂત છે કે પંડિત નહેરુ છે તેની પણ ખબર ન હોય—આવી વાતોનો વિરોધ કરવાને ત્યાં આવેલા હજારો પ્રતિનિધિમાંથી કોઈ આગળ આવ્યું નહોતું.

હવે આપણે મોટામાં મોટી 'લેનીન' ગ્રંથાલયની વાત કરીએ. ક્રેમલીન નજીકની એક ટેકરી પર તેનાં બે ગંજાવર મકાનો છે. એક જૂનું છે અને બીજું નવું. આજની ઢબની પદ્ધતિએ લોખંડ અને કોંક્રીટનું બાંધેલું છે અને માનવજાતિએ સંચિત કરેલા જ્ઞાનનું મહાધામ છે.

* રજત જયંતિ ખાસ અંક માટે મળેલો લેખ.

એના ભોંયરામાં અરધા કીલોમીટર જેટલી લાંબી વીજળીક હારીની રેલવે છે તે વાટે જૂના મકાનમાંથી ચોપડીઓ અને હસ્તપ્રતોની લાવ લઇજાવ ચાલે છે ત્યાં એક કરોડ વીસ લાખ જેટલા ગ્રંથો અને ચોપડીઓ છે એ ચોપડીઓની અભરાઇ એક જ લંબાઇમાં બાંધવામાં આવે તો ૩૦૦ કીલોમીટર એટલે અંદાજે મુંબઇ અને અમદાવાદ જેટલું અંતર થાય (૧ કીલોમીટર=૩૨૮૦. ૮૯ ફૂટ)

આટલી બધી ચોપડીઓ અને પુસ્તકો, અનેક વીજળીક લીફ્ટ અને ટયુબમાર્ગોથી સંકળાયેલા ૧૮ માળમાં ગોઠવાએલી છે. કોઇપણ ચોપડીની માગણીનો સંદેશ જે માળ પર ચોપડી હોય ત્યાં જ યંત્રમજે આપોઆપ પહોંચી જાય છે અને થોડી જ મિનિટો બાદ બીજા ઊભી વાહનરચનાથી વાચકની પાસે ચોપડીઓ આવી જાય છે

એ ગ્રંથાલયમાં બાર જુદા જુદા વાચનગૃહો છે અને તેમાં વાચનારા માટે કેલ્લામાં છેલ્લી ઢબની રાહત અને આરામની ગોઠવણો છે સવારના આઠથી રાતના બાર વાગ્યા સુધી તેના માળો ખુલ્લા રહે છે આ ઓરડાઓમાં ૧૨૦૦ વાચનારાને એકી વખતે સગવડ મળે છે, પણ મોસ્કો માટે તે પૂરતી જણાતી નથી વાચનગૃહના મુખ્ય દ્વારે ઉમેદવારોની લાંબી હાર રાહ જોતી જ હોય છે નવું વાંચનાલય બંધાઇ રહ્યું છે અને તેમાં ૨૫૦૦ માનવીઓ માટે સમાસ થઇ શકશે

હાલના વાચનગૃહમાંના ત્રણ તો યથાપ્રમાણ અને ઉપયોગી વિજ્ઞાનના સંશોધન કરનારાઓ માટે મુકરર થએલા છે. સમાજ અને માનવકાર્યના અભ્યાસીઓ માટે બીજા ખંડ રોકાયેલા રહે છે. એક તો સામયિકોમાં કામકરનારા માટે છે અને એક છે રેફરન્સબુક્સ (આકરગ્રંથો) માટે તેમાં ૩૩૦૦૦ પુસ્તકો છે એક ખંડ ગ્રંથપાલો માટે છે એક તરુણો માટે, એક હસ્તપ્રતોના અભ્યાસીઓ માટે, જેમાં વીસ લાખ પૃષ્ઠો છે એક લડાઇ દરમિયાન ચાલુ થયેલો અને આઠ વર્ષનાં અને જરા મોટાં બાળકો માટે છે તેમાં બાળકોને રુચે એવી ૬૭,૦૦૦ ચોપડીઓ છે ત્યાં બાળસાહિત્યના પ્રખ્યાત લેખકો આવીને બાળકોને પોતાનો સમાગમ આપે છે બાળકોનો અભિપ્રાય સમજીને પોતાનાં પુસ્તકોમાં સુધારા વધારા કરે છે આ સુંદર ખંડમાં રશિયન તેમ જ કઝાક ઉઝબેક હંગેરી બીગ્ગીઝ વગેરે પ્રદેશોના બાળકો નજરે પડે છે

૧૯૪૭ના લડાઇના વર્ષમાં બાર લાખ જેટલા માણસોએ ગ્રંથાલયનો લાભ લીધો હતો વાચકવર્ગની સંખ્યા પણ તે જગતના ગ્રંથાલયોમાં મોટામાં મોટું છે મોસ્કોની બહારમાં પણ આખા સોવિયટ સંઘમાંથી ચોપડીઓ ત્યાંથી મંગાવીને વાંચનારાની સંખ્યા પણ ઘણી મોટી છે

વાંચનારાનું વિશાલ મંડળ વિસ્તારવાને ગ્રંથાલય તરફથી પુસ્તકોની માઇક્રોફિલ્મ (સૂક્ષ્મ બિંબ ફિલ્મો) તૈયાર કરવામાં આવે છે તે ઘણા સંશોધકોને બહુ ઉપયોગી બને છે

૧૯૪૮ના આરંભમાં કેટલીયે બહુમૂલ્ય ચોપડીઓમાંથી ૧૫ લાખ જેટલા પાનાં ફિલ્મમાં ઉતારવામાં આવ્યાં હતા અને ઘણે દૂર પડેલા સોવિયેટ લશ્કરના સંશોધકોને ફિલ્મના વીંટામાં મોકલ્યા હતાં

સોવિયેટ રશિયાના દૂરમાં દૂર ખૂણેથી અથવા હદ બહાર વસવા ગયેલાને પણ વાંચવા માટે અહીંથી ચોપડીઓ પહોંચતી કરવામાં આવે છે. મૂળ ગ્રંથાલયો પાસે પરદેશી પુસ્તકો

ખરીદી લેવાને મોટી રકમો તેમના હાથની સત્તામાં હોય છે અમેરિકામાં પ્રસિદ્ધ થતુ દરેક ઉપયોગી પુસ્તક લેનીન લાયબ્રેરી ખરીદે છે ૧૯૧૮ થી ૧૯૪૫ સુધીમાં સોવિયટ સંઘમાંના બ્રિટિશ પુસ્તકાલયો માટે એક પુસ્તક ખરીદાયુ તેની સામે બ્રિટનમાંની સોવિયેટ લાયબ્રેરીએ ૫ દર બ્રિટિશ પુસ્તકો વસાવ્યાં હતા જોકે દર વરસે ૭ ગનેકમા પુસ્તકો પ્રકટ થાય છે તેની યાદી કરતા સોવિયેટ પ્રકાશનોની યાદી અનેકગણી મોટી હોય છે

પુસ્તકાલય તરફથી વારવાર પરદેશી સમકાલીન સાહિત્ય ઉપર રશિયન ભાષામાં વાર્તાલાપ કે વ્યાખ્યાન ગોઠવવામાં આવે છે અને તેથી પણ રશિયન જાણનારને ઘણો લાભ થાય છે

યુદ્ધના કટોકટીના દિવસોમા પણ પુસ્તકાલયો ખુલ્લાં રહ્યાં હતા આ લેખના મૂળ લેખક જાએકર ત્યા ગયા ત્યારે તેમને બધુ બનાવનારાઓમાં લાયબ્રેરીના વાઇસ ચેરમેન અને ગ્રથપાલ જેણે મોસ્કોના યુદ્ધમા જમણો હાથ ગુમાવ્યો હતો તે પણ હતા બન્ને વ્યક્તિઓ ઇતિહાસના સંશોધનમા નામ ધરાવતી હતી અને કેટલાક પુસ્તકોના રચનાર તરીકે પ્રસિદ્ધ હતા

## ગૌરવ અને યશગાથા

લેનીનનુ વાક્ય છે કે ગ્રથોનો બહોળો ફેલાવો હોય ત્યારે પ્રજાની કીર્તિ અને ગૌરવનુ પ્રમાણુ મળે છે આ વિરાટ ગ્રથાલયે આ સૂત્રને સિદ્ધ કરી બતાવ્યુ છે અને વર્ષોવર્ષ તેમા આગળ વધી રહ્યુ છે લેનીન ગ્રથાલય સૌથી મોટું છે પણ તે સોવીયેટ ૨૫૦,૦૦૦ માંનુ એક છે

સોવિયેટ રાજ્યમાં જ્ઞાનવિસ્તારના મહાયજ્ઞનો આ તો એક ભાગ છે ત્યાં અમારો મોટરનો શોફર વિક્ટર હ્યુગોનુ પુસ્તક વાંચતો હોય કે સેવોય હોટલની નોકરાણી લેરમેનટોવ વાચી શકતી હોય તેમા શું આશ્ચર્ય ?

સોવિયટ સઘમાં આધ્યાત્મિક સચ્ચાઇ અને દુન્યવી સમૃદ્ધિને જોડાજોડ વ્યવહારમા ઉતારી છે, તેમજ આધ્યાત્મિક સચ્ચાઇ અને જ્ઞાનને પણ સાથે ઊભા રાખવા છે, કારણ કે જ્ઞાનનાં બધાં દ્વાર પ્રજા માટે ઉઘાડા કરી દીધાં છે અને લોકોને સુલભ કરી આપ્યુ છે અને તેથી સોવિયેટ પ્રજામાં સસ્કૃતિ સાથે આધ્યાત્મિક નિર્મળતા અને જ્ઞાનનુ સજડ બળ મનુષ્યે પૂર્વે કદી નહિ અનુભવેલ ઉત્કૃષ્ટતાએ પહોંચ્યા છે

"જેનામાં જેટલી તાકાત હોય, જેનામા જેટલી તીવ્ર ઇચ્છા હોય તે જે રીતે પૂર્ણ થાઓ માત્ર શરીરપરત્વે જ નહિ, પણ મન આત્માને ઉન્નત કરો ' માણુસ એકલા અન્ન ઉપર નથી ટકતો, છતાં બળની સસ્કૃતિ અને અન્ન વગર પણ તરફડે છે સોવિયેટ સઘે તેને બહુ પ્રમાણુમાં અન્ન તો આપ્યુ છે, સાથે ઉચ્ચ સસ્કાર પણ

અનુ —શ્રી. રવિશકર રાવળ

---

# વિદ્યાર્થીઓનું શિષ્ટ વાચન

**વા**ચન એ નાના મોટા સૌનો માનસિક ખોરાક છે સાત્વિક ખોરાક શરીરને પુષ્ટ બનાવે છે તેમ સાત્વિક વાચન મનને ઘડે છે, પુષ્ટ બનાવે છે.

આજે ધોધમાર બહાર પડતા સાહિત્યથી શું વાંચવું ને શું ન વાંચવું એ પ્રશ્ન મોટાઓને પણ મૂંઝવે છે તો હજુ જેણે સાહિત્યના ઉંબરે પગ પણ માંડયો નથી- તે કુમળા બાળકોની મૂંઝવણનો પાર નથી હોતો પોતાને સૂઝ ન પડતાં હાથે ચડતું જે સાહિત્ય હાથમાં આવે તે વાંચવા મંડી પડે છે વાચનભૂખ સહેજે ઉઘડી હોય અને જો શરૂઆતમાં જ કંટાળાભરેલું અને ક્લિષ્ટ સાહિત્ય જો એના હાથમાં આવ્યું તો એનો વાચનપ્રેમ અન્ય દિશામાં જતો રહે છે તે પછી સારા વાચનના અલભ્ય ફાયદાથી વિદ્યાર્થીઓ વંચિત રહે છે

આજનો અભ્યાસ પણ એવી રીતે ગોઠવાયેલો હોય છે કે જો તેની સાથે બહારનું તેને લગતું સાહિત્ય વંચાય તો અભ્યાસમાં તેની ખૂબ સરળતા થાય છે. જેમકે શિવાજીનો પાઠ ચલતા પહેલાં વાચનતરીકે શિવાજીની પુસ્તિકા વાંચવામાં આવી ગઇ હોય તો વર્ગમાં તેને ખૂબ સહેલું થઇ પડે છે અને માનસશાસ્ત્રની દષ્ટિએ તેનો વધી સારો રસ જળવાઇ રહે છે આ બાબત ધ્યાનમાં રાખી આ યાદી ધોરણોમાં ચાલતા પાઠયપુસ્તકોને અનુરૂપ થઇ પડે એવી રીતે તૈયાર કરવામાં આવી છે ગુજરાતી ધો ૪–૫–૬ અને અંગ્રેજી ધો. ૧–૨–૩ નો પહેલો વિભાગ અને અં ધો ૪–૫–૬–૭ નો બીજો એમ બે વિભાગમાં યાદી રજૂ કરવામાં આવી છે

વિદ્યાર્થીઓ પરીક્ષા પછીના દિવસોમાં અને મોટી રજાઓમાં પોતાની આસપાસના પુસ્તકાલયમાંથી મળતી ચોપડીઓ મેળવી લઇ વાચન કરી લેશે તો તેઓને ભણવામાં તેમ જ ભવિષ્યના સાચા નાગરિક બનવામાં ખૂબ જ ઉપયોગી થઇ પડશે

## વિભાગ પહેલો

*( વિદ્યાર્થી વાચનમાળાની ૨૦૦ પુસ્તિકાઓમાંથી )*

| ક્રમાંક | પુસ્તકનું નામ | નં |
|---|---|---|
| ૧ | શ્રી. દયાનંદ સરસ્વતી | ૧૬ |
| ૨ | લોકમાન્ય તિલક | ૨૦ |
| ૩ | સરદાર વલ્લભભાઈ | ૩૯ |
| ૪ | છત્રપતિ શિવાજી | ૬૩ |
| ૫ | સતિ પદ્મિની | ૩૩ |
| ૬ | ગુરુ નાનક | ૭૨ |
| ૭ | મહાત્મા કબીર | ૭૩ |
| ૮ | ગૌતમ બુદ્ધ | ૭૪ |
| ૯ | શ્રીમદ્ વલ્લભાચાર્ય | ૮૩ |

| | | |
|---|---|---|
| ૧૦ | ગુરુ ગોવિંદસિંહ | ૮૭ |
| ૧૧ | હૈદરઅલી | ૧૦૫ |
| ૧૨ | પાટનગર દિલ્હી | ૧૧૮ |
| ૧૩ | તાજમહાલ | ૧૨૦ |
| ૧૪ | પાટણ | ૧૩૯ |
| ૧૫ | કવિ નર્મદ | ૧૪૬ |
| ૧૬ | જયપુર | ૧૫૮ |
| ૧૭ | નાના ફડનવીસ | ૧૬૫ |
| ૧૮ | અહલ્યાબાઇ | ૧૮૪ |
| ૧૯ | આબુ | ૧૯૪ |
| ૨૦ | અમદાવાદ | ૧૯૭ |
| ૨૧ | વડોદરા | ૧૯૯ |

( દક્ષિણામૂર્તિનાં ૮૦ પુસ્તકોમાંથી )

| | | |
|---|---|---|
| ૨૨ | હજામડી | |
| ૨૩ | શિવાજી | |
| ૨૪ | ગણપતિ બાપા | |
| ૨૫ | રુપસિંહ રામસિંહ | |
| ૨૬ | ઋતુના રંગ | ગિજુભાઇ |
| ૨૭ | કેટલાંક પક્ષીઓ | ,, |
| ૨૮ | પ્રાણીપાઠો | ,, |
| ૨૯ | વનસ્પતિઓ | ,, |
| ૩૦ | વેણીનાં ફૂલ | મેઘાણી |
| ૩૧ | ગોળીબારની મુસાફરી | હંસા મહેતા |
| ૩૨ | બાળકાવ્યો | ન્હાનાલાલ |
| ૩૩ | કિશોર કથાઓ | ગિજુભાઇ |
| ૩૪ | વીર વનરાજ | ધૂમકેતુ |
| ૩૫ | પરશુરામ | ,, |
| ૩૬ | વસ્તુપાલ તેજપાલ | ધી. ધ. શાહ |
| ૩૭ | વીર ભામાશા | ,, |
| ૩૮ | પ્રભુ મહાવીર | ,, |
| ૩૯ | રાજા શ્રીપાલ | ,, |
| ૪૦ | વિમળશાહ | ,, |
| ૪૧ | આફ્રિકાની સફરે | ગિજુભાઈ |

| | | |
|---|---|---|
| ૧૧ | ૮૦ દિવસમાં પૃથ્વીની મુસાફરી | શ્રી મૂ. મો. ભટ્ટ |
| ૧૨ | મધપૂડો | શ્રી વિનોબા ભાવે |
| ૧૩ | બે ખુદાઇ ખીદમતગાર | ,, મહાદેવભાઇ |
| ૧૪ | રમણયાત્રા | કાકાસાહેબ |
| ૧૫ | પ્રેમાનંદ | ,, ભાનુસુખરામ |
| ૧૬ | ગ્રામલક્ષ્મી ભા ૧-૨ | ,, રમણલાલ દેસાઇ |
| ૧૭ | દિવ્યચક્ષુ | ,, |
| ૧૮ | તણખા ભા ૧-૨-૩ | ધૂમકેતુ |
| ૧૯ | સત્યની શોધમાં | શ્રી મેઘાણી |
| ૨૦ | મામેરું | ,, પ્રેમાનંદ |
| ૨૧ | સુદામા ચરિત્ર | ,, |
| ૨૨ | કોયા ભગતની કડવી વાણી | ,, સુંદરમ્ |
| ૨૩ | નવાં ગીતો | ,, ત્રિભુવન વ્યાસ |
| ૨૪ | નાના નાના રાસ | ,, ન્હાનાલાલ |
| ૨૫ | ઇન્દુકુમાર | ,, |
| ૨૬ | વસંતોત્સવ | ,, ન્હાનાલાલ |
| ૨૭ | શકુન્તલા (નાટક) | ,, |
| ૨૮ | જહાંગીર નૂરજહાં (નાટક) | ,, |
| ૨૯ | ગોપિકા | ,, |
| ૩૦ | ઇન્દિરાને પત્રો | શ્રી જવાહર |
| ૩૧ | જીવનનો આનંદ | ,, કાલેલકર |
| ૩૨ | હિમાલયનો પ્રવાસ | ,, |
| ૩૩ | લોકમાતા | , |
| ૩૪ | સંધ્યાકાળ | શ્રી ચંદ્રવદન મહેતા |
| ૩૫ | ડુંગરે દવ લાગ્યો | ,, ચંદ્રશંકર ભટ્ટ. |
| ૩૬ | કકળતું કાગો | ,, |
| ૩૭ | પાતાળપ્રવેશ | શ્રી મૂ. મો. ભટ્ટ |
| ૩૮ | વડલો | ,, શ્રીધરાણી |
| ૩૯ | વિશ્વશાંતિ | ,, ઉમાશંકર |
| ૪૦ | ગુજરાતનો નાથ | ,, ક. મા. મુનશી |
| ૪૧ | મેદાન ભા ૧-૨ | ,, પ્રેમચંદજી |
| ૪૨ | પથિકના પત્રો ભા ૧ | ,, અક્ષુભાઇ |
| ૪૩ | જીવતા તહેવારો | ,, કાકા સાહેબ |
| ૪૪ | કૃષ્ણને ચરણે | ,, ડૉ. હરિપ્રસાદ |
| ૪૫ | ગીતામંથન | ,, મશરૂવાળા |
| ૪૬ | ગમનગાજ | ,, મૂ. મો. ભ. |

—રતિભાઈ ખત્રી.

# સાચા જ્ઞાનની આરાધના

જ્ઞાન એ બળ છે અને જ્ઞાન એ પ્રકાશ છે જેને ઈશ્વરે શરીરની અને મનની આંખ આપી છે તેણે જ્ઞાન મેળવવા હમેશા પ્રયત્નશીલ રહેવું જોઈએ જ્ઞાનના સાગરનું તળિયું કોઈ શોધી શક્યું નથી સાચે જ એ અગાધ ને અનંત છે છતાં જ્ઞાનસાગરમાં પ્રગટતાં મોતી તળિયે કયાં રહે છે એવું નથી જ્ઞાનસાગરમાં જે મોતી હોય તે તો બિંદુ બિંદુએ છે ને બિંદુઓ અનંત હોવાથી મોતી પણ અનંત જ છે જેટલાં મોતી આપણે એકઠાં કરી શકીએ તેટલાં આપણાં, તેટલી આપણી સમૃદ્ધિ ને તેટલી આપણી સંપત્તિ

## જ્ઞાનનું ગુમાન

જે એમ માને કે હું બધું જાણું છું ને હવે મારે કશું જાણવાનું નથી તે અહંકારના રોગથી પીડાય છે એમ માનવું આવો માનવી જે જાણે છે તે બહુ કામમાં આવતું નથી, કારણ કે જે એ નથી જાણતો તે વિષે એને ભાન પણ હોતું નથી એવા માણસના જીવનમાં જ્યારે પોતે નહિ જોયેલી, નહિ માનેલી, નહિ કલ્પેલી પરિસ્થિતિ ઊભી થાય છે ત્યારે એની પાસેની જ્ઞાનની મૂડી કંઈ જ કામમાં આવતી નથી આલેશાન મહેલમાં જ આખી દુનિયાનું દર્શન કરનારને સહરાના અતિ વિશાળ રણની વચ્ચે ઊભો રાખતાં તેની જે સ્થિતિ થાય તે સ્થિતિ જ્ઞાનના ગુમાનીની થાય છે. પોતે બધું જાણે છે એમ માનનાર જાણવા જેવું જાણતો જ નથી, એમ ખાતરીથી માનવું જ્ઞાનની શાખાઓ અપાર છે કોઈ એક શાખાનો પાર પામવાનું યે શક્ય નથી ત્યાં બધી શાખાના જ્ઞાનનું ગુમાન રાખનારને શાની ઉપમા આપવી ?

## નમ્રતા અને પુરુષાર્થ

આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે જ્ઞાનપ્રાપ્તિનું પહેલું પગથિયું એ જ માણસ ચડી શકે જે હૃદયપૂર્વક એમ માને કે જે જાણવા જેવું છે તેમાંથી પોતે બહુ ઓછું જાણે છે જે માણસ પૈસાનું મૂલ્ય સમજતો હોય ને છતાં ગરીબ હોય તે જેમ પૈસા મેળવવા માટે પુરુષાર્થ કરવાનો જ, તેમ જે જ્ઞાનનું મૂલ્ય સમજશે ને છતાં અજ્ઞાન હશે તે જ્ઞાન મેળવવા માટે પ્રયત્ન કર્યા વિના રહેવાનો જ નહિ આમાંથી નમ્રતા અને પુરુષાર્થ બંને આપોઆપ પ્રગટવાનાં

## જડતા નહિ જ

જ્ઞાન પ્રાપ્ત કરવા ઇચ્છનારે નમ્રતા ધારણ કરવી જોઈએ, એમ શાસ્ત્રો ને સંતો કહી ગયા છે નમ્રતાની લાગણી સમજવામાં એક ભૂલ થવાનો સંભવ છે પોતે સામાન્ય છે, કંગાળ છે, અજ્ઞાન છે, લાચાર છે એમ જે કહે તે નમ્ર જ છે એમ માની લેવું નહિ એવી નમ્રતાથી જ્ઞાન પ્રગટતું નથી એવી નમ્રતા તો ઘણી વાર જડતાને પોષે છે ને પુરુષાર્થને હણે છે જે નમ્રતાથી પુરુષાર્થ હણાય તે નમ્રતા તજવા લાયક છે, એ જ રીતે પુરુષાર્થથી નમ્રતાનું સ્થાન અહંકાર લઈ લે તે પુરુષાર્થ પણ છોડવા યોગ્ય છે. નમ્રતાયુક્ત પુરુષાર્થમાંથી જ જ્ઞાન પ્રગટે નમ્રતા હોય તો શીખવા જવાય અને પુરુષાર્થ હોય તો પરિશ્રમ થાય

(અનુસંધાન પૃષ્ઠ ૪૧૮ ઉપર)




૧–પ્રાથમિક શાળામાં ભાષાશિક્ષણ–લેખક શ્રી ગિજુભાઈ, પ્રકાશક શ્રી સોમાભાઈ કિશાભાઈ પટેલ, સુણાવ ( આણંદ થઈને ), પ્રાપ્તિસ્થાન —ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રસ્તો, અમદાવાદ, પૃષ્ઠ ૧૫૨, કિંમત રૂ ૨–૦–૦

આ પુસ્તકની આ ત્રીજી આવૃત્તિ છે એમા ગિજુભાઈની 'ચિઠ્ઠીવાચન' નામની ચોપડીનો સમાવેશ કરી લીધેલો છે આ પુસ્તકનું કદ ક્રાઉન ૧૬ પેજી છે પૂઠું કાર્ડબોર્ડનું હોઈને શરૂઆતમા ગિજુભાઈની છબી પણ મૂકેલી છે આ થઈ પુસ્તક બહારની વિગતો

આ પુસ્તકના લખાણનો વિચાર કરતાં જણાઈ આવે છે કે તેમાં પ્રાથમિક શાળામા ભાષાશિક્ષણ આપવા અંગેની અગત્યની બધી બાબતો ચર્ચેલી છે મૂળાક્ષરો તથા બારાખડીનુ શિક્ષણ, જોડાક્ષરોનુ શિક્ષણ, શબ્દવાચન, ચિઠ્ઠીવાચન, આદર્શ વાચન, ઈતર વાચન, મુખવાચન, વગેરે વાચનને લગતી વિગતવાર છણાવટ આ પુસ્તકમાં શાસ્ત્રીય રીતે સરળતાથી કરેલી છે. લેખનની શરૂઆત કેવી રીતે કરવી, તેમા પ્રગતિ કેવી રીતે સાધવી, શ્રુતલેખન, પત્રલેખન, નિબંધલેખન વગેરે કેવી રીતે લખાવવાં વગેરે લેખનની બાબતો પણ વિગતવાર આ પુસ્તકમાં ચર્ચવામાં આવી છે વાચન અને લેખન ઉપરાંત કવિતાશિક્ષણ અને વ્યાકરણશિક્ષણ સંબંધી પણ મહત્ત્વનું માર્ગદર્શન આ પુસ્તકમા કરાવવામાં આવ્યુ છે આ પુસ્તકમા ઉમેરેલો ચિઠ્ઠી વાચનનો વિભાગ છેક છેલ્લો છે એમા શબ્દપોથીઓ અને ચિઠ્ઠીઓ સબધી વિસ્તૃત માહિતી આપેલી છે. આ પુસ્તક સંબધી નિસંકોચપણે કહી શકાય તેમ છે કે પ્રાથમિક શિક્ષણનુ કામ કરતા શિક્ષકો તેમ જ અધિકારીએ આ પુસ્તક શાંતિથી વાંચી જવુ જોઈએ આ પુસ્તક શાળાપુસ્તકાલયોમાં ખાસ વસાવવા જેવુ ગણાય અધ્યાપન પાઠશાળાઓમા પાઠ્ય પુસ્તક તરીકે પણ આ પુસ્તક ચલાવવા જેવુ છે

૨–ચાર મોરચાની કેળવણી —લેખક શ્રી દામુભાઈ શુક્લ પ્રકાશક ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રસ્તો, અમદાવાદ, પૃષ્ઠ ૧૨૧, પૂઠું કાગળનુ, કિંમત રૂા ૧–૪–૦

આ પુસ્તકમાં લેખકે મનુષ્યજીવનના ચાર વિભાગ પાડવા છે ( ૧ ) શરીર, ( ૨ ) મન, ( ૩ ) બુદ્ધિ, અને ( ૪ ) આત્મા આ ચાર વિભાગ એક પછી એક લઈ લેખકે એ દરેકની

કેળવણીને લગતા લેખો લખ્યા છે આ લેખો સામાન્ય ભણેલાં માબાપ, શિક્ષકો તથા માધ્યમિક શાળાનાં ઉપલાં ધોરણોના વિદ્યાર્થીઓને ઉદ્દેશીને લખાયેલા લાગે છે લેખોની ભાષા સાદી તેમ જ સમજાય તેવી છે આ પુસ્તકના વાચનથી માબાપ, શિક્ષકો તથા વિદ્યાર્થીઓને કેળવણીની બાબતમાં માર્ગદર્શન મળે તેમ છે શાળા પુસ્તકાલયો, સાર્વ પુસ્તકાલયો તથા ગૃહ પુસ્તકાલયોમાં આ પુસ્તક રાખવા જેવું છે.

૩-રાજપુત્રનું શિક્ષણ –સંપાદક શ્રી બાપુભાઈ જાદવરાય વૈષ્ણવ, પ્રકાશક–શ્રી અંબાલાલ વિઠ્ઠલભાઈ ઠક્કર, લુહાણામિત્ર પ્રિ પ્રેસ, ગેંડીગેટ, વડોદરા પૃષ્ઠ ૮૦, પૂઠું કાર્ડબોર્ડનું કપડાની પટ્ટીવાળું, કિંમત–રૂા ૦–૧૦–૦

આ ચોપડી શ્રી સયાજી સાહિત્યમાળામાં પ્રસિદ્ધ થયેલી છે 'राजकुमाराचें संगोपन आणि शिक्षण' નામના મરાઠી પુસ્તકનો પ્રકરણદીઠ સાર આપી તેના ઉપર વિવેચનરૂપે પૂર્તિ સંપાદકે આ ચોપડીમાં કરેલી છે આ ચોપડીમાં રાજપુત્રના શિક્ષણ સંબંધી ચર્ચા કરેલી છે એમાં રાજમાતા, રાજપિતા, શિક્ષક, સોબતીઓ વગેરેએ રાજકુમારના શિક્ષણમાં કેવી રીતે ફાળો આપવો તે બતાવ્યું છે ચોપડીમાં મરાઠી, અંગ્રેજી તથા ગુજરાતી ઉતારા ઠીક ઠીક છે ચોપડી સાધારણ વાચકોને ખાસ જરૂરી ન ગણાય ચોપડીના ગુજરાતી લખાણમાં જોડણીની અશુદ્ધિ ઠીક ઠીક જોવામાં આવે છે રાજપુત્રોની શાળાના શિક્ષકોને આ ચોપડી થોડીઘણી ઉપયોગી થાય ખરી, પરંતુ હવે આવા શિક્ષકોની સંખ્યા અતિમર્યાદિત રહેવાની, વળી પલટાયેલી પરિસ્થિતિમાં રાજકુમારોના શિક્ષણની આ ચોપડીમાં બતાવેલી દિશાઓ પણ પલટાવાની

વાચનસીડી-પગથિયું ૧, ૨, ૩, ૪ યોજક અને પ્રકાશક શ્રી સોમાભાઈ કિશાભાઈ પટેલ, સુણાવ, (આણંદ થઈને), પૃષ્ઠ દરેક ચોપડીમાં ૩૨, પૂઠું કાગળનું, કિંમત દરેકની રૂા ૦–૬–૦.

આ ચોપડીઓ મૂળાક્ષરો તથા બારાખડી શીખતા બાળકોને વાચનનો મહાવરો કરાવી જોડાક્ષરો સિવાયનું સરળ વાચન શીખવવાને યોજાયેલી છે એના પહેલા પગથિયામાં મૂળાક્ષરો, કાનો, દીર્ઘઈ, હ્રસ્વઈ, તથા એક માત્રાવાળા બબ્બે અક્ષરના શબ્દો છે બીજા પગથિયામાં બાકીની બારાખડી લઈ બબ્બે અક્ષરોવાળા શબ્દો આપેલા છે ત્રીજા પગથિયામાં જોડાક્ષર સિવાયના ત્રણ શબ્દોવાળા અક્ષરો લગભગ પહેલી ચોપડીમાં આપી પછી ચારપાંચ અક્ષરવાળા શબ્દો ચારેક પૃષ્ઠમાં આપ્યા છે છેલ્લાં છ પૃષ્ઠોમાં બબ્બે અક્ષરવાળા શબ્દસમૂહો કે અનાર્થ વાક્યો આપ્યાં છે ચોથા પગથિયામાં શબ્દસમૂહો, વાક્યો તથા સરળ પાઠ લીધાં છે આ ચોપડીઓના ટાઈપ મોટા છે તથા લખાણ ગીચ નથી તેથી વાચનની શરૂઆત કરનાર બાળકોને આ ચોપડીઓ અનુકૂળ આવે તેવી છે. ચોપડીઓના કાગળ, છપાઈ, પૂઠા ઉપરનું ચિત્ર વગેરે સારું છે કિંમત સામાન્ય સ્થિતિના તથા ગરીબ સ્થિતિનાં બાળકો માટે કંઈક વધારે ગણાય આ ચોપડીઓ શાળાપુસ્તકાલયોમાં તથા નાના બાળકોવાળાં ઘરોનાં પુસ્તકાલયોમાં વસાવવા જેવી ગણાય

—શં. સો. પટેલ

---

## ગ્રંથપ્રસાદ

### નવજીવન પ્રકાશન મંદિર—અમદાવાદનાં પુસ્તકો

૧ શ્રદ્ધાના તેર દિવસ-લેખક શ્રી વિનોબા ભાવે, મૂલ્ય ૦—૭—૦
ચિત્રાંગદા અને વિદાય અભિશાપ-અનુ શ્રી મહાદેવ હરિભાઇ દેસાઇ અને શ્રી નરહરિ દ્વારકાદાસ પરીખ, મૂલ્ય. —૧૦—૦
૨ શ્રીમદ્‌ભાગવત (બીજી આવૃત્તિ)—સંપાદક શ્રી ગોપાલદાસ જીવાભાઇ પટેલ, મૂલ્ય રૂા ૩—૮—૦
૩ ભગવાન મહાવીરના દશ ઉપાસકો—અનુવાદક શ્રી બેચરદાસ દોશી, મૂલ્ય ૧—૮—૦
૪ મહાદેવભાઇની ડાયરી-પુસ્તક બીજું—સંપાદક શ્રી નરહરિ દ્વા પરીખ, મૂલ્ય રૂા ૫—૮—૦

### સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય—અમદાવાદનાં પુસ્તકો

૫ ઘર ઘરનો વૈદ્ય-પ્રયોજક શ્રી વિજયશંકર ધનશંકર મુનશી, મૂલ્ય રૂા ૧—૮—૦
૬ પરમ પૂજ્ય બાપુ-લેખકો શ્રી સોપાન અને શ્રી જી રામચંદ્રન્, મૂલ્ય રૂા ૧—૦—૦
૭ હરિપાઠ (જ્ઞાનદેવ રચિત) અનુવાદક શ્રી. રમણીક અ મહેતા, મૂલ્ય ૦—૨—૦
૮ સો મૂર્ખાઓના લક્ષણો-સંપાદક શ્રી ગિરિજાશંકર શાસ્ત્રી, મૂલ્ય ૦—૩—૦
૯ ભક્ત અંબરીશ-પ્રયોજક શ્રી શાસ્ત્રી હિમ્મતરામ મહાશંકર જાની, મૂલ્ય ૦—૩—૦
૧૦ એકનાથી ભાગવત-લેખક શ્રી વ્રજજીવનદાસ દામોદરદાસ મરચંટ, મૂલ્ય રૂા ૫—૦—૦
૧૧ તુલસીદાસની સાખીઓ-સંગ્રાહક શ્રી શાંતિલાલ ઠાકર, મૂલ્ય ૦—૩—૦
૧૨ ખોરાકમાં ઝેર—અનુવાદક શ્રી ગુણવંતરાય મ જોષી, મૂલ્ય ૦—૪—૦

### ગુજરાત વિદ્યાસભા—અમદાવાદનાં પુસ્તકો

૧૩. ભૂમિની તપાસ-લેખકો શ્રી વિમલ શાહ અને શ્રી સરલા શાહ, મૂલ્ય રૂા ૪—૮—૦
૧૪ મણિલાલની વિચારધારા-અધ્યાપક શ્રી ધીરુભાઇ પ્રેમશંકર ભટ્ટ, મૂલ્ય રૂા ૫—૦—૦
૧૫ પ્રાચીન ગુજરાતી છંદો-લેખક શ્રી રામનારાયણ વિશ્વનાથ પાઠક, મૂલ્ય રૂા ૪—૦—૦
૧૬ ઉચ્ચારશાસ્ત્રપ્રવેશિકા-લેખક શ્રી અંબાલાલ જેઠાલાલ પંચાલ, મૂલ્ય રૂા ૨—૦—૦
૧૭ શામળનું વાર્તાસાહિત્ય—વ્યાખ્યાતા સ્વ. પ્રો. નવલરામ જગન્નાથ ત્રિવેદી, મૂલ્ય રૂા ૧—૦—૦
કાઠિયાવાડના સુમના-લેખક શ્રી ભગવાનલાલ લ, માંકડ, મૂલ્ય રૂા. ૧—૦—૦

૧૯. જયેષ્ઠિમલ્લ જ્ઞાતિ અને "મલ્લપુરાણ"—લેખક શ્રી ભોગીલાલ જ. સાંડેસરા, મૂલ્ય ૦–૧૪–૦

## ગૂર્જર ગ્રંથ રત્ન કાર્યાલય–અમદાવાદ તરફથી

૨૦ વાચિનીદેવી–( નવી આવૃત્તિ ) લેખક. શ્રી ધૂમકેતુ, મૂલ્ય રા. ૪–૮–૦

૨૧ સોમનાથ–લેખક શ્રી રત્નમણિરાવ ભીમરાવ, પ્રકાશક ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદ, મૂલ્ય રૂા ૪–૦–૦

૨ પૃથિવીવલ્લભ–( નવી ૭ મી આવૃત્તિ ) લેખક શ્રી કનૈયાલાલ માણેકલાલ મુનશી, મૂલ્ય રૂા ૨–૮–૦

૨૩. ઊંડા અંધારેથી–મૂળ લેખક મેકસીમ ગોર્કી, વેશાંતરકાર શ્રી ગિરીશ ભચેચ, મૂલ્ય રૂા ૨–૮–૦

૨૪ વરતો અને ઉખાણા–સંપાદક શ્રી કેશવલાલ લલ્લુભાઇ શાહ, મૂલ્ય ૧–૫–૦

૨૫ દિવાસ્વપ્ન–લેખક શ્રી. ગિજુભાઇ, નવી આવૃત્તિ, મૂલ્ય રૂા ૧–૮–૦
પ્રાથમિક શાળામાં ભાષાશિક્ષણ–( ત્રીજી આવૃત્તિ ) લેખક ઉપર પ્રમાણે મૂલ્ય રૂા ૨–૦–૦

૨૬ વાચનસીડી–પગથિયાં ૧ થી ૪–લેખક દરેકના શ્રી સોમાભાઇ કિશાભાઇ પટેલ,

૨૭ વેવિશાળ–( નવી આવૃત્તિ )-લેખક શ્રી ઝવેરચંદ મેઘાણી, મૂલ્ય રૂા ૪–૮–૦

૨૮ ચાર મોરચાની કેળવણી–લેખક શ્રી દમુભાઇ શુકલ, મૂલ્ય રૂા ૧–૪–૦

## ચરોતર એજ્યુકેશન સોસાઇટિ–આણંદનાં પુસ્તકો

૨૯ છિપા ખજાના–લેખક શ્રી છોટુભાઈ સુથાર, મૂલ્ય –૦૮–૦

૩૦ અમર ગાંધીજી–લેખકઃ શ્રી સોમાભાઇ ભાવસાર, મૂલ્ય રૂા ૦–૩–૦

## અન્ય પ્રકાશકો તરફનાં પુસ્તકો

૩૧ ગુજરાતી સાહિત્ય પરિષદ્ સંમેલન—(૧૬ મું અધિવેશનનો અહેવાલ). અહેવાલ વ્યાખ્યાનો તથા નિબંધો–સંપાદક પ્રકાશક શ્રી ઉપેન્દ્ર પંડયા, રાજકોટ, મૂલ્ય રૂા ૫–૦–૦

૩૨ સેવામૂર્તિ હરિભાઇ–લેખક પ્રો ધીરજલાલ પ્રાણજીવનદાસ પરીખ, પ્રકાશક ચંદ્રકાન્ત મણિલાલ પરીખ, મુ કપડવંજ, મૂલ્ય ૦–૮–૦

૩૩ જીવનસાધના–લેખક પ્રકાશક શ્રી લલ્લુભાઇ ઉપાનકાર, ઉંડાચ, વાયા બિલીમોરા

૩૪ કુમારિકાને–લેખક શ્રી પુરાતન બુચ, પ્રકાશક બાલગોવિંદ કુબેરદાસ, ગાંધી રસ્તો, અમદાવાદ મૂલ્ય રૂા ૦–૧૨–૦.

૩૫ પંચતંત્ર–સંપાદક અને અનુવાદક શ્રી ભોગીલાલ જ સાંડેસરા, પ્રકાશક ભારતીય વિદ્યાભવન, ચોપાટી, મુંબઇ ૭ મૂલ્ય રૂા ૮–૦–૦

૩૬. ઢાંકપીછોડો–લેખક શ્રી ઉમેદ કવિ, સરસ્વતી પ્રેસ, ભાવનગર, મૂલ્ય ૨–૦–૦
૩૭. ફોરમ-લહરિ, ૨, ૫, ૭, ૧૨–લેખક શ્રી શારદાપ્રસાદ વર્મા, પ્રાપ્તિસ્થાન યુગાન્તર કાર્યાલય, ગોપીપુરા–સુરત, મૂલ્ય અનુક્રમે રૂા ૦–૫–૦, ૦–૬–૦, ૦–૮–૦, અને ૦–૫–૦.
૩૮ ભ્રમણ–લેખક શ્રી રમેશ રંગનાથ ગૌતમ, પ્રકાશક શ્રી. સયાજી સાહિત્ય માળા, મૂલ્ય રૂા ૧–૭–૦
૩૯ રાજપુત્રનું શિક્ષણ–સંપાદક શ્રી રાજરત્ન બાપુભાઈ જાદવરાય વૈષ્ણવ, પ્રકાશક ઉપર પ્રમાણે મૂલ્ય રૂા ૦–૧૦–૦
૪૦ ગુજરાતી ગ્રંથકાર સંમેલન (૧૯૪૮) વ્યાખ્યાનમાળા–પ્રકાશક ઉપર પ્રમાણે મૂલ્ય રૂા ૩–૫–૦

## બાલજીવન કાર્યાલય–વડોદરાનાં પુસ્તકો

૪૧ નવલશા હીરજી, ૪૨ કરોળિયાનો કાળપાશ, ૪૩ જાદુઇ નગરી ૪૪ કચ્છનો કુળદીપક, ૪૫ દાડેમડી, ૪૬ ચંદ્રહાસ, ૪૭ પ્રભુભક્ત પ્રહ્લાદ, ૪૮ લવકુશ–દરેકના સંપાદક–શ્રી રમણલાલ ના શાહ, મૂલ્ય દરેકનું ૦–૬–૦
૪૨ પુરાણની પ્રસાદી–લેખક શ્રી રમણલાલ નાનાલાલ શાહ પ્રકાશક બાલજીવન કાર્યાલય, બાજવાડા, વડોદરા મૂલ્ય રૂા ૧–૨–૦.

## ઘરશાળા પ્રકાશન મંદિર–ભાવનગરનાં પુસ્તકો

૪૯ વસન્તભાઈની વાતો–ભાગ ૧, ૨, ૩, ૪–ભાગ ૧–૨ નું મૂલ્ય ૦–૬–૦, ભાગ ૩–૪ નું મૂલ્ય ૦–૯–૦
૫૦ હિંડોળો–લેખક મૂલ્ય વગેરે ઉપર પ્રમાણે
૫૧ ઉખાણાં કે કોયડા–લેખક મૂલ્ય ઉપર પ્રમાણે

---

(અનુસંધાન પૃષ્ઠ ૪૧૪ નું)

## તો અંધારૂં

જ્ઞાન વિના આ જગતમાં બધું નકામું છે, અંધકારમય છે, બોજારૂપ છે જ્ઞાનના પ્રકાશ વિના પણ માણસ ચાલી તો શકે છે, પણ ક્યાં ચાલવું, કેમ ચાલવું, કઈ દિશા તરફ પ્રયાણ કરવું તેનું એને ભાન સરખું પણ હોતું નથી આવો જગતઝાડીમાં કે ખીણો ને પહાડોમાં અથડાતો અથડાતો તે જીંદગી ગુજારે છે

## જ્ઞાનમાંથી બળ

જ્ઞાન એ બળ પણ છે, કારણકે બળનું ઉદ્ભવસ્થાન શરીર નહિ પણ મન હોય છે. જ્ઞાન વિના હૃદય કેળવાતું નથી તાલીમ વિના બળ પ્રાપ્ત થતું નથી જ્ઞાન સાચું ને પાકું છે કે નહિ તેની કસોટી પણ આમાંથી જ થાય છે જ્ઞાન પછી જો બળ પ્રકટે નહિ તો એ જ્ઞાનમાં ખામી છે, એમ ખાતરીથી માનવું 'મૃત્યુ છે જ' એનું જ્ઞાન જો સાચું ને પાકું હોય તો મોતનો ડર કદી, લાગે જ નહિ

આવા જ્ઞાનની આરાધના કરીએ

"જન્મભૂમિમાંથી"




## પુ સ. સ. મંડળ રજતજયંતિ મહોત્સવ.

પુ. સ સ મંડળ લિ નો પચ્ચીસવર્ષાન્ત રજતજયંતિ મહોત્સવ આગામી મે માસના પહેલા પખવાડિયામાં ઉજવવાનો નિર્ણય કરવામાં આવ્યો છે આ સમારંભનું પ્રમુખસ્થાન ને ના દીવાન સા ડૉ જીવરાજ મહેતાએ લેવાનુ કૃપાવંત થઇને સ્વીકાર્યુ છે એ અંગેની પૂર્વ તૈયારીઓ થઇ ચૂકી છે આ સમારંભ અંગે હિંદમાં પ્રસિદ્ધ થતા ભિન્ન ભિન્ન ભાષાઓના અગ્રગણ્ય સામયિકોનું એક પ્રદર્શન પણ યોજાવાનુ છે એ પ્રદર્શનમાં રજૂ કરવા માટે જે તે સામયિકોના સંચાલકોને તેમના છેલ્લા બહાર પડેલા અંકો મોકલવા અમે વિજ્ઞપ્તિ કરી હતી તેને માન આપીને તેઓ તરફથી અમને સારો સહકાર પ્રાપ્ત થયો હતો પરંતુ અગાઉ નિયત થયેલ તારીખમાં હવે ફેરફાર થનાર હોવાથી તે સૌ પત્રો-સામયિકોના સંચાલકોને વિનંતિ છે કે, તેઓ પોતાના પત્રસામયિકના મે માસના પ્રથમ સપ્તાહમાં પ્રગટ થયેલા અંકો અમને મોકલી આપવા કૃપા કરે આશા છે, અમારી આ વિજ્ઞપ્તિને તેઓનો સહકાર પૂર્વવત્ ફરીવાર પ્રાપ્ત થશે

## પુસ્તકાલયોને મદદ

સા. પુ ધામણવા (તા વિસનગર) ને ૫) શા પ્રેમચંદ હીરાચંદ, ૪) શા ચંપકલાલ કેસવલાલ, ૫) હરગોવિંદલાલ ઉ વ્યાસ, ૩) વણકર મીઠાભાઇ આબાભાઇ તથા ૪) પટેલ ઈશ્વરલાલ ગોકળદાસ તરફથી

વ્યાસવાસણા (તા. આતરસુબા) ને ૧૧) જોષી મોહનલાલ દલસુખરામ, ૫) શ્રી પૂનમચંદ ભગવાનદાસ તથા ૫) શેઠ સોમાલાલ કાળીદાસ તરફથી

સા પુ. ધારીસણા (તા દહેગામ) ને ૩) ૫) શ્રી. ડોસલજી માતમજી તરફથી

## શિષ્ટવાચન પરીક્ષા

દહેગામ મહાલ પુ મંડળ તરફથી વિદ્યાર્થીઓ માટેની શિષ્ટવાચન પરીક્ષા ગઇ તા ૧૦-૪-૪૯ ના રોજ ' આપણા જવાહર" એ પુસ્તકની લેવાઇ ગઇ છે

## મહાલ પુસ્તકાલયોના મંત્રીઓના સંમેલનો

(૧) વાઘોડીઆ મહાલના પુસ્તકાલયોના મંત્રીઓનુ સંમેલન તા. ૨૭-૨-૪૯ને રવિના રોજ બપોરના એક વાગે, વાઘોડીઆ સા પુ ના મકાનમા, સાવલી મહાલ શાળાધિકારી શ્રી મણિલાલ ઘ દવેના પ્રમુખસ્થાને ભરવામા આવ્યુ હતુ. તેમા શરૂઆતમા મંત્રીઓ તરફથી,

પુ ના વહીવટમા જણાતી મુશ્કેલીઓના પ્રશ્નો રજૂ થતા, પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્ય શ્રી ઉમે ભાઇ માહેબે તેના સતોષકારક ખુલાસા આપ્યા હતા. તે પછી નીચે પ્રમાણેના બે ઠરાવો પસાર કરવામાં આવ્યા હતા

૧ મહાલના તમામ પુસ્તકાલયોને આ સમેલન, મહાલ પુ મ. તરફથી વિદ્યાર્થીઓ માટે લેવાનારી 'ગાંધીજી' નામના પુસ્તકની તથા રા પુ મ તરફથી મોટાઓ માટે લેવાનારી 'માણસાઇના દીવા' ની શિ વા ની પરીક્ષાનો ભાગ પ્રમાણમાં પ્રચાર કરી, બહોળા પ્રમાણમા તેનો લાભ લેનાર ઉમેદવારો ઊભા કરવા આગ્રહપૂર્વક વિનતિ કરે છે

૨ મહાલના તમામ પુસ્તકાલયોને આ સમેલન મહાલ પુ મ ડળ કાનાજ, ત્રિમાસિક નિવેદન, વાર્ષિક નિવેદન, બજેટ વગેરે ખાતા તરફ મોકલી આપવા વિનતિ કરે છે

ત્યારબાદ શ્રી ઉમેદભાઈસાહેબ, રાજ્ય પ્રચારક શ્રી, વલ્લભભાઇ, શ્રી મણિલાલ કાશીવાળા શ્રી પુલાભાઇ પટેલ, શ્રી મ ગલદાસ પોલા, શ્રી નટવરલાલ પોલા, મિડલ સ્કૂલના હેડમાસ્તર શ્રી મૂળજીભાઇ વગેરેએ ઠરાવો ઉપર તથા પ્રાસગિક વિવેચન કર્યા હતા છેવટમા પ્રમુખશ્રીએ ઉપસંહારનુ ભાષણ કરતાં, "સાચા નાગરિક બનવુ હોય, મજેની આઝાદી શોભાવવી હોય તો અનુભવોના નિચોડ જેવાં જે પુસ્તકો હોય તે આપણે વાચવાં અને પચાવવા જોઇએ અને તેની સાથે જે પચાવના પણ શિખવુ જોઇએ જગતમાં જે તે દેશોની કિમત ચારિત્ર્યશીલ નાગરિકો ઉપર હોય છે આપણો દેશ ભૂતકાળમા તેવોજ હતો આપણે હવે ફરીથી જૂના વખતમા મેળવેલી કીર્તિ સપાદન કરીએ મારૂ તારૂ વિસરી જવુ જોઇએ આપણામાં બહોળુ જ્ઞાન હોવુ જોઇએ આઝાદી ટકાવવા સારૂ નાગરિકો ઘડવા જોઇએ અને તે કામ આપણા ખાતનુ છે આપણે સૌએ ફરજ બગાબર બજાવીએ, વિદ્યાલય અને પુસ્તકાલય બને આપણી પાસે છે એ બનેનો સુમેળ સાધી આ નવીન યુગમાં ચેતનવતી પ્રજા બનાવવા પ્રયત્ન કરીએ વગેરે વગેરે જણાવી પ્રમુખપદ આપવા બદલ સૌનો આભાર માની પોતાનુ વક્તવ્ય પૂરુ કર્યું હતુ

ઉત્તરમાં શ્રી મણિલાલ કાશીવાળાએ પ્રમુખનો તથા સર્વનો આભાર માન્યો હતો આ રીતે સંમેલનનુ કાર્ય ચારવાગે પૂરુ કરાયુ હતુ

(૨) સાવલી મહાલ પુ. મ ડળના મ ત્રીઓનુ સ મેલન મઇ તા ૨૦-૨-૪૯ના રોજ સાવલીમુકામે મળ્યું હતું તેમા નીચે પ્રમાણે ઠ રાવો પ સાર કરવામાં આવ્યા હતા'(૧)શિષ્ટવાચન પરીક્ષા માટે "જવાહર" પુસ્તક નક્કી કરવાને તથા પરીક્ષા માટે તારીખ નમુદ કરવાનો (૨) ત્રિમાસિક નિવેદન જૂથમા નિયમિત મોકલવાને લગતો. (૩) પુસ્તકાલય પ્રવૃત્તિને વેગવાન બનાવવા બાળકોમા વાચનપ્રચાર વધારવાનો તથા પ્રૌઢશિક્ષણ પામેલા નવા વાચકો માટે મોટા અક્ષરે છાપેલા પુસ્તકો બજેટમા ખરીદી વાચનપ્રચાર વધારવાનો, (૪) જૂથ પુસ્તકાલયોના મત્રીઓએ પોતા તરફ આવેલા નિવેદનો એકત્ર કરી તેનુ નિવેદન તાલુકામાં મોકલવા તજવીજ કરવાને લગતા ઠરાવો થયા હતા

(૩)પાટણ મહાલ પુસ્તકાલય મડળનું ત્રીજુ અધિવેશન ગઇ તા ૨૭-૩-૪૯નારોજ સરિયદ મુકામે મળી ગયુ તેનો હેવાલ હવે પછી

(અનુસધાન પૃષ્ઠ ૪૪૦ ઉપર )

# એ પળ ચાલ્યાં આવે છે!

સોનાના ભાવ વધતા જતા હતા

લાખોની લગડીઓને પોતાને ત્યાં કેદ કરનાર શ્રીમંતે, પોતાના દુર્ગસમા ઘરમાં પ્રવેશ કર્યો ત્યારે આવનાર એ એકનો જ ન હતો, ખરી રીતે એ એકલો ભાગ્યે જ રહેતો એની સાથે એક મોટું ટોળું ભટકતું જ ફરતું નોકરોનું નહિ, ચિંતાઓનું! ભાવ વધવાની ચિંતા, ઘટવાની ચિંતા, સરભર રહેવાની ચિંતા, સરકારના ધારાની ચિંતા, જકાત આવવાની ચિંતા, ન આવવાની પણ ચિંતા ચિંતા ચિંતા ને ચિંતા ચિંતા એની સાથે પડછાયાની જેમ રહેતી કસાઇખાનામાં ઊડતાં અસંખ્ય ગીધડાંની માફક એના ઉપર પણ અસંખ્ય ચિંતાઓ હંમેશા ઊડયા કરતી

પણ એવા દુર્ગમા રંગબેરંગી માછલીઓના વીજળીફુવારા પાસે આવીને એ ઊભો રહ્યો અને ત્યાં ઊભેલી જળસુંદરીઓના હાથમાના કુંભમાંથી ઢળ્યા જ જતા પાણીના પ્રવાહને નિહાળી રહ્યો કલ્પનાના ધોધ સમું પાણી વહી જતું હતું, વિચારના અબ્ધિતરંગ સમું એ હોજમાં ઊછળી રહ્યું હતું

અને એના પોતાના જીવનનાં ગઇ કાલનાં સંસ્મરણો એને યાદ આવી ગયાં!

ગઇ કાલે એ પેલા ખેતરને શેઢે બેઠો બેઠો પોતાના બળદને ચરતા નિહાળી રહ્યો હતો. ધોરિયામા પાણી ચાલી રહ્યું હતું ઝાડના ઝુંડમાથી પંખીઓનું ગાન આવતું હતું. અને એ જીવન જીવી રહ્યો હતો. થોડી જરૂરિયાતોનું અને થોડી ચિંતાઓનું પણ પ્રમાણમાં શાંત જીવન ગાળી રહ્યો હતો!

આજે એણે સોનાને કેદ કર્યું હતું. અને આદી સોનાએ એને કેદ કર્યો હતો! ચિંતા, અને હાડ ધ્રુજાવે એવી ગરીમી એની પાસે હતી અને લાખોને ઈર્ષ્યા આવે એટલું સોનું એની પાસે હતું!

ગઇ કાલે એની રાહ એ મુક્તપંખીની રાહ હતી, એ ઠીક પડે તો ગાય ઠીક ન પડે તો ન ગાય, આજ એની રાહ નિયમની શૃંખલા પડી હતી એણે અમુક ગાન અમુક ઢબે ગાવું જ જોઇએ. એ જે સમાજમાં હતો, એ સમાજનું ગાન એ એનું પોતાનું ગાન તો ક્યારનું વિદાય થઇ ગયું હતું! એના મુક્તાત્માએ, હવે ભાર વહેનાર ગધેડાનો વેષ ભજવવાનો હતો. એની

પીઠ ઉપર પડેલા સોનાને સાચવવા કાં એણે ગધેડા થવું જોઈએ અથવા તો સોનાને ઢળી દેવા જવુ જોઈએ ! રે વિચિત્ર પરિસ્થિતિ !

અને એનો આત્મા સંભારતો જ ગયો પેના છુટાં વહી જતાં ઝરણાં ક્યાં હતાં ? પેલી આંબલીની ઘટા ક્યાં હતી ? પંખી, પશુ અને વનનુ જીવન એ સઘળા પણ ક્યાં હતા ?

એ બધા શું કેવળ આ સોના માટે થઈને મે ખોયા ? અને એ પણ આ સોના માટે કે જે મારે વહેવાનું, વહેવાનું ને વહેવાનુ જ છે !

આજ તો મારી પાસે મારી નિરર્થક એકાંત એકલી જ રહી ગઈ છે !–એ એકાંત–કે જે એક વખત જીવનનો આનંદ આનંદ ભરીને આવતી, આજે એ જ એકાંત જીવનમા ભાર, ભાર અને ભાર આપી જાય છે ! ઓહો ! એકાંત એકાંતમા કટલો ફેર છે ? એક જીવન આપે છે, બીજી જીવન લઈ જાય છે !

હા, એટલું ખરુ મારા જીવનના સ્મશાનમાંથી ઊભા થયેલા એક ભવ્ય મહાલયમાં, હું બે ઘડી, ક્યારેક ક્યારેક ગુમાવેલો આનંદ અને ખોયેલુ જીવન શોધવા નીકળુ છુ અને અરે ! ત્યારે જ મને સાભરે છે કે હું જે શોધુ છુ એ તો એક વખત મારામાં જ હતુ ! પણ એ તો હતા આજ નથી આજ હવે શોધ્યાં જડતાં પણ નથી.

એક વખતે એ પણ ન હતો જ્યારે એક માત્ર જેવા તેવા કપડામાં ઢંકાયલી, પેલી મારી વગડાવાસિની નાનકડી જુવાન છોકરીના છાનાં પગલા, મારા હૃદયમાં પ્રેમને અને પ્રેમના હૃદયમાં મને આનંદોર્મિના હીંચોળે હીંચોળી મૂકતાં એ તો હીંચકો હતો કે સ્વર્ગ હતું, એની પણ આજ તો કેવળ કલ્પના જ કરવી રહી !

અને આજે કેટલી રમણીઓની વચ્ચે હું જાતને હીંચોળું છુ અને છતાં જાણું છું કે આ—આ પણ યંત્ર જ થઈ ગયુ છે ! એમાં હવે જીવનપ્રભાતની જે મધુરતા હતી તેનો એક નાનકડો પણ અંશાંશ ક્યા છે ?

ગઈ કાલે હું ચિંતામુક્ત હતો. લોકનજરમા મારે માટે માન ન હોય તો કાંઈ નહિ, પણ ઘૃણા ન હતી. આજે હું પોતે કેદી છું, ને સુખી છુ એમ માનીને મારો તેજોદ્વેષ કરનારાઓની સંખ્યા કેટલા સેંકડોની બની ગઈ છે !

અને આ બધું શાને લીધે ? સંગ્રહવૃત્તિનો આવો ભયાનક લમ્બો પડછાયો પડે છે એ ખબર આજ જીવનસંધ્યાકાલે મને પડી !

આજ મને ખબર પડી કે કીર્તિ અને કનક એ બન્ને તો કંદર્પનાં સંતાન છે.

ધીમે ધીમે હોજની રંગીન માછલીઓને જોતો જોતો અનેક ફૂલપોઢયા ક્યારાઓ પાસેથી એ ચાલી નીકળ્યો.

હજી એની વિચારમાળા તો એના મનમાં ચાલી જ રહી હતી 'લોકો જેને સમૃદ્ધિ કહે છે, જેના નામે લોકો ઘેલા ઘેલા થઈ જાય છે, જેનું નામ સાંભળતા પાણી પાણી થઈ જાય છે, એ આ સમૃદ્ધિ ? આ કનકમાયા ? દુનિયામાં આ ભેગું જ કર્યું, ધારો કે આખી દુનિયાનુ આંહીં ભેગુ કર્યું જ તો પણ એ જીવનની એક પળને પણ ફરીને આપી શકશે ? અથવા

તો હૃદયમાં આનંદ આનંદ ફરી મૂકશે ? અથવા તો આ અસંખ્ય માણસોનાં હૃદયને જોવાની શક્તિ આપી શકશે ?

જો એ કંઈ જ આનામાં ન હોય-તો તો આ ભાર એ પણ એક નકામો અવાજ નથી ? અર્થહીન અને અશક્ત

એને લાગ્યું કે આ જે પળ આજે આવી કે એવી પળ એને ફરી પ્રાપ્ત થવાની નથી. પ્રજ્ઞાનો દીપ પ્રગટાવવો હોય તો તેલ પૂરવાનો આ સમય છે. અજ્ઞાનના સંતાન જેવી સંગ્રહવૃત્તિએ શાંતિને હણી નાખી છે.

છતાં પોતાની રાતદિ' ચાલી રહેલી સંગ્રહવૃત્તિની વિચારમાળાએ એના જીવનની પળેપળને કેવા ભયાનક પડછાયાથી ઘેરી લીધું છે એનો ખ્યાલ તો એને અકસ્માત એક બીજા પ્રસંગે આપી દીધો, અથવા કહો કે આ પ્રસંગે જ એને ખરો જગાડી દીધો.

એ જ્યાં ફરતો ફરતો પોતાના દુર્ગની બહાર વીજળીના તેજમાં લાંબી દૃષ્ટિ નાખતો ઊભો હતો ત્યાં એક અકિંચન ભિખારી આવ્યો

એણે પોતાનો હાથ એની પાસે લાંબો કર્યો અને પેલા શ્રીમંતને લાગ્યું કે જે ગઈ કાલને એ થોડા વખત પહેલાં નિહાળી રહ્યો હતો, પેલા હોજ પાસે, એ આ ગઈ કાલ જ, જાણે મૂર્તિમંત બનીને, આજને કહેવા આવી છે કે આપણે એક એવો દીપ ન પ્રગટાવીએ જે આવતી કાલને પ્રકાશમાં નવરાવે !

અને એણે એને આવતીકાલે આવવાનું નિમંત્રણ આપ્યું. એકલાં નહિ, સગાંસંબંધી સાથે માગવા નહિ, જીવવાનું શીખવા

એના મનમાં એક સુંદર વિચાર આવી ગયો હતો 'જીવનમાં જે જે વસ્તુ છે તે તમામ સુંદર છે સોનું પણ સુંદર છે, આટલો બધો સંગ્રહ થયો તો એમાંથી એક નવી વાત મળી. સંગ્રહ તમામ સડો આપે છે પ્રેમ અને પૈસા બન્નેની રીત એકસરખી છે. જે વિવેકથી વાપરે એને કનકમાં પણ જીવનસંગીત જડે, જે ન વાપરે તેને એનો ભાર જ મળે.

—ધૂમકેતુ

* ખલિલ જિબ્રાન ઉપરથી ("હમિ'ને નવરચના" માંથી)

---

–જે સહી લાગણી મરણને કદિ બેઠેલા કે માનવમાળને દુ:ખ આપીને એને જીવાડવા તમને પ્રેરે છે તે જ સદ્‌ગુણ છે, તમારામાં રહેલો આ સદ્‌ગુણ જ તમને દિવસનો પ્રકાશ તથા તથા રાત્રિની શાંતિને માણવાને પાત્ર ઠરાવે છે.

—ખલિલ જિબ્રાન

# અપંગની પ્રતિભા

એનું નામ રઘુવંશ. એની કારકિર્દી સાચે જ પ્રારબ્ધને પુરુષાર્થે દીધેલા પડકાર જેવી છે જન્મથી જ એના હાથ રહી ગએલા હતા આ જન્મખોડે એને એવો દુર્ભાગી બનાવી મૂક્યો હતો કે સામાન્યમાં સામાન્ય અને દુઃખીમા દુઃખી માણસોએ એને જોઇને પોતાના નસીબ માટે સંતોષ અનુભવ્યો હોત હાથ ચલાવ્યા વગર જેના કોઇનું ગાડું આગળ ચાલે જ નહિ એવું કામ આ લગભગ હાથ વગરના જુવાને હાથમાં લીધું, તેને છેવટ સુધી વળગી રહ્યો ને પાર પાડીને જ જંપ્યો

રઘુવંશ જો પૈસાદાર માબાપનો છોકરો હોત તો કંઇક સારૂં હતું પણ એ તો બહુ ગરીબ ઘરનો બાળક હતો બહુજ નાનપણમાં એણે માબાપની છત્રછાયા પણ ગુમાવી, છતાંયે પોતે નહિ જ ભણી શકે એવો વિચાર તેણે મનમાં આવવા જ ન દીધો ભણવાનો જ નહિ પણ ઉચ્ચ અભ્યાસમાં દીપી નીકળવાનો નિશ્ચય કર્યો અડગ નિશ્ચયબળ અને સંપૂર્ણ આત્મશ્રદ્ધા સાથે તેણે વાંચવા ને લખવા માંડયું નિયમિતપણે એ તો શાળામાં જાય દરેક પરીક્ષામાં બેસે ને પાસ થાય થોડા વખત પછી તેને લાગ્યું કે પોતે સારો વિદ્યાર્થી થઇ શકે એટલી બુદ્ધિ એને ઇશ્વરે આપી છે શાળાના વિદ્યાર્થીઓ અને શિક્ષકો એને કહેતા કે "રઘુવંશ, તું સારો વિદ્યાર્થી છે અને તારામાં સુંદર યાદશક્તિ છે" આ ઉત્તેજન એને અમૃત જેવું થઇ પડયું

રઘુવંશે હાથ અને પગ બંનેની મદદથી લખવાની ટેવ પાડી આ રીતે ધીરે ધીરે લખાય અને પરીક્ષામાં બીજા વિદ્યાર્થીઓ કરતા વધારે વખત જોઇએ એ તો દેખીતું જ છે હવે શાળાની પરીક્ષામાં તો જાણે એને થોડોક વખત વધારે આપવામાં આવતો હતો પણ યુનિવર્સિટીના કર્ણધારોના સંકુચિત માનસે એના તરફ જરાય સહાનુભુતિ બતાવી નહિ એણે તો મનમાં ધાર્યું હતું કે યુનિવર્સિટીના સત્તાવાળાઓ એને થોડો વધારે વખત આપશે એને કુદરતે કરેલા અન્યાયને માનવન્યાયબુદ્ધિ કંઇક હળવો બનાવશે પોતાને પરીક્ષામાં થોડો વધારે વખત મળે તે માટે તેણે અરજીઓ તો કરેલી, પણ કાયદાની ક્રૂર અક્કડતા પર આધાર રાખીને સત્તાવાળાઓએ એને પાછી ધકેલેલી! રઘુવંશ બધાજ પ્રશ્નોનો જવાબ લખી શકે તેમ હતો, પણ સમયને અભાવે દરેક પેપરમાં અમુક પ્રશ્નો એને છોડી દેવા પડયા હતા. ફર્સ્ટ કલાસ એને કદી ન મળ્યો, જો કે એ ફર્સ્ટ કલાસ વિદ્યાર્થી હતો

રઘુવંશ જરાય નિરાશ ન થયો હૈયું જાગૃત રાખીને એણે અભ્યાસ જારી રાખ્યો, સુલતાનપુર હાઇસ્કૂલનો એ વિદ્યાર્થી હતો ફૈઝાબાદ ઇન્ટરમિડિયેટ કોલેજમાંથી એણે ઇન્ટરની પરીક્ષા પસાર કરી. આગ્રા યુનિવર્સિટીમાંથી એમ. એ. ની ડીગ્રી માટે એને મહત્વાકાંક્ષા થઇ એ અલ્હાબાદમાં સ્થિર થયો હિંદી સાહિત્યમાં સંશોધનનું કામ એણે શરૂ કર્યું પોતાના નિર્વાહ પુરતું એને કમાવાનું પણ હતું જ પણ હાથ વગરનો માણસ કયાં કામ લાગે? રઘુવંશે રોટલા માટે પણ લખવાનો ધંધો સ્વીકાર્યો લખવાનું કામ તો એને માટે મહાત્રાસરૂપ હતું પુસ્તકોની સારા અક્ષરે નકલ કરવાનું કામ એણે સ્વીકાર્યું હતું. એક વખત અમે એને પૂછયું

 ( અનુસંધાન પૃષ્ઠ ૪૨૬ ઉપર )

# અફઘાનિસ્તાનમાં સંસ્કૃત

અફઘાનિસ્તાન એક નાનો દેશ છે સંસ્કૃતિની દૃષ્ટિએ પ્રાચીન સમયમા તે હિંદનો એક ભાગ હતો. આઠમી સદીમા જ ત્યાના લોકોએ ઈસલામ ધર્મ સ્વીકાર્યો હતો અને ત્યારથી હિંદ સાથેની તેની સંસ્કારની સાંકળ તૂટી ગઈ હતી ત્યાસુધી અફઘાન લોકો બૌદ્ધ ધર્મ પાળતા બૌદ્ધ કલાના કેટલાક સુંદર પ્રાચીન નમૂનાઓ અફઘાનિસ્તાનમાથી મળી આવે છે. ભગવાન બુદ્ધની મોટી મોટી પ્રતિમાઓ બામીયાનના ખડકોના પથ્થર કાપીને તેમાંથી કોતરવામાં આવતી એવી એક પ્રતિમા ૧૬૦ ફીટ જેટલી ઊંચી છે આખા અફઘાનિસ્તાનમાથી બૌદ્ધ કાળની કલા-પ્રતિમાના નમૂનાઓ જોઈએ તેટલા જોવા મળે છે પુરાણમા એ પ્રદેશનો વિસ્તાર ઓકસસ ( સંસ્કૃત વક્ષુનુ એક અપભ્રષ્ટ રૂપ ) નદી સુધીનો હતો વૈદિક કાળમાં કાબૂલ નદી કુભા નામથી ઓળખાતી હવે કાબુલમા યુનિવર્સિટી સ્થપાતા અફઘાન સરકારે સાહિત્યના અભ્યાસી વિદ્યાર્થીઓ માટે સંસ્કૃતનો અભ્યાસ ફરજિયાત ઠરાવ્યો છે યુનિવર્સિટીની સાહિત્યની શાખામા બધા વિષયો પુશ્તુ અને ફારસી ભાષામા શીખવાય છે પુશ્તુ અને ફારસીની મૂળ માતૃભાષા સંસ્કૃત હોવાથી અફઘાન વિદ્યાર્થીઓને એ શિખવવામા આવે છે તેનો ચાર વર્ષનો અભ્યાસક્રમ છે, અને દર અઠવાડિયામાં - કલાક તેને માટે રાખેલા છે. પહેલા વર્ષમા નાગરી લિપિ, વાચન, પ્રાથમિક વ્યાકરણ, સાદી સંસ્કૃત વાતચીત અને ઈશ્વરચંદ્ર વિદ્યાસાગરનો ' ઋજુપથ ' શીખવાય છે, અત્યારે એ વર્ગમા ૨૫ વિદ્યાર્થીઓ છે

બીજા વર્ષમાં શ્રુતલેખન, વાચન, ભાષાંતર, વાર્તાલાપ અને પ્રાથમિક વ્યાકરણ આગળ ચાલે છે ભગવદ્ગીતાનો અભ્યાસ ત્યારથી શરૂ થાય છે અને પહેલા ચાર અધ્યાય વર્ષમાં શીખવાય છે તેમાંના ૨૫ શ્લોક મોઢે કરવાના હોય છે. અફઘાન વિદ્યાર્થીઓ ગીતા અને કુરાનના તુલનાત્મક અભ્યાસમા બહુ રસ ધરાવતા લાગ્યા છે ગીતાના જ વિચારોનો પડઘો પાડતા કુરાનના પેરેગ્રાફો તેઓ શોધી કાઢે છે. આવું ગંભીર તત્ત્વજ્ઞાનનુ પુસ્તક હિંદમા છે એ જાણીને તેમને આશ્ચર્ય થાય છે વળી હિંદના તત્ત્વજ્ઞાન અને સાહિત્યની આવી પ્રાચીનતાથી તેમની આંખો પણ ઉઘડવા લાગી છે

ત્રીજા વર્ષમા ગીતાના ૬ વધુ અધ્યાયો શીખવાય છે સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ શીખવવાનુ શરુ કરવામા આવે છે, નાટક વિષે પણ કેટલુંક શિક્ષણ અપાય છે ચોથા વર્ષમાં ગીતા સાથે શાકુંતલનુ શિક્ષણ શરુ થાય છે બધો ગદ્યવિભાગ ... શીખવાય છે અને ૭ હો તો અમુક પસંદ કરેલા જ શીખવાય છે. સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ આગળ ચાલે છે અને સંસ્કૃત ગદ્ય-પદ્ય સાહિત્યનો વધુ વિસ્તૃત ખ્યાલ વિદ્યાર્થીઓને આપવામાં આવે છે વેદાંત અને આર્ય તત્ત્વજ્ઞાનનાં પ્રાથમિક વ્યાખ્યાનો પણ અપાય છે બીજા વર્ષના વર્ગમા અત્યારે ૧૧, ત્રીજા વર્ષમા ૯ અને ચોથા વર્ષમાં ૫ વિદ્યાર્થીઓ છે ૩૦૦ ગ્રંથોની એક તાજી સંસ્કૃત લાયબ્રેરી પણ વસાવવામા આવી છે અફઘાન વિદ્યાર્થીઓ ચુસ્ત મુસ્લીમ હોય છે, પણ તેમણે ઉદાર દૃષ્ટિ કેળવી છે. એમ મનાય છે કે સંસ્કૃતના અભ્યાસી વિદ્યાર્થીઓ હિંદ અને અફઘાનિસ્તાન વચ્ચે ભવિષ્યમાં પ્રેમની નવી સાંકળ સાધનારા નાગરિકો બનશે

આ સંસ્કૃત કૉલેજમાં અફઘાન વિદ્યાર્થીઓને સંસ્કૃત શીખવે છે તે પ્રો. પરમાનંદ બાકુલ અંગ્રેજી, જર્મન અથવા ફ્રેંચ દ્વારા પોતાનું કામ કરે છે. હવે તેમણે વિદ્યાર્થીઓને ફારસી દ્વારા સંસ્કૃત શીખવવા જેટલું ફારસી ભાષાનું જ્ઞાન મેળવી લીધું છે. તેઓ ઇચ્છે છે કે હિંદના લોકો તેમને સંસ્કૃત સાહિત્યનાં પુસ્તકો એ યુનિવર્સીટી માટે ભેટ મોકલી આપે. મુંબઈના પારસીઓએ ફારસી સાહિત્યનાં કેટલાંક પુસ્તકો તેમને મોકલી આપ્યાં છે.

( "પ્રજાબંધુ"માંથી )

---

( અનુસંધાન પૃષ્ઠ ૪૨૪ નું )

"તમે જ્યારે લખો છો ત્યારે આખી પીઠ વળેલી હોય છે ને આખા શરીરે ઘણું જોર કરવું પડે છે. ગતદહાડો તમે આમ શી રીતે લખી શકો છો?" રઘુવંશે જરા લાગણીભીના થઈને કહ્યું.

"દર્દ તો ઘણું થાય છે, આખો બરડો દુખે છે. પણ કામ કર્યા સિવાય મારો છુટકો જ નથી. દાનના પૈસા મારે જોઈતા નથી ને નસીબને નમતું નહિ આપવાનો મેં નિશ્ચય કર્યો છે. માગી દયા ખાવાની કોઈ જરૂર નથી. મારી દયા ખાનારાઓને હું ધિક્કારું છું. આ દુઃખ કંઈ મારી ભૂલોનું પરિણામ નથી. પણ જો દુઃખ આવી જ પડ્યું તો હું શું કરું? મારી તો એક જ ઇચ્છા છે અને તે આપત્તિના સ્વામી તરીકે મારી જાતને સાબીત કરવાની અને મને સંતોષ થાય ત્યાં સુધી મારું કામ કરવાની. આ એક એવી ખોડ છે કે જે મને પુષ્કળ દુઃખ આપે છે, પણ હું આનંદ અને શ્રદ્ધાથી તેનો સામનો કરું છું."

આવો નિશ્ચય અને આવી શ્રદ્ધા સાથે રઘુવંશે ચાર વર્ષ સુધી હિંદી સાહિત્યનું સંશોધન-કાર્ય કર્યું. 'મધ્યકાલીન હિંદી કવિતામાં પ્રકૃતિ' એ વિષય ઉપર એણે એક મહાનિબંધ લખ્યો ને અલ્લાહાબાદ યુનિવર્સિટીએ આ સાલ એને 'ડૉક્ટર ઑફ લીટરેચર'ની ડીગ્રી આપી.

પોતે જે રીતે લખે છે તે એક દુઃખદાયક દૃશ્ય છે. કોઈ એને એ રીતે લખતો જુએ ને કોઈની દયા ઉશ્કેરાય એ તેને ગમતું નથી. પુસ્તકાલયમાં એને અલાયદી રૂમ આપવામાં આવતી. રઘુવંશના હાથ ખરાબ છે, પણ એના હસ્તાક્ષર બહુ સુંદર છે. સંગીતનો એને શોખ હતો પણ તે એ નહિ શીખી શક્યો. કાવ્યવાચન એ બહુ સુંદર કરી શકે છે. તે વાર્તાઓ પણ લખે છે અને તેનો એક વાર્તાસંગ્રહ પ્રસિદ્ધ થયો છે. તેની ઉંમર ૨૭ વર્ષની છે. છેલ્લા ત્રણ વર્ષથી એ હિંદી શબ્દકોશ તૈયાર કરી રહ્યો છે.

જીવનમાં જેને હિંમતનું મૂલ્ય છે, કોઈનું દયાદાન જેને ગમતું નથી, એવા પુરુષાર્થીઓને રઘુવંશની આ 'અપંગ પ્રતિમા' મૂર્તિમન્ત પ્રેરણા બની રહેશે.

("પ્રજાબન્ધુ" માંથી)

---

# કાળા પાણીના ટાપુઓ

**મ**દ્રાસથી આઠસો માઇલ, કલકત્તાથી આઠસોત્રણસો પણ બરમાથી માત્ર સવાસો માઇલ પર આવેલા આ ટાપુઓ આપણા નિર્વાસિતોને વસાવવા માટે ઉત્તમ ગણાય વસતી માત્ર વીસ હજાર હિંદની જેલમાંથી ગયેલા મહેમાનો વસે છે બાકીના પાંચ હજાર માટે એક આરબ વેપારીની સને ૮૫૧ મા લખાયેલી ડાયરીમા જણાવ્યુ છે કે " રખે આ ટાપુ પાસે જતા તેઓ તમને જીવતા જ ખાઇ જશે કોઈ પસાર થતુ વહાણ ખરાબે ચડે અગર પાણી ખોરાક માટે કિનારે આવે તો તેના ખલાસીઓ જીવતા પાછા વહાણ ઉપર આવ્યા નથી "

પરંતુ એ તો બહુ જૂની વાત થઇ. અત્યારના આદિવાસીઓને તો સરકારે બહુ નરમ બનાવી દીધા છે આહિ ગુજરાતના એક સદ્‌ગત મિલમાલેક મીજબાન તરીકે રહી આવ્યા છે અહી મે ક્રમેડન સુપરવાઇઝરના ફટકા ખાઇ ખાઇને આપણા વિનાયક દામોદર સાવરકર પ્રખર રાષ્ટ્ર-વાદી ઉદ્દામ મટીને કોમવાદી બન્યા છે. આહી એક કેદીએ હિંદના વાઇસરોયનો જાન લીધો છે જો આ ટાપુઓ કોઇ વિરોધી રાજ્યના કબજામા હોત તો ભારતને જરૂર ભયરૂપ થઇ પડે

પરંતુ આહી ખેતી તથા ઉદ્યોગોનુ વિશાળ ક્ષેત્ર છે આપણા વેપારીઓ તેમ જ નાણાં રોકનાર માટે આહી તક છે નાળિયેર, રબર, શણ અને ચાની ખેતી થાય છે તેમા જરૂર મોટો વધારો કરી ખીલવી શકાય તેમ છે આંહીનુ લાકડુ એટલુ તો સારુ છે કે તે છેક યુરોપ જાય છે અને ત્યા ઉત્તમ કોટીનુ ફરનીચર તેમાથી બનાવવામાં આવે છે આંહી બે હજાર ફૂટ ઉંચા પહાડ છે, જંગલ છે અને તે જંગલ કપાવીને લાકડુ હિંદ ખાતે નિકાસ કરી શકાય તેવુ છે અત્યારે તો કેદીઓ પાસે બધુ કામ કરાવવામા આવે છે, પરંતુ સાહસિક વેપારીઓ આહીના ઉદ્યોગોમાં પડે તો જરૂર લાભ થાય તેવુ છે

રાજ્યધાની પોર્ટ બ્લેરમા વાયરલેસ સ્ટેશન છે અને આબોહવામા સારામા સારૂ બારૂ અહી છે જે પાણી ભરાઇ રહે છે તે તંદુરસ્તી માટે દૂર કરવામા આવે તો બીજો કશો વાંધો નથી, પણ તે તો વસ્તી વધતા બધી અનુકૂળતા સરકાર જરૂર કરી આપે પોર્ટ કોર્નવોલીસ, સ્ટુઅર્ટ સાઉન્ડ વગેરે બીજા ગામો પણ બંદરી જહાજો માટે ઉત્તમ બારાં છે નવું ક્ષેત્ર શોધનાર આપણા સાહસિક વેપારીઓ માટે આ ખરેખર જ ઉત્તમ ક્ષેત્ર બની શકે, એટલુ જ નહિ પણ વિકાસ માટે સારૂ સ્થળ ગણાય વરસાદ એંશીથી સવાસો ઇંચ સુધી પડે છે

કેદીઓ ને ત્યાં પુષ્કળ છૂટ આપવામા આવે છે તેઓ જાતમહેનત કરી કમાતા થાય તેવી વ્યવસ્થા કરેલી છે અમુક વખત પછી તેમને સ્વતંત્ર રહેવાની રજા આપવામાં આવે છે તેઓ ખેતી કરે, ઢોરઉછેર કરે, દેશથી બૈરાં છોકરાને બોલાવી ત્યાં વસવાટ કરે તમામ ધંધા કરે માત્ર તેઓ પાછા દેશમાં આવી ગુન્હા કરે અગર સમાજને ભયરૂપ થાય એ કારણથી તેમને ટાપુ છોડવા-ની છૂટ નથી. તો પણ કેટલાક તો નાસી પણ જાય છે. શરૂઆતમાં તેમને મજૂરી કરવી પડે છે ઘંટી દળવી, ઘાણી પીલવી, રસ્તા બાંધવા વગેરે કામ તેઓ કરે છે. પરંતુ સમય જતા તેમને સ્વતંત્ર ધંધો કરવાની છૂટ અપાય છે તેમનાં બચ્ચાંઓને ફરજીઆત કેળવણી પણ અપાય છે ચાર હૉસ્પિટલ છે અને ત્યાં યુરોપીઅન ડૉકટર રહે છે પોલિસ તથા મિલિટરી થઇને પણ લગભગ

હજાર માણસો હશે બધાં થઈને ચાલીસ ગામડાં વસી ગયાં છે ત્યાં આ કેદીઓ પોતાનો સ્વતંત્ર જીવનનિર્વાહ ચલાવે છે

મૂળ વતનીઓ તો આફ્રિકાના કાળા કાફરો જેઈ લ્યો કુદરત સાથે મીઠા સંપર્કમાં રહેનારા આ લોકોને શિકાર અને નાચનો શોખ પણ તેમના આફ્રિકન બંધુઓ જેવો જ પણ તેમનામાં અનીતિ નથી સ્ત્રીઓ અને બચ્ચાંઓ પ્રત્યે તેઓ સહૃદયી છે. પુરુષો સુદૃઢ અને બળવાન સ્ત્રીઓ ચરબી ગ્રહણ કરનારી સ્ત્રીઓના માથાં વિખરાતી પેઠે આખાયે મુંડાવેલા, ત્યારે પુરુષો આફ્રિકાના કાફરોની પેઠે કાચના કટકાથી હજામત કરી લ્યે અને ભાતભાતની ડીઝાઈનો બનાવે લગ્ન સોળથી પચીસની ઉંમર થાય ત્યારે છુટ છેડા નથી. લગ્ન પહેલાં છુટથી બેઉ જાતિઓ ભેળાય, પણ લગ્ન પછી તો બેવફાઈ નહિ જ સ્વભાવે આનંદી. પોતાના કામમાં મશગુલ. પણ ગુસ્સે થાય તો ક્રુર અને દગાખોર પણ બને એકદરે તમને ગમી જાય તેવા પરંતુ વિશ્વાસ ન કરાય આપણા સેવા સંઘ વગેરે સંસ્થા આ લોકોમાં જરૂર સારૂં કામ કરી તેમને સંસ્કારી બનાવી શકે સામાન્ય ચોરી એ ગુન્હો ગણાતો નથી પરંતુ જરૂરીઆતની ચીજો જેવી કે તીર કામઠા, ડુક્કરનું માંસ અંગ, એની ચોરી મોટા ગુન્હા ગણાય છે ખાસ કરીને આગ, કારણ ફરીને આગ કેમ કરવી તે તેઓ જાણતા નથી

ધાર્મિક માન્યતામાં 'પુલુગા' નામના દેવને તેઓ માને છે સ્વર્ગ કે નરક જેવું કશું નહિ, પણ સ્વપ્નામાં પૂર્ણ શ્રદ્ધા દરિયામાં બહુ દૂર જતા નથી ઝાડના થડમાંથી કોતરી કાઢેલી હોડીઓમાં જાય અને મચ્છી પણ ભાલાથી મારી પાડે, કારણ કે જાળ બનાવતાં તેમને આવડતી નથી દેશનિકાલના કેદીઓની સંખ્યા વધતાં અને બ્રિટિશ મિલિટરીના જોરથી હવે તેઓ મનુષ્યો ઉપર હુમલા કરત અટકી ગયા છે

ખાસ કરીને કલકત્તાથી અહીં સ્ટીમર આવે છે તેમ જ કોલંબો કે મદ્રાસથી સિંગાપોર જતી આવતી સ્ટીમરો અહીં કોલસો અને પાણી લે છે. રોસ ટાપુ ઉપર દીવાદાંડી છે. સ્થાનિક વહેપાર માટે લોચ તથા ફેરી બોટ મળે છે પોર્ટ બ્લેરના બારામાં બોયાં ગોઠવેલા છે દિવસે તેમ જ રાત્રે સિગ્નલ આપી શકાય તેવી ગોઠવણ બંદરે રાખેલી છે દેશાવરની-ટપાલ અનિયમિત રહે છે પરંતુ સ્થાનિક ટપાલની ગોઠવણ ઠીક ગણાય બર્માની લડાઈમાં બ્રિટિશોએ પોતાની મનવારો તથા લશ્કર અહીં રાખેલાં અને અહીંથી જ માણસો ખોરાક, હથિયાર, દારૂગોળો વગેરે પૂરાં પાડેલાં

ટુંકામાં, વધારાની વસતી ખાસ કરીને નિર્વાસિતો અને સાહસિક વેપારીઓને માટે જરૂર સ્થળ પૂરેપૂરું ઉપયોગી થઈ શકે એમ તો ઓસ્ટ્રેલિયા પણ શરૂઆતમાં ઇંગ્લાંડથી દેશ-નિકાલ કરેલા ગોરાઓથી વસેલો પરંતુ અત્યારે અતિશય આબાદ બનેલો છે. એવી જ રીતે સરકારી ઉત્તેજનથી આંદામાન (હનુમાનો તથા નિકોબાર (લંકાબાલસ) પણ જરૂર આબાદ બને પહાડી મુલક અને ગીચ જંગલોમાં અમુક જાતની વનસ્પતિ તેમ જ દેવદાર પણ હિંદુસ્તાન પ્રમાણેજ વરસાદ મુંબઈ જેટલો એટલે મુલક લીલોછમ રહે છે હિંદી સરકારે સગવડ અને ઉત્તેજન આપવાની ગોઠવણ કરવાની ખાસ જરૂર છે તો નિર્વાસિતો તેમ જ વેપાર વધારવાની આકાંક્ષાવાળા ધનવાનો માટે જરૂર સારૂં ક્ષેત્ર કહેવાય

( " પ્રજાબંધુ " માંથી )                    —એ. જી શુકલ

# આવતા માસની કાર્યદિશા

૧ વેકેશનમાં મોટી ઉમરના વિદ્યાર્થીઓની સહાયથી પ્રાંત, કસ્બા અને ગ્રામપુસ્તકાલયોને પુસ્તકોની મેળવણી કરી વ્યવસ્થિત કરી ગોઠવી રમત-ગમત કરાવવા જેવાં પુસ્તકોની યાદી તૈયાર કરી રમત-ગમત કરાવવા તજવીજ કરવી.

૨ પ્રૌઢ શિક્ષણ દ્વારા તૈયાર થયેલા શિક્ષકો તેમ જ શાળામાંથી ભણી ઉઠી ગયેલા બાળકોમાં વાચનપ્રચાર કરવા ઘટતા ઉપાયો તમામ સાર્વજનિક પુસ્તકાલયોએ ઘડી, તેમને બાળોપયોગી પુસ્તકો આપવા તજવીજ કરશો, જેથી ભણેલું ભૂલી ન જાય.

૩ ત્રિમાસિક નિવેદનો તા. ૫ સુધીમાં મોકલી આપો.

૪ સૂચના નં. ૧૩/૪૮-૪૯ ગયા માસમાં પ્રસિદ્ધ થઈ છે તે પ્રમાણે તેમ જ ચાલુ માસમાં સૂચના નં. ૧૪/૪૮-૪૯ માં જણાવ્યા પ્રમાણે સરકાર મદદ મળવા પ્રમાણે પાવતી વેળાસર મોકલી આપો.

૫ જેમને સરકાર મદદ વધુ મળી હોય તેઓ પોતાના પુસ્તકાલયને વધુ પુસ્તકો વસાવવા માટે વધારાની યાદી કરી પુ. મ. મ. મંડળમાં વેળાસર મોકલે.

વડોદરા }
૧૧-૪-૪૯ }

ઉ. મો. પટેલ
મદદ વ્યવસ્થાપક

---

પુસ્તકાલય ખાતું — સાર્વજનિક પુસ્તકાલય શાખા

## સૂચના નં. ૧૪/૪૮-૪૯

નીચે જણાવેલા પુસ્તકાલયોને સરકારમદદ તેમના નામ સામે જણાવ્યા પ્રમાણે મંજૂર કરવામાં આવી છે તો તે મદદની પાવતી દિન ૧૦ માં અમારા તરફ મોકલી આપશો.

| | | | |
|---|---|---|---|
| ૧ જાલાખોડી તા. પેટલાદ | ૫-૮-૦ | ૧૨ ઉમજ ” | ૨૫-૦-૦ |
| ૨ જ. ખોવાડ ” ” | ૧૫-૦-૦ | ૧૩ કહોણા ” | ૫-૮-૦ |
| ૩ કણજટ તા. ભાદરણ | ૨૫-૦-૦ | ૧૪ પીગળવાડા ” | ૧૪-૦-૦ |
| ૪ અટલાદરા તા. વડોદરા | ૧૦-૦-૦ | ૧૫ ચમરેશ્વર તા. ડભોઈ | ૩૦-૦-૦ |
| ૫ આસોજ ” ” | ૪૦-૦-૦ | ૧૬ માકવા તા. શિનોર | ૩૦-૦-૦ |
| ૬ કાશીપુરા ” ” | ૨૦-૦-૦ | ૧૭ પોર તા. વડોદરા | ૩૦-૦-૦ |
| ૭ કરાળી ” ” | ૨૫-૦-૦ | ૧૮ માણેજા ” | ૩૦-૦-૦ |
| ૮ કાજલપુરપોર ” | ૧૦-૦-૦ | ૧૯ ગમીઆળા ” | ૪૦-૦-૦ |
| ૯ મોભા તા. પાદરા | ૪૫-૦-૦ | ૨૦ પેઢામલી તા. સાવલી | ૨૦-૦-૦ |
| ૧૦ વીરપુર ” ” | ૧૦-૦-૦ | ૨૧ ગરડા તા. સંખેડા | ૨૦-૦-૦ |
| ૧૧ અણુસ્તુ તા. કરજણ | ૧૫-૦-૦ | ૨૨ અરગામ ” | ૧૦-૦-૦ |

| | | | | |
|---|---|---|---|---|
| ૨૩ પાણેજ સ ખેડા | ૧૦-૦-૦ | | ૪૬ બુટાપાલડી તા. મહેસાણા | ૨૦-૦-૦ |
| ૨૪ સરડિયા ” | ૨૦-૦-૦ | | ૪૭ ચાડા તા. બેરાજુ | ૨૦-૦-૦ |
| ૨૫ ધેરવાડી તા વાઘોડીઆ | ૨૫-૦-૦ | | ૪૮ અંબાપુરા તા પ્રાટણ | ૭-૮-૦ |
| ૨૬ રાહકુંઇ ” | ૧૨-૦-૦ | | ૪૯ ધારણોજ ” | ૧૦-૦-૦ |
| ૨૭ અમૃતપુરા ” | ૧૦-૦-૦ | | ૫૦ મીઠીવાવડી ” | ૪-૮-૦ |
| ૨૮ જાફરપુરા ” | ૧૦-૦-૦ | | ૫૧ કારોડા તા ચાણસ્મા | ૧૦-૦-૦ |
| ૨૯ આજવા કમ્પાઉંડ | ૨૫-૦-૦ | | ૫૨ કાલરી તા ચાણસ્મા | ૨૦-૦-૦ |
| ૩૦ ડાંડીયાપુરા ” | ૪૦-૦-૦ | | ૫૩ ગેલીઆ વાસણા ” | ૨૦-૦-૦ |
| ૩૧ શારદાપુરા તા સાવલી | ૫૦-૦-૦ | | ૫૪ પીઢારપુરા ” | ૧૮-૦-૦ |
| ૩૨ સુજેઠા તા. તીલકવાડા | ૮-૮-૦ | | ૫૫ શખલપુર ” | ૩૦-૦-૦ |
| ૩૩ ચંદ્રાલા તા દહેગામ | ૧૨-૦-૦ | | ૫૬ સદુથળા ” | ૪૦-૦-૦ |
| ૩૪ છાલા ” | ૨૫-૦-૦ | | ૫૭ ધકવડા તા ગણદેવી | ૫-૮-૦ |
| ૩૫ ઉટવા તા કડી | ૧૨-૦-૦ | | ૫૮ વડસાગળ ” | ૧૦-૦-૦ |
| ૩૬ ચારોલ તા કડી | ૧૫-૦-૦ | | ૫૯ સીસોદરા તા નવસારી | ૫૦-૦-૦ |
| ૩૭ નાદરી તા કલોલ | ૨૮-૦-૦ | | ૬૦ હળદવા તા મહુવા | ૨૫-૦-૦ |
| ૩૮ ધારીસણા તા દહેગામ | ૫૦-૦-૦ | | ૬૧ કાકડવા તા વ્યારા | ૧૦-૦-૦ |
| ૩૯ ખણુસા તા વિજાપુર | ૧૫-૦-૦ | | ૬૨ ધામેલ તા દામનગર | ૨૫-૦-૦ |
| ૪૦ ખરણા ” | ૨૫-૦-૦ | | ૬૩ ગરમળી તા ધારી | ૧૦-૦-૦ |
| ૪૧ ખરોડ ” | ૩૦-૦-૦ | | ૬૪ પ્રાચી તા કોડીનાર | ૨૫-૦-૦ |
| ૪૨ મહુડી ” | ૨૦-૦-૦ | | ૬૫ માલસરમ ” | ૧૦-૦-૦ |
| ૪૩ ગોઠવા તા વિસનગર | ૫૦-૦-૦ | | ૬૬ ખતુંબા તા ઓખામંડળ | ૧૦-૦-૦ |
| ૪૪ સવાલા ” | ૫-૮-૦ | | | |
| ૪૫ બહેચરપુરા ” | ૨૫-૦-૦ | | | ૧૩૭૮-૮-૦ |

( અનુસંધાન પાન ૪૨૦ નું )

પરીખ પુ ર મહાજન લાયબ્રેરી—કપડવંજ

ઉપર્યુક્ત પુસ્તકાલય, જે સ્વ સેવાભાવી કેળવણીકાર શ્રી હરિલાલ માણેકલાલ દેસાઇના પ્રયત્નોથી સ્થપાયેલું તેનો સુવર્ણ મહોત્સવ ગયા માસમાં ઉજવાઇ ગયો આ પ્રસંગ શ્રી વિનોબા ભાવેના પ્રમુખપદે ઉજવાયો હતો ગુર્જર સાક્ષરોને ખાસ આમંત્રણો મોકલાયાં હતા પુસ્તકાલય પ્રવૃત્તિવિષયક નિબંધહરીફાઇ પણ યોજાઇ હતી એમાં નીચેના ભાઈઓને ઈનામો મળ્યાં હતા (૧) ૨૫) શ્રી બિપિનચંદ્ર વિષ્ણુપ્રસાદ તથા (૨) ૧૫) શ્રી પ્રમુખલાલ ચુનીલાલ પરીખને સદર પુસ્તકાલય તરફથી વ ર્ગ નાં પુસ્તકાલયોની માફક શિષ્ટવાચન પરીક્ષાના પ્રચારની યોજના પણ રખાઇ છે એ માટે સ્વ. મેઘાણી લિખિત "માણસાઇના દીવા" મુકરર કરાયું છે એ પરીક્ષા આવતી તા ૨૯ના રોજ લેવાનાર છે મુંબઇ પ્રાંતના પુસ્તકાલયો આ પુસ્તકાલયની માફક પોતાની ક્ષૃતિમાં વ ર્ગ નાં પુસ્તકાલયોની પેઠે વાચનપ્રચાર વિસ્તારવા આવી પ્રવૃત્તિઓને અપનાવતા થાય તેમ ઈચ્છીએ

પુસ્તકાલય

મે-૧૯૪૯ પુસ્તક ૨૨

## અનુક્રમણિકા



વાર્ષિક લવાજમ

દેશમાં રૂા. ૩-૮-૦ પરદેશ રૂા. ૫-૦-૦ છૂટક નકલ રૂા. ૦-૬

વ્યવસ્થાપક

વાદીભાઈ નારણભાઈ અમીન (બી. કોમ)

મંત્રી પુ. સ. સ. મંડળ લિ. વડોદરા.

તંત્રી : મણિલાલ



પુસ્તક ૨૩ મું મે-૧૯૪૯ અંક ૧૦

# વડોદરાનું વિલીનીકરણ અને પુસ્તકાલયપ્રવૃત્તિ

—તંત્રીસ્થાનેથી

ગઇ તા. ૧લી મેના રોજ વડોદરા મુંબઇ પ્રાંત સાથે જોડાઇ ગયું છે, અને એ રીતે વડોદરા એક વિરાટના અંગભુત બની ગયુ છે એની સામાજિક, સાંસ્કૃતિક, આર્થિક અને રાજદ્વારી પ્રવૃત્તિઓ પણ મુંબઇ પ્રાંતના ધોરણે જ હવે ચાલુ થઇ છે અને એમાં આજ સુધીમા કોઇ જાતનો અંતરાય એ ધુરાવાહકોને વા પ્રજાને વેઠવો પડયો નથી, ક્રમેક્રમે વડોદરાનુ સંપૂર્ણ વિલીનીકરણ મુંબઇ સાથે થઇ જશે.

ત્યારે વડોદરાનુ આખુ વિરાટ સ્વરૂપ જનતાને જોવા મળશે એ વખતે મુંબઇ અને વડોદરાનો સાર્વત્રિક સમન્વય સધાયો હશે, એકરૂપતા અને સમાન ધોરણોની સ્થાપના થઇ ગઇ હશે.

આ પ્રસંગે આપણી પુસ્તકાલયપ્રવૃત્તિના ભાવિ વિષે પણ જરા નજર દોડાવી જઇએ તો તે અસ્થાને નહિ લેખાય.

વડોદરાને આગણે વર્ષો થયાં આ પ્રવૃત્તિનાં બીજ વવાયા છે, ફાલી ફુલીને પાંગરી છે, ગામડે ગામડે એનો વિસ્તાર પથરાયો છે. જે ગામે પ્રાથમિક શાળા હોય ત્યા પુસ્તકાલય હોવું જ જોઇએ, એ નીતિનો અમલ અત્યાર પર્યંત થતો આવ્યો છે. જે ગામોએ શાળાઓ નથી સ્થપાઇ યા સ્થપાઇ છે તેવા જૂજ ગામોએ જ માત્ર પુસ્તકાલયો સ્થપાવા રહી જવા પામ્યા હશે. આમ પુસ્તકાલયપ્રવૃત્તિ વડોદરા રાજ્યમાં

લગભગ ગામેગામ પ્રસરી ચૂકી છે અને હવે મુંબઇ અને વડોદરા એક થઇ જતા મુંબઈ પ્રાતની જનતાને પણ એનો લાભ મળશે

મુંબઇ પ્રાતમા આ પ્રવૃત્તિના શ્રીગણેશ થયાને હજી બહુ વખત થયો નથી ત્યા આ પ્રવૃત્તિ પ્રાત પુસ્તકાલયોથી શરૂ કરીને ક્રમેક્રમે જિલ્લા, તાલુકા ને છેલ્લે ગ્રામ પ્રદેશ સુધી વિસ્તારવાની યોજના છે.

વડોદરાએ આ પ્રવૃત્તિની પહેલ કરીને હિંદભરમા એની અનન્યતા સાબિત કરી છે અને હિંદભરમા એની પ્રશંસોક્તિઓ સાભળવા મળે છે

મુંબઇ સરકારે મુંબઇ પ્રાતનાં ગામોમા આ પ્રવૃત્તિના પ્રસાર માટે વડોદરાના આદર્શને પોતાની સામે રાખીને એને આગળ ધપાવવી જોઇએ. વડોદરાની સમગ્ર યોજનાનો મુંબઇ સરકારના પુસ્તકાલય ખાતાના ક્યુરેટરે અભ્યાસ કરવો જોઇએ અને એના સારા એવા તમામ તત્ત્વોને મુંબઇ પ્રાતમા દાખલ કરવા જોઇએ, એની સઘળી વિશિષ્ટતાઓને અપનાવવી જોઇએ.

વડોદરા રાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિને સહાયરૂપ થાય એવું, વડોદરાના પુસ્તકાલયોએ પોતે જ ઊભુ કરેલુ એક પુસ્તકાલય સહાયક સહકારી મંડળ છે પુસ્તકાલય પ્રવૃત્તિની દેખરેખ માટે પુસ્તકાલય ખાતુ છે એ બન્નેનો એવો સારો સમન્વય સધાયો છે કે બન્ને એકબીજાના પૂરક અંગરૂપે કામ કરીને પુસ્તકાલયોના કાર્યકરોને અનેક જવાબદારીઓના બોજથી મુક્ત રાખ્યા છે પુસ્તકાલય ખાતુ દેખરેખનું કામ કરે છે તો વ રા પુસ્તકાલય મંડળ ( જે હવે મહાગુજરાત પુ મંડળ નામે ઓળખાવા લાગ્યુ છે ) ગામડે ગામડે પુસ્તકાલય સ્થાપવા અને તપાસણી ને દોરવણીનુ કામ કરે છે, જ્યારે પુ સ સ મંડળ' જેનો હમણા જ રજત મહોત્સવ ઉજવાઈ ગયો તે રાજ્યભરના પુસ્તકાલયોની કાયમ ફંડની થાપણો, લોકમદદના નાણા વગેરેનો સુવ્યવસ્થિત વહીવટ કરી દરેક પુસ્તકાલયને, તેમના બજેટમા નક્કી થયા પ્રમાણેના પુસ્તકો, વર્તમાનપત્રો અને અન્ય પ્રસાધનો પહોચાડવાની નમૂનેદાર પ્રવૃત્તિ કરે છે આ ત્રણે સંસ્થાઓ પૈકી બે સજીવ સંસ્થાઓનો સાથ મુંબઈ સરકારની પુસ્તકાલયપ્રવૃત્તિએ હવે લેવાનો વખત આવી પહોચ્યો છે પુસ્તકાલય ખાતું હવે મુંબઈ સરકારના પુસ્તકાલય ખાતા સાથે વિલીન થઇ જશે, અને વડોદરા ખાતે એના પ્રાદેશિક અધિકારી રહેશે, એવું અનુમાન કરી શકાય. એમને પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ અને વ રા પુ મંડળ એ બન્ને મંડળોનો સક્રિય સાથ મુંબઇ પ્રાતની પુસ્તકાલયપ્રવૃત્તિને સહેજે મળી રહેશે વડોદરા રાજ્યના પુસ્તકાલયોની જેમ મુંબઇ પ્રાતના તમામ પુસ્તકાલયોના કાયમ ફંડના નાણા, તેમની લોકમદદની રકમો તેમ જ તેમને વર્તમાનપત્રો સામયિકો તથા પુસ્તકો

પહોંચાડવાનું કામ જો પુસ્તકાલય સહાયક સહકારી મંડળને સુપ્રત કરવામાં આવશે તો આખાય પ્રાંતના પુસ્તકાલયોના સંચાલકોને સારી સુગમતા થશે, ખાતાને માથેથી આર્થિક દેખરેખ અંગેની જવાબદારી હળવી થશે અને પુસ્તકાલયોને તેમના બજેટના પત્રો–પુસ્તકો વ્યવસ્થિત રીતે મળવા પામશે

આ મંડળ માત્ર વડોદરા રાજ્યના પુસ્તકાલયોનું જ કામકાજ કરે છે, એવું નહિ હોતાં ઠેઠ આફ્રિકા સુધીના પુસ્તકાલયો આ મંડળ દ્વારા સારા લાભો મેળવે છે અને પોતાના પુસ્તકાલયોનું તમામ કામકાજ આ મંડળને સુપ્રત કરે છે

આજે જ્યારે વડોદરા–મુંબઈ એક થાય છે ત્યારે મુંબઈ સરકારનું આ મંડળ તરફ અમે ધ્યાન દોરીએ છીએ અને મંડળની વહીવટી કાર્યક્ષમતાનો લાભ મુંબઇ પ્રાંતભરના પુસ્તકાલયોને મળતો થાય તેવો પ્રબંધ જરૂર યોજે એમ ઇચ્છીએ છીએ.

એ માટે જરૂર જણાય તો મુંબઇ સરકાર પોતાના પુસ્તકાલય ખાતાના ક્યુરેટરને એક વાર વડોદરાની મુલાકાતે મોકલી આ પ્રવૃત્તિ અને એના અંગભૂત મંડળોનો સાથ સહકાર સાધી પ્રાંતભરમાં પુસ્તકાલયપ્રવૃત્તિને વધુ વેગવાન બનાવવા પ્રવૃત્તિશીલ બને

આશા છે, મુંબઈ સરકાર આ બાબત સત્વરે પગલાં લઈ અન્ય ખાતાઓના સમન્વય માટે મુંબાઈ સરકારના અમલદારોને વડોદરા મોકલી ખાતાઓની એકરૂપતા યોજે છે તેમ આ દિશામાં ઘટિત પગલાં ભરશે

---

## વધુ સમૃદ્ધ થતું કલકત્તાનું પુસ્તકાલય

પહેલાં 'ઇમ્પીરીઅલ લાયબ્રેરી'ને નામે ઓળખાતી આજની કલકત્તાની નેશનલ લાયબ્રેરીમાં હિંદના કોઇ પણ પુસ્તકાલય કરતાં વધારેમાં વધારે પુસ્તકો છે એ સમૃદ્ધિમાં સ્વ. સર આશુતોષ મુકરજીનો ગ્રન્થભંડાર ઉમેરાશે

અત્યારે પુસ્તકાલયમાં લગભગ ૭ લાખ પુસ્તકો છે અને સર આશુતોષનાં ૭૫૦૦૦ પુસ્તકો એમાં ઉમેરાશે સર આશુતોષ કલકત્તા વિદ્યાપીઠના નામાંકિત ઉપકુલપતિ અને કલકત્તાની વરિષ્ઠ અદાલતના ન્યાયમૂર્તિ હતા ૧૯૨૪માં તેમનો સ્વર્ગવાસ થયો હતો

---

## હિંદ અંગેના લેખો માટે ઇનામ

બાલ્ટિમોરના શ્રી પ્રાઇસ ડેને આજે હિન્દના સ્વાતંત્ર્યના પ્રથમ વર્ષ અંગે તેમણે લખેલી બાર લેખોની લેખમાળા માટે આંતરરાષ્ટ્રીય પ્રશ્નો પરની નોંધોના વિશિષ્ટ દૃષ્ટાન્ત લેખે પુલિત્ઝર પારિતોષિક આપવામાં આવ્યું હતું કલા, સાહિત્ય અને પત્રકારિત્વમાં સિદ્ધિ મેળવવા માટે કોલંબિયા વિદ્યાપીઠના ટ્રસ્ટીઓ વાર્ષિક જે પારિતોષિક આપે છે તેમાનું આ એક છે

# સાહિત્યસૃષ્ટિનું અપળવું

જાણીતા ઇટાલિયન પ્રાચ્ય ભાષા વિશેષજ્ઞ પ્રોફેસર ટુકસીએ ઇટાલિયન ભાષામાં લખેલ મહાત્મા ગાંધીજીનું જીવનચરિત્ર રોમમાં પ્રગટ થયું છે આ પુસ્તકમાં વિશેષત ગાંધીજીનું દૃષ્ટિબિંદુ તથા તત્ત્વજ્ઞાન આપવામા આવેલ છે

*

પૂનાના અગ્રગણ્ય સામયિક 'જ્ઞાનપ્રકાશે' સો વર્ષ પૂરાં કરી ૧૨મી ફેબ્રુઆરીએ નવા શતકનો આરંભ કર્યો છે. તેની કક્ષામા આવે તેવાં બીજાં વર્તમાનપત્રો નથી તેમ નહિ મુંબઇના 'ઇન્દુપ્રકાશે' તેવા જ પ્રકારની કીર્તિ સંપાદન કરી હતી પણ કમભાગ્યે તે લાંબો વખત ચાલ્યું નહિ. અત્યારનાં સામયિકોમાં 'કેસરી'નું આયુષ્ય લાંબું દેખાય છે, પણ હજુ તે સાતમા દાયકામા છે 'પ્રભાત' 'નવાકાળ' તથા 'લોકમાન્યે' હજુ ત્રીસ વર્ષ પૂરાં કર્યાં નથી બાકી વર્તમાનપત્રો ચમકારો કરી અદૃશ્ય થઇ જાય છે તેવા સંજોગોમાં 'જ્ઞાનપ્રકાશ' સો વરસ પૂરાં કરે તે સંતોષકાર છે 'જ્ઞાન પ્રકાશ' માટે મગરૂબ થવાનું મહારાષ્ટ્રને દરેક રીતે કારણ છે

*

ડૉ વાસુદેવ શરણ અગ્રવાલ મહાત્માજીના અવસાન પછી મહાત્માજીના વ્યક્તિત્વના વિષે જુદા જુદા હિંદી સામયિકોમાં લેખો લખ્યા કરે છે બાપુજી વિષે, ખાસ કરીને તેમના અવસાન બાદ, ઘણું લખાયું છે, પણ ડૉ. અગ્રવાલના લેખો વિશિષ્ટ દૃષ્ટિબિંદુથી અગત્યના છે

*

અખિલહિંદ હિંદી સાહિત્ય સંમેલને હિંદી સાહિત્યમા અપાતું ઉચ્ચ પારિતોષિક–મંગલાપ્રસાદ પારિતોષિક–૧૯૪૬ માટે ડૉ. રઘુવીરસિંહને તેમના પુસ્તક 'માલવમેં યુગાંતર' માટે આપવાનું તથા પંડિત કમલાપતિ ત્રિપાઠીને 'બાપુ ઔર માનવતા' માટે તે જ પારિતોષિક આપવાનું નક્કી કર્યું છે. એવો પણ નિર્ણય કરવામા આવ્યો છે કે શ્રી. સંપૂર્ણાનંદને તેમના પુસ્તક 'ચિદ્‌વિલાસ' માટે ૨૦૦૫નું પારિતોષિક આપવું

*

બનારસ ક્વીન્સ કૉલેજના પંડિત બલદેવ મિશ્રે ચંદા ઝાના રામાયણની સક્ષમગ્રંથી નોંધ લખીને પ્ર[illegible] કરી છે ચંદા ઝાને આધુનિક મૈથિલીના જનક ગણવામાં આવે છે તેમનો જન્મ ૧૮[illegible]મહદની [illegible] ૧૮૮૬માં તેમણે રામાયણ તૈયાર કર્યું. મૌલિકતા તથા સાહિત્ય-શ્રેષ્ઠતાની [illegible] અપ્રતિમ છે.

*

*રાષ્ટ્રીય વાચનાલય (મહાલ, નાગપુર સીટી) તરફથી દર વર્ષે શ્રેષ્ઠ મરાઠી પુસ્તક માટે અપાતુ રૂ. ૧૦૦–નું સંમેલન વાચનાલય પારિતોષિક શ્રી એચ વી દેશપાંડેને તેમ પુસ્તક 'માવળીચા સ્વાતંત્ર્ય સંગ્રામ' માટે આપવામાં આવ્યું છે

સ્વ. વાસુદેવ ગોવિંદ આપ્ટે કુમાર સાહિત્યના પ્રખ્યાત લેખક, કુમારોના માસિક 'આનંદ'ના સ્થાપક તંત્રી તથા પૂનાની મહારાષ્ટ્ર સાહિત્ય પરિષદ્‌ના સ્થાપકો પૈકી એક હતા તેમની મિલ્કતના ટ્રસ્ટીઓએ પરિષદના પુસ્તકાલયમા 'રેફરન્સ' વિભાગ સ્થાપવા માટે પરિષદ ને ૧૦,૦૦૦ રૂ ની રકમ આપી છે.

*

મહારાષ્ટ્રના સુપ્રસિદ્ધ સંગીતકાર તથા નાટ્યલેખક શ્રી. ગોવિંદરાવ ટેંબેની આત્મકથા 'માઝા જીવનવિહાર' ની અર્પણ તથા પ્રકાશનવિધિ નાગપુરમા ૧૭ ડિસેંબરે કરવામાં આવી હતી

*

વર્ધાના શ્રી કમલનયન બજાજે ગોવાના સુપ્રસિદ્ધ કવિ શ્રી બી. બી બોરકરને 'મહાત્મા-યન' લખવાનું કાર્ય સોંપ્યું છે. તેમાં મહાત્માજીનું કાર્ય તથા જીવનપ્રસંગો આલેખવામા આવશે.

*

મધ્યપ્રાંત તથા વરાડના સ્થાનિક સ્વરાજ્ય ખાતાના પ્રધાન પંડિત દુર્ગાપ્રસાદ મિશ્રે રચેલ 'કૃષ્ણાયન' નું મરાઠી પદ્ય ભાષાંતર શ્રી એસ બી શાસ્ત્રી (રામદાસ પેઠ નાગપુર) એ કર્યું છે શ્રી. શાસ્ત્રીએ મૂળ હિંદીનો છંદ કાયમ રાખેલ છે

*

મુંબઈના પ્રખ્યાત એડવોકેટ શ્રી ડી એ તુળજાપુરકરનું ૬૯ વર્ષની ઉંમરે દક્ષિણ હૈદ્રાબાદમાં અવસાન થયુ છે. અત્યારે બંધ પડલ મુંબઈના સામયિક, 'શ્રુતિબોધ'ના તે એક તંત્રી હતા આ માસિકમાં મુખ્યત્વે વૈદિક સાહિત્ય આવતુ હતું ત્રણ દશકાથી વધારે સમય પહેલાં 'વત્સલાવાહિની'ના ઓ તખલ્લુસથી તેમણે દૈનિક સંદેશ'મા લખેલા પત્રોએ મહારાષ્ટ્ર-ભરમા સનસનાટી મચાવી હતી તેમની દળદાર આત્મકથા 'માઝે રામાયણ' મરાઠી હળવા સાહિત્યમાં અપ્રતિમ છે.

*

પંડિત સી. કુન્દન રાજા સંસ્કૃત ભાષાના પ્રખર હિમાયતી છે તેમણે તાજેતરમાં "હિંદમાં ભાષાનો પ્રશ્ન' નામની પત્રિકા પ્રગટ કરી છે તેમાં ચાલુ વિચારના વાહન તરીકે સંસ્કૃત વાપરવાની જોરદાર દલીલો છે. આ સફળતાથી થઈ શકે છે તે બતાવવા માટે તેમણે હિંદના બંધારણના ખરડાના અમુક ભાગનું સંસ્કૃતમા ભાષાંતર કર્યું છે

*

તામિલ "વલાચી" કાર્યક્રમે મદ્રાસના કેળવણી ખાતાના પ્રધાન શ્રી. ટી એસ. અવિનાશલિંગમ્ ચેટિયારની આગેવાની હેઠળ બાર ભાગમાં તામિલ સર્વસંગ્રહ તૈયાર કરવાની

નો હતો. ૧૯૪૭ કરતાં આ વધારો ૯ ટકાનો હતો. ૧૯૪૮માં રવિવાર ના પત્રોની સંખ્યા ૫૩૦ ની હતી. ૧૯૪૭ કરતાં તેમા ૧૯નો વધારો થયો હતો.

છેલ્લાં ત્રીસ વર્ષોમાં સવારના પત્રોના ફેલાવામાં ૫૧ ટકા, સાંજના પત્રોના ફેલાવામાં ૩૦ ટકા તથા રવિવારના પત્રોના ફેલાવામાં ૭૯ ટકા વધારો થયો છે

*

'હિંદુસ્તાન ટાઇમ્સ' માં જણાવવા મુજબ મહાત્માજીના ભૂતપૂર્વ મંત્રી શ્રી પ્યારેલાલ ગાંધીજીનું જીવન ચરિત્ર લખી રહ્યા છે. તેના પાચ વિભાગ થશે.

પહેલા વિભાગમાં ગાંધીજીના શરૂઆતના જીવનવર્ષોનો ઇતિહાસ આવશે તેમાં તેમના ઇંગ્લંડના તથા આફ્રિકાના વસવાટની હકીકત તથા તેઓ હિંદમા આવ્યા ત્યાં સુધીની હકીકત આવશે

બીજા વિભાગમાં હિંદમાં તેમના શરૂઆતના વર્ષોની હકીકત આવશે. ખેડા તથા ચંપારણના સત્યાગ્રહની હકીકત તેમાં આવી જશે. ત્રીજા વિભાગમાં ૧૯૧૯થી ૧૯૩૩ સુધીના ક્રાંતિકારી સમયનો ઇતિહાસ અને ખિલાફત તથા અસહકારની ચળવળની હકીકત આવશે. ચોથા વિભાગમા વર્ધા તથા સેવાગ્રામ નિવાસની હકીકત આવશે તથા બીજા વિશ્વયુદ્ધની શરૂઆતની હકીકતથી તે વિભાગ પૂરો થશે

પાચમા વિભાગમાં ગાંધીજીના જીવનના છેલ્લા તબક્કાની હકીકત આવશે શ્રી. પ્યારેલાલ આ વિભાગ લખી રહ્યા છે આ વિભાગ સૌથી મોટો થશે તેમાં 'હિંદ છોડો'ની ચળવળ, આગાખાન મહેલમા ગાંધીજીની ૨૧ મહિનાની અટકાયત, ક્રિપ્સ પ્રધાનમંડળનું મીશન, 'કરેંગે યા મરેંગે'નુ મિશન, તથા નોઆખલી, બિહાર અને દિલ્હીના વસવાટની હકીકત આવશે ગાંધીજીના નોઆખાલી તથા બિહારના વસવાટની હકીકતનુ વર્ણન પૂરૂ થવા આવ્યું છે.

*

મુંબઇના શાહ સોદાગર શ્રી પુરૂષોત્તમદાસ ઠાકુરદાસે રામાયણનું શ્રેષ્ઠ અંગ્રેજી ભાષાંતર કરવા માટે ૨,૦૦૦ ગીની (૩૧,૦૦૦ રૂ.).ના ઇનામની જાહેરાત કરી છે

ગ્રંથની શ્રેષ્ઠતાનો નિર્ણય, ડૉ. સર્વપલ્લી રાધાકૃષ્ણન્, મુંબઇના વડા પ્રધાન શ્રી બાલગંગાધર ખેર, ઉપકુલપતિ શ્રી કાણે તથા ગૃહપ્રધાન શ્રી મોરારજી દેસાઇની કમિટિ કરશે

*

મુંબઇ પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટ તથા વિશ્વજ્યોતિ'ના સુપ્રસિદ્ધ લેખક શ્રી મંગળદાસ જે. ગોરધનદાસે રામાયણની શૈલીએ 'મહાત્માયન' લખવાનું શરૂ કર્યું છે અને તેનો પ્રથમ ખંડ પ્રગટ થયો છે. આ કાવ્ય સાપ્તાહિક 'મુંબઇ સમાચાર'માં છપાય છે. તેનું હિંદી ભાષાંતર પણ પ્રગટ કરવામાં આવનારૂં છે

મહાત્માજીનું જીવન આ રીતે આલેખવાનો આ પહેલો જ યત્ન છે. આ પુસ્તકને ૭ સર્ગમાં વહેંચી નાખવામાં આવેલ છે સર્ગનાં નામ શ્રીરામ, સત્ય, જગતનો ઇતિહાસ, હિંદનો ધાર્મિક ઇતિહાસ, હિંદનો રાજકીય ઇતિહાસ છે

*

# હિટલરને લગતું એક નવું પ્રકાશન

વર્ષો સુધી હિટલરના નિકટ સહવાસમા આવેલ જાલ્મર શાટે (Hjalmar Schacht) હિટલરનાં સ્મરણોનુ પ્રકાશન શરૂ કર્યું છે પુસ્તકનું નામ Abrechnung Mit Hitler છે અને તે હામ્બર્ગના સાપ્તાહિક Diezeit મા ક્રમશ: પ્રગટ થાય છે પ્રગટ થવાને હજુ મહિનોય નથી થયો છતા તેની ખૂબ ખપત છે

અગત દુશ્મનાવટ તથા વેરઝેરના ઠીક ટકા બાદ કરતા શાટનાં સ્મરણો ઇતિહાસકારોને હિટલર તથા તેના યુગ માટે સારાં સાધનો પૂરા પાડશે, કારણકે શાટને હિટલરનો નિકટ પરિચય હતો ૧૯૩૪થી ૧૯૩૭ સુધી આર્થિક વ્યવહાર ખાતાના ગિ પ્રધાન તરીકે તે હિટલરના અગત પરિચયમા આવ્યો હતો. તેના જેટલી ચીવટ તથા ન્યાયવૃત્તિ બીજા કોઇ ઉચ્ચ અધિકારીમાં ન હતી.

શાટ હિટલરનો ઉચ્ચ કક્ષાનો સલાહકાર હોવા છતાં તે તેનો કાસિયો ન હતો નાઝી પક્ષનું તેનું સભ્યપદ માત્ર નામનું જ હતું. બીજા સાધનોથી પણ આ વાતને ટેકો મળે છે. છતાં શાટનો ખાનગી ટેલીફોન ગેસ્ટપોથી મુક્ત ન હતો તેના ઘરની ચાકરડી ગેસ્ટપોને તેના વિષે નિયમિત રિપોર્ટ આપતા હતા આ નાઝી શાસનકાળની અત્યાર સુધી ન જણાયેલી કેટલીક બાબતો પર આ સ્મરણો સારો પ્રકાશ નાખે છે

---

બ્રિટિશ કલર કાઉન્સિને રગોની ડીક્ષ્નેરી તૈયાર કરી છે આખા જગતમાં આ પ્રકારની ડીક્ષ્નેરી પહેલવહેલી છે આ ડીક્ષ્નેરીમાં ૭૭૮ રગ બતાવવામાં આવેલ છે

*

ઝેકોસ્લોવેકિયામાં પ્રકાશન માટે નવો કાયદો ગયા માર્ચ માસમા પસાર કરવામાં આવ્યો છે તે મુજબ રાજ્ય બધાં પુસ્તકો તથા સચિત્ર લેખનના પ્રકાશક તથા વેચનાર બને છે જો રાજ્ય છાપવા માટે સ્વીકાર કરે તો અમુક ખાનગી સસ્થાઓને પુસ્તકપ્રકાશનનો હક્ક રહેશે

કાયદાએ બે સલાહકાર કાઉન્સિલ નીમી છે. પ્રેગની મધ્યસ્થ કમિટિની દેખરેખ હેઠળ ભવિષ્યમાં પુસ્તકો પ્રગટ કરવાને એક કાઉન્સિલ પ્રેગમા તથા બીજી બ્રેટીસ્લેવામાં રહેશે આ કાઉન્સિલો ખબર ખાતાના પ્રધાન મડળના સહકારથી શું પ્રગટ કરવુ કે ન કરવુ, કોને લખવા આપવું કે ચિત્રો દોરવા આપવા તે નક્કી કરશે

નવો કાયદો કેવળ તથા 'બીજા પુસ્તકાલયોની પરિસ્થિતિને સીધો સ્પર્શ કરતો નથી તેમ જ ખાનગી વ્યક્તિઓ પોતાની ઇચ્છા મુજબ પુસ્તકો વાચવા આપે તેને પણ અડચણ કરતો નથી, પણ તેની શરતો ખબર ખાતાના પ્રધાન મંડળને દરેક દિશામાં વિશાળ સત્તાએ આપે છે

—છોટાલાલ માનસિંગ કામદાર

---

હિટલરના સાધુજીવન ગાળવાની વાત તદ્દન ઉપજાવી કાઢેલ છે જો હિટલર સિગાર કે દારૂ ન પીતો કે માંસ ન ખાતો તો તે આદર્શ કારણ માટે નહિ પરંતુ તેમ કરવાનું તેની તબિયત ના પાડતી હતી તે કારણ હતું

આ સ્મરણોમાં હર્મન ગોરીંગ પ્રત્યે તેનો તિરસ્કાર પણ નજરે પડે છે. હિટલરની હાજી હા કરવા માટે તેણે એક વખત ગોરીંગને ઉધડો લીધો હતો ગોરીંગે જવાબ વાળ્યો કે ' હું ઘણીવાર હિટલરને સંભળાવી દેવાનો નિશ્ચય કરું છું, પણ જેવો હું તેને જોઉં છું કે તરત મારો નિશ્ચય ઓગળી જાય છે '

શાટને ગોરિંગ પ્રત્યે આટલો અણગમો હોવાનું એક કારણ એ પણ હોઇ શકે ગોરીંગ ૧૯૩૭માં તેના હોદ્દા પર આવ્યો હતો. જ્યારે ગોરિંગ પહેલી વખત આર્થિક પ્રધાન મંડળની શાટની ખાનગી ઓફિસમાં દાખલ થયો ત્યારે તેણે બૂમ પાડીને કહ્યું હતું કે 'આવા ઓરડામાં મનુષ્યને મહાન વિચારો શી રીતે આવી શકે ?' પછી તેણે પોતાના પુરોગામીને ટેલિફોન પર બોલાવીને બડાઇપૂર્વક કહ્યું "શાટ" હવે હું તારી ખુરશી પર બેસું છું "

નાઝી નજરકેદીઓની છાવણીમાં તથા મિત્રાજ્યના કેદી તરીકે ગાળેલ ચાર વર્ષમાં લખાયેલ આ સ્મરણોમા પોતાને તથા પોતાના કાર્યોને ન્યાયી ઠરાવવાની લેખકની ઇચ્છા દેખાઇ આવે છે એક દૃષ્ટિ ઇતિહાસ પર તથા બીજી દૃષ્ટિ સરકારી વકીલ પર રાખીને આ સ્મરણો લખાયાં છે

જો આપણે શાટનું કહેવું માનીએ તો નાઝી સરકારમા ભાગ લેવામાં તેની ઇચ્છા ગરીબોને મદદ કરવાની તથા જુલમનો ભોગ થઇ પડેલાને બચાવવાની જ હતી નાઝી શાસનની તરફેણમા તેણે જે કંઇ કહ્યું અને કર્યું હોય તે બધું ધતિંગ હતું તે બધા સમય દરમિયાન બળવાખોર તથા કાવત્રાખોર હતો

તે એવો હતો કે ફકત સહત્વાકાંક્ષી કારસ્તાની હતો, અને પોતાની જાત સિવાય બીજા કોઇને વફાદાર ન હતો તેનો નિર્ણય યુદ્ધ પછીની ત્રણ ટ્રિબ્યુનલ (અદાલતો ) એ કર્યો છે અને ત્રણેય જુદા જુદા નિર્ણય પર આવી છે હજુ ચોથી અદાલત તેના કેસનો વિચાર કરવાની છે હિટલરની સાથેનો હિસાબ ચોખ્ખો કરવાનો છે.

—છોટાલાલ માનસિંગ કામદાર



## ગુપ્ત સામ્રાજ્ય

ગુપ્ત સામ્રાજ્ય પર એક વિસ્તૃત ગ્રંથ લખનૌ વિશ્વવિદ્યાલયના ઇતિહાસના પ્રાધ્યાપક શ્રી આર મુકરજીએ લખ્યો છે, ને હિંદ કિતાબ્સે રૂપિયા સાડાદશના મૂલ્યે "The Gupta Empire" નામથી પ્રગટ કર્યો છે

*

## પ્રોફે ના. સી. ફડકે

સુપ્રસિદ્ધ મહારાષ્ટ્રીય નવલકથાકાર અને સાહિત્યકાર પ્રોફે ના શ્રી ફડકેલિખિત, તાજેતરના કાશ્મીરના બનાવો ચર્ચતી, અંગ્રેજી પુસ્તિકા "Pangs of Kashmir" ("કાશ્મીની પ્રસૂતિવેદના") પ્રગટ થઇ છે

*

## ઓરિસાનો ઇતિહાસ: હરેકૃષ્ણ મહેતાબ · ઉડિયા સાહિત્ય

ઓરિસાના હાલના વડા પ્રધાન અને કોંગ્રેસ કારોબારીના જાણીતા સભ્ય શ્રી હરેકૃષ્ણ મહેતાબ એક રાજનીતિજ્ઞ ઉપરાંત તેમની માતૃભાષા ઉડિયાના સારા અભ્યાસી ને લેખક છે તાજેતરમા એમણે લખેલો ઓરિસ્સાનો ઇતિહાસ (૪૦૦ પૃષ્ઠથી વધુ) પ્રગટ થયો છે આ પુસ્તક એમણે વડા પ્રધાન પં જવાહરલાલ નેહરૂના સૂચનથી અહમદનગર કિલ્લામાં લખવુ શરૂ કર્યુ હતુ અને બરાબર બે વર્ષે એ લખાઇ રહ્યું હતુ ; એક વિવેચકના મત મુજબ આ પુસ્તક ઓરિસા ઉપરના ગ્રંથોમા એક ઇમારત જ બની રહેશે × × ×

ઉડિયા સાહિત્યકાર શ્રી. જગબન્ધુ સિંહનું તાજેતરમાં અકાળ અવસાન થયું છે શ્રી જગબન્ધુ કવિ, ઇતિહાસકાર અને નિબંધકાર હતા એમના "પ્રાચીન ઉત્કલ" નામના પુસ્તકથી એ પ્રખ્યાતિમાં આવ્યા હતા એમણે હિંદના સ્વાતંત્ર્યનો ગૌરવપૂર્ણ ઇતિહાસ લખ્યો છે

*

## "સિંહાસન બત્રીસી"

કવિ શામળભટ્ટ વિરચિત "સિંહાસન બત્રીસી" આપણા સાહિત્યનુ અમોલું ધન છે એ અમોલા ધનનો ઉપયોગ કરી શ્રીમતી હંસાબેન મહેતાએ "The Adventures of King Vikram" નામે સચિત્ર અંગ્રેજી પુસ્તક હમણાં પ્રગટ કર્યું હતુ આપણા સુપ્રસિદ્ધ ચિત્રકાર ને "કુમાર" માસિકના આદ્યસ્થાપક શ્રી રવિશંકર રાવળે "ટાઇમ્સ ઓફ ઇન્ડિયા"ના ઇલસ્ટ્રેટેડ વીકલી"મા સચિત્ર ને સંક્ષિપ્ત બત્રીસ પુતળીઓની વાર્તાઓ હપ્તે હપ્તે પ્રગટ કરવી શરૂ કરી છે

## શેતરંજની રમત

શેતરંજની રમત શીખવા સારૂ ઉપયોગી નીવડે એવું ૯૬ પૃષ્ઠનું સચિત્ર પુસ્તક બંગાળીમાં પ્રગટ થયું છે. એ પુસ્તકનું નામ છે "છોટોદેર દાબ ખેલ" સ્વામી શાન્તાનંદ ભારતી નામના લેખકના લખેલા એ પુસ્તકનું મૂલ્ય છે રૂ. ૧-૧૨ પ્રકાશક કલકત્તા ફોટો હાઉસ, કલકત્તા છે.

*

## બિહારી લોકગીતો

પ્રાતપ્રાંતનું લોકસાહિત્ય હિંદી જનતાનો સાંસ્કૃતિક ઇતિહાસ સમજવામાં અગત્યનો ફાળો આપે એવું છે બિહારના શહાપુર જિલ્લાના લોકગીતો સંગ્રહવાનું કાર્ય શ્રી દુર્ગાશંકર પ્રસાદ સિંહ છેલ્લાં વીસ વર્ષથી કરતા આવ્યા છે એમના એ પરિશ્રમના ફળરૂપ એમણે લોકગીતોનો એક સંગ્રહ (પૃષ્ઠ ૪૯૬ મૂલ્ય રૂ ૬.) પ્રગટ કર્યો છે. એ સંગ્રહનું નામ "ભોજપુરી લોકગીતમે કરુણ રસ" છે પ્રકાશક હિંદી સાહિત્ય સંમેલન, અલ્હાબાદ છે

*

## ખલિલ જિબ્રાન

મહાન અરબી સાહિત્યકાર ખલીલ જિબ્રાનનાં લખાણો આપણાં સામયિકોમાં અવારનવાર પ્રગટ થયે જાય છે, પરંતુ એ સાહિત્યકારની કૃતિને પહેલવહેલી સાંગોપાંગ ઉતારી શ્રી. કિશોરલાલ મશરૂવાળાએ "વિદાય વેળાએ" મા ખલીલ જિબ્રાનની બીજી કૃતિ પણ "વિદ્રોહી આત્મા" ના નામે ગૂજરાતીમાં તાજેતરમાં ઉતરી છે "વિદ્રોહી આત્મા" માં ખલીલ જિબ્રાને મૂળ પોતાની માતૃભાષામાં લખેલી રસપ્રદ વાર્તાઓ ગ્રંથસ્થ થઇ છે આ પુસ્તકે એ સાહિત્યકારની જન્મભૂમિ લેબેનોનમાં એક ઇતિહાસ સર્જ્યો છે આ કૃતિના કારણે એના કર્તાને જન્મભરનો દેશનિકાલ પ્રાપ્ત થયો હતો, ને આ ક્રાન્તિકારિણી કૃતિએ જ લોકોને તુર્કી સામ્રાજ્યની ગુલામી ફગાવી દેવા માટે પૂરતી પ્રેરણા પાઇ હતી તત્કાલીન રાજ્યસત્તા ને ધર્મસત્તાએ પુસ્તકની જાહેરમાં હોળી પણ કરી હતી ! "વિદ્રોહી આત્મા" ના પ્રકાશક આદર્શ પુસ્તકભંડાર ( અમદાવાદ ) ખલીલ જિબ્રાનની સઘળી કૃતિઓ પ્રસિદ્ધ કરવાની જાહેરાત કરી છે

*

## શ્રીમતી કપિલા ઠક્કર

બાળસાહિત્યનાં એક લેખિકા તરીકે તેમ જ એક અનુવાદિકા તરીકે પ્રસિદ્ધિને વરનાર શ્રીમતી કપિલા ઠક્કરની અનુવાદ-કૃતિ "માનવતાની મૂર્તિ" તાજેતરમાં પ્રગટ થઇ છે. એ છે બીજા વિશ્વયુદ્ધને સ્પર્શતી નવલકથા "માનવતાની મૂર્તિ" શ્રી એન. એસ નોર્વે ("નેવિલ શૂટ") નામના નવલકથાકારની વિખ્યાત નવલકથા "Pied piper" નો અનુવાદ છે શ્રીમતી કપિલા ઠક્કરે આ અગાઉ આપણને શ્રીમતી પર્લ બકની નવલકથા "Patriot" નો "દેશભક્ત" ને નામે તથા સ્ટીફન ઝ્વિગની નવલકથા "The Letter from an unknown woman" (આ નવલકથાનું વેશાંતર શ્રી. સુ વ શાહે "અજાતા" ને નામે આપણને આપ્યું છે ) નો "એને ચરણે" નામે અનુવાદો આપ્યા છે

○

## ખગોળવિદ્યાને લગતો મરાઠી ગ્રંથ

ખગોળવિદ્યાને લગતા એક આધારભૂત મરાઠી ગ્રંથની છઠ્ઠી આવૃત્તિ તાજેતરમાં પ્રકટ થઈ છે લેખક શ્રી શંકર બાલકૃષ્ણ દીક્ષિત વિદ્વાન પંડિત હતા ગ્રંથની છઠ્ઠી આવૃત્તિ -અદ્યતન ( Up to date ) કરવામાં આવી છે, ને ખગોળવિદ્યાવિષયક છેલ્લામાં છેલ્લી હકીક-તોનો સમાવેશ સ્વ વિદ્વાન લેખકના વિદ્વાન પુત્ર શ્રી આર એસ દીક્ષિતે કર્યો છે

o

## તામિલ 'રીડર્સ ડાઇજેસ્ટ'

નવા પ્રકારનું તામિલ માસિક "મંજરી" શરૂ થયું છે એ અંગ્રેજમાં નીકળતા 'ડાઇજેસ્ટો'ના ઢબનું છે ને હિંદના જુદા જુદા સામયિકોમાં જે જે ઉત્તમ લેખો પ્રગટ થશે તેનો એના અંકે મા માસે માસે સમાવેશ થશે આવા માસિકોની દરેક પ્રાંતીય ભાષામાં આવશ્યકતા છે

o

## નીરુ દેશાઇની નાટ્યકૃતિ

જાણીતા યુવાન લેખક શ્રી. નીરુ દેસાઈની એક અનૂદિત નાટ્યકૃતિ અમદાવાદ રંગમંડળ' (એલિસબ્રિજ) તરફથી પ્રગટ થઇ છે એ નાટ્યકૃતિનું નામ છે 'સાથે શું બાંધી જવાના ?' મૂળ નાટક 'You Can't Take It With You' યુ એસ એ નું પુલિટઝર પારિતોષિક પામેલું છે, ને ૧૯૩૩ના યુ. એસ એ ની આર્થિક મંદીના વાતાવરણની આમા ભૂમિકા લેવાઇ છે. કૉફમેન અને મૉસ હાર્ટ નામના જોડિયા લેખકોએ આ નાટક લખ્યું છે, ૧૦૬ પાનાના કાચી બાંધણીના આ ગુજરાતી ભાષાંતરની કિંમત રૂપિયો એક છે

o

## હિંદી સરકારનું બાળકો માટેનુ હિંદી માસિક

હિંદી સરકારનું બાળકો માટેનું હિંદી માસિક 'બાલભારતી' શ્રી મન્મથનાથ ગુપ્તના તંત્રીપદેથી શરૂ થાય છે 'ઇન્ડિયન મિનિસ્ટ્રી ઓફ એજ્યુકેશન એન્ડ બ્રોડકાસ્ટિંગ' ના હિંદી વિભાગના પબ્લિકેશન્સ વિભાગ તરફથી એ પ્રગટ થાય છે આ માસિકનો આશય ભારતીય કુમારોને સ્વતંત્ર હિંદના સાચા નાગરિક બનાવવાનો છે બાળકો માટે બીજા દેશોમા લખાયેલા સાહિત્યથી હિંદી બાળકોને પરિચિત કરાવવા પણ આ માસિક કોશીશ કરશે

o

## ' જનનાયક '

શ્રી રઘુવીર શરણ મિત્ર નામના જબલપુરના એક કવિએ મહાત્મા ગાંધી વિષે પદ્યમા એક પુસ્તકનું લેખન હાલમાં જ ખતમ કર્યું છે આ પુસ્તક લખતા તેમને બે વર્ષ થયા છે એનું નામ ' જનનાયક ' અપાયું છે અને તેમાં ૧૩૦૦૦ કાવ્યપંક્તિઓ છે ૩૦ ખંડમા તે વહેંચી દેવાયું છે બાબુ રાજેન્દ્રપ્રસાદે એ પુસ્તકની પ્રસ્તાવના લખી છે

" શિવમ્ સુંદરમ્ "

# પુસ્તકાલયપ્રવૃત્તિનું ધ્યેય અને સિદ્ધિઓ

વડોદરાના પુસ્તકાલય ખાતાના વ્યવસ્થાપક શ્રી વાકનીસ સાહેબે, પુસ્તકાલય સહાયક સહકારી મંડળના રજત મહોત્સવ પ્રસંગે પુસ્તકાલયપ્રવૃત્તિમાં માર્ગદર્શક એવું વિદ્વત્તાપૂર્ણ વ્યાખ્યાન આપ્યું હતું. ઉક્ત પ્રસંગે સમયના અભાવે આ વ્યાખ્યાનની ટુંક નોંધ તેઓશ્રીના વક્તવ્ય પરથી અમો હેવાલમાં આપી છે. પરંતુ એ વ્યાખ્યાન આ પ્રવૃત્તિના કાર્યકરો માટે અતિ ઉપયોગી હોવાથી અહીં અક્ષરશઃ ફરીવાર પ્રકટ કરીએ છીએ.

—તંત્રી

પુસ્તકાલય સહાયક સહકારી મંડળના રજત મહોત્સવ પ્રસંગે વડોદરા રાજ્ય પુસ્તકાલય પ્રવૃત્તિના ધ્યેયો અને સિદ્ધિઓ વિષે બોલવા મને ફરમાન થયું છે. પુસ્તકાલયોને ભવિષ્યમાં શી શી કામગિરીઓ કરવાની બાકી છે તેનું નિવેદન પુસ્તકાલયોને સહાય આપવા માટે સર્જાયેલી સંસ્થાને કદાચ પોતાનો કાર્યક્રમ મુકરર કરવા મદદરૂપ થશે.

પુસ્તકાલયપ્રવૃત્તિ એ કેળવણી પ્રવૃત્તિના પૂરક અંગ સમી છે એટલે કે કેળવણીનું જે ધ્યેય છે તે જ પુસ્તકાલયપ્રવૃત્તિનું ધ્યેય હોય. કેળવણીના મુખ્ય ધ્યેયો હું બે પ્રકારનાં માનું છું. એક કનિષ્ઠ અને બીજું શ્રેષ્ઠ વા ઉત્તમ. સો એ સો ટકા જેટલી વસ્તીને કેળવણી પહોંચતી કરવી યાને નિરક્ષરતા નામને નાબુદ કરી દેવી એ કેળવણીનું કનિષ્ઠ ધ્યેય છે, ત્યારે શ્રેષ્ઠ ધ્યેય કેળવણીનું એ છે કે મનુષ્યજીવનમાં જે ઉત્તમ તત્ત્વો યા વિચારો વારસાગત ઉતરેલા હોય તેમને જાળવી રાખીને તેમાંના સારભાગને વિકસાવતા જઈ જીવનને વધારે ઉન્નત બનાવવું, બલ્કે વધારે સંસ્કારસંપન્ન કરવું. પ્રજોપકારક પુસ્તકાલયપ્રવૃત્તિનાં પણ આજ ધ્યેયો છે. વડોદરા રાજ્ય પૂરતું આ કનિષ્ઠ ધ્યેય મોટે ભાગે સિદ્ધ થઈ ગયું છે એમ કહીએ તો ખોટું નથી, કારણ કે રાજ્યની વસ્તીના લગભગ ૮૪ ટકા ભાગને પુસ્તકાલયપ્રવૃત્તિનો લાભ પહોંચતો થઈ ગયો છે. શાળા ત્યાં પુસ્તકાલય, એ વડોદરા રાજ્યની સ્વીકૃત નીતિ હતી અને એ નીતિનો અમલ રાજ્યના પુસ્તકાલય ખાતાએ વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ તથા પુસ્તકાલય સહકારી મંડળી લિમિટેડની સક્રિય મદદથી પાર પાડી દેખાડ્યો છે. મતલબ કે, દેશવ્યાપી પુસ્તકાલયોની સ્થાપના કરવાનો ઉદ્દેશ ફળીભૂત થયો છે. પણ આ કામ તો ઇમારતના પાયાના ચણતર જેવું છે.

શ્રેષ્ઠ વા ઉચ્ચ ધ્યેયનો વિચાર કરતાં, તેના પર રચાયલી ઇમારત પર દૃષ્ટિ ફેરવતાં જોઈએ તેટલો સંતોષ થતો નથી. ગ્રંથાલયવિદ્યાવિશારદોનું માનવું છે કે કોઈ પણ દેશની પુસ્તકાલયપ્રવૃત્તિની સંપૂર્ણ સાફલ્યતા માટે વસ્તીના ૨૦ ટકા જેટલા વાચકોનું પ્રમાણ પ્રાપ્ત થવું જોઈએ. તેમ છતાં ૧૦ ટકા જેટલી વાચકસંખ્યા નોંધાય ત્યાં આગળ પણ પુસ્તકાલયપ્રવૃત્તિનો હેતુ બહુધા સિદ્ધ થયો છે એમ કહી શકાય એવું પાશ્ચાત્ય ગ્રંથાલયશાસ્ત્રના નિષ્ણાતો માને છે. આપણે અહીં તળ વડોદરા શહેરનો વિચાર કરી જોતાં જણાય છે કે દોઢ લાખની વસ્તીમાંથી માંડ ત્રણ હજાર જેટલા વાચકો નોંધાયા છે. ગ્રામ વિસ્તારની પરિસ્થિતિ એનાથી સારી નથી જ. વળી પ્રત્યેક નોંધાયલા વાચક દીઠ નિદાન ૩ પુસ્તકો આપ-લે વિભાગ ખાતે પ્રતિવર્ષ નવીન ખરીદાતાં તેમ વંચાતાં હોવાં જોઈએ. અધ્યયન વિભાગ માટેની ખરીદી તથા વાચકસંખ્યા

તો આ ઉપરાંત સમજવાની છે આ સ્થિતિ પણ આપણે ત્યા હજી પ્રાપ્ત થઇ શકી નથી આના કારણોનો વિચાર કરતા બે કારણો મુખ્ય તરી આવે છે એક તો આપણી આર્થિક સ્થિતિ પ્રમાણમાં બહુ મર્યાદિત છે અને બીજું એ કે આપણે ત્યાંનો વાચકવર્ગ મોટે ભાગે દેશી ભાષ ના જ પુસ્તકો વધારે વાચે છે અને આપણે ત્યાંની કોઇ પણ દેશી ભાષામાં વર્ષે ક્હાડે બહુ બહુ તો પાચસો જેટલાં સારાં વાંચવા જેવા પુસ્તકો નવીન બહાર પડતા હશે. કચરા સાહિત્યની ગણના આમા હુ નથી કરતો

સર્વેની દૃષ્ટિએ વિચાર કરતાં કહેવુ જોઇએ કે વડોદરા રાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિ પ્રજા, સરકાર તથા પ ચાયતના ત્રિવિધ સહકાર પર અત્યાર લગી નભતી આવેલી છે રાજ્યે ઘડેલા સાર્વજનિક પુસ્તકાલયો સ્થાપવાના નિયમોની છેલ્લી કલમમા પુસ્તકાલયવેરો નાખવાની છુટ રખાયેલી છે, છતા તેનો અમલ અદ્યાપિ નથી થયો વિલાયતમા એ પદ્ધતિનો અમલ પુસ્ત-કાલય પ્રવૃત્તિની શરૂઆતથી જ થતો રહ્યો છે બ્રિટિશ ટાપુઓમા પુસ્તકાલયપ્રવૃત્તિનો ઉગમ ૧૮૬૦ માં થયો ત્યારથી તે સને ૧૯૧૯ સુધી 'પેની રેટ'નો કાયદો અમલમાં રહ્યો હતો એ કાયદાની રૂએ દર પાઉન્ડે એક પેનીનો ખાસ કર પુસ્તકાલયપ્રવૃત્તિ માટે વસુલ કરાતો હતો અને તેમાથી દેશની પુસ્તકાલયપ્રવૃત્તિ નિભાવવામાં આવતી હતી વખતના વહેવા સાથે એનાં ઉત્પન્ન ખર્ચની માગને પહોંચી વળવાને અસમર્થ નિવડ્યુ એટલે 'પેની રેટ'ના કાયદામા સુધારો કરીને રેટની આંકમર્યાદા નક્કી કર્યા વગર જ જરૂરીઆતના પ્રમાણમા કર વસુલ કરવાની નીતિ અખત્યાર કરવામાં આવી છે બ્રિટિશ ટાપુઓમા થતો પુસ્તકાલયપ્રવૃત્તિઓનો ખર્ચ માથા દીઠ રૂ ૨ નો આવે છે, જ્યારે આપણે ત્યા ની રાસ માથા દીઠ લગભગ રૂા ૦–૧–૬ ની આવે છે એતદ્દેશીય પુસ્તકાલયપ્રવૃત્તિના સુકાનીઓએ આ તફાવત ખાસ ધ્યાનમાં લેવા જેવો છે

આપણે ત્યાનાં એટલે કે વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો અત્યાર લગી નહોતાં પૂરા સરકારી કે નહોતાં પૂરા પ્રજાકીય. પુસ્તકાલયરસિક કાર્યકરોના વ્યક્તિગત ઉત્સાહ અને ઉમ ગ ઉપર રાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિ સ્થપાઇ છે ને વિકસી છે, અને થોડી ઘણી પ્રગતિ સાધી છે કાર્યકરો જ્યાં આગળ જેટલા ઉત્સાહી ને જેટલા ઉમંગી મળી આવ્યા છે ત્યાં આગળની એ પ્રવૃત્તિ વધારે ઝળકી નીકળી છે આ નરી હકીકત છે. પણ હવે તો પ્રજાનું સાર્વભૌમત્વ સ્થપાયું છે એટલે હવે તો પુસ્તકાલયપ્રવૃત્તિનો પાયો વધારે દૃઢ, વધારે મજબૂત કરવાનો પ્રસ ગ પ્રાપ્ત થાય છે એને સારૂ પ્રવૃત્તિની દોરવણી અને તેનુ સ ચાલન પલટો માગે છે દુનિયાભરમા પુસ્તકાલવપ્રવૃત્તિનો કારભાર પ ચાયત હસ્તક મુકાયો છે, તેમ આપણે ત્યાં પણ થવુ જોઇએ, જેથી વ્યક્તિગત કાર્ય કરતી એક યા બીજા કારણ અ ગેની ગેરહાજરીને પ્રસ ગે, અગર તો તેના ઉત્સાહમાં આવતી ઓટના પ્રસ ગે સ્થાપિત પુસ્તકાલયપ્રવૃત્તિને સહન કરવુ ન પડે

આજે વડોદરાએ કરેલી પહેલને અનુસરવાને હવે સમસ્ત દેશ ખડો થઇ ગયો છે, રે તલપાપડ બની રહ્યો છે. આજે તો ભાષાવાર પ્રાદેશિક પુસ્તકાલયો સ્થાપવાનો તમામ પ્રાંતિક સરકારોએ સપાટો ચલાવ્યો છે પરંતુ પ્રાદેશિક પુસ્તકાલયોમાં પુસ્તકધનનો તજ્જ્ઞ અભ્યાસીઓજ ઉપયોગ કરી શકવાના અર્થાત્ કે પ્રાદેશિક પુસ્તકાલયો સંદર્ભ પુસ્તકાલયો બની રહેવાના છે ત્યારે આમજનતા ઘર આગળના વાચન માટે શુ ? ઘર આગળ વાંચવા સારૂ આમજનતાને જરૂરી પુસ્તક સાહિત્ય મળવાની કોઇક ને કોઇક જોગવાઇ થવી જોઇએ બ્રિટિશ ટાપુઓમાં આ

જરૂરીઆત નેશનલ સેંટ્રલ લાયબ્રેરી અને રાષ્ટ્રીય મધ્યવર્તી પુસ્તકાલય નામની સંસ્થા પૂરી પાડે છે.

લંડનની બ્રિટિશ મ્યુઝિયમની પ્રખ્યાત લાયબ્રેરી વાચકોને જાત જાતની સગવડો પૂરી પાડી દેશ દેશના સ્કોલરો એનો અક્ષત લાભ ઉઠાવે છે પરંતુ આમજનતાની ગરજ, આમજનતાની વાચન ભૂખ તો નેશનલ સેંટ્રલ લાયબ્રેરીના નામના મધ્યવર્તી પુસ્તકાલય દ્વારા જ સંતોષાય છે એ સંસ્થાનો ઉદ્ભવ પણ, આમજનતાની જરૂરીઆતને પહોંચી વળવા ખાતર જ થયેનો છે ઓગણીસમી સદીમા ઔદ્યોગિક ક્રાંતિનું મોજું બ્રિટિશ ટાપુઓમા ફરી વળ્યું તેની સાથે દલિતો અને શોષિતોનો વર્ગ ઊભો થયો છે તેમના ઉદ્ધાર માટે અને તેમના અજ્ઞાનતિમિરને ટાળવા માટે બે સંસ્થાઓનો પ્રાદુર્ભાવ થયો, ૧ ટ્રેડ યુનિયનન કહેતા ઔદ્યોગિક સંઘ, અને ૨ કન્ઝયુમર્સ કો-ઓપરેટિવ સોસાયટી કહેતા માલ વાપરનાર જનતા જનાર્દનની સહકારી મંડળી. આ બન્ને સંસ્થાઓને સ્થિરતા તેમ સદ્ધરતા પ્રાપ્ત કરવા માટે શિક્ષણસંસ્થાઓનો સહકાર સાધ્યો તેને પરિણામે વર્કર્સ એજ્યુકેશન એસોસીએશન અને કામગાર શિક્ષણ સંઘનો ઉદ્ભવ થયો આ કામગાર શિક્ષણ સંઘ દલિતવર્ગમા અક્ષરજ્ઞાનનો પ્રચાર કરવાની અને તેમને માટે શિક્ષણસંસ્થાઓ સ્થાપવાની નેમ ધરાવતો હોઇ તેને અનુસાર થાય છે દેશભરની યુનીવર્સિ-ટીઓએ, તેમની યુનિવર્સિટીના સંચાલકોએ એ સંઘને પૂરેપૂરો સાથ આપ્યો છે આ કાર્ય અંગે જરૂરી પુસ્તક સાહિત્ય પૂરૂ પાડવા માટે નેશનલ સેંટ્રલ લાયબ્રેરીનો જન્મ થયો એ પ્રમાણે આપણે ત્યાં પણ આમજનતાની નિરક્ષતાનિવારણ અર્થે પ્રૌઢ શિક્ષણ પ્રવૃત્તિ હાથ ધરાઇ છે તેને સહાયભૂત થઇ પડે એવી આમજનતાને વાચ સામગ્રી પૂરી પાડવાની કોઇ ઉપકારક યોજના અસ્તિત્વમાં આવતાં પ્રાદેશિક પુસ્તકાલયની સાથે સાંકળી લેવાની અગત્ય સ્વીકારાવી જોઇએ છે મને લાગે છે કે આપણે ત્યાંના વિવિધ પુસ્તકાલય મંડળોનો ઉપયોગ આ કામે કરી શકાય ખરો

હવે આ સંબંધમાં આજે વધુ ન બોલતાં એટલુ જ કહીશ કે દેશની અવિભાજ્યતા જો ટકાવી રાખવી હશે તો તે અંગે સાર્વજનિક કોટિની પુસ્તકાલયપ્રવૃત્તિ મોટો ફાળો આપી શકશે એ નિ:સંદેહ છે હિંદને રાજકીય દ્દષ્ટિએ એક એકમ કરવાનો અશોકથી માંડીને અકબર ઔરંગઝેબ સુધીના મહારાજવીઓએ વિવિધ પ્રયત્નો આદરેલા છતાં વાલ્મીકિ અને વ્યાસના રામાયણ તથા મહાભારતના મહાગ્રંથોએ સંસ્કૃતિની દ્દષ્ટિએ પ્રજાની જે એકરૂપતા સિદ્ધ કરી છે તેવી એકરૂપતા આ મહારાજવીઓના પ્રયત્નોને નહોતી વરી શકી, એ તો ઐતિહાસિક હકીકત છે. મતલબ કે જે તાકાત મહારાજવીઓની શસ્ત્રસજ્જ સેનામાં નથી, તે ગ્રંથોમા અને ગ્રંથધામોમાં છે દેશભરમાં ગ્રંથધામો પાથરી દઇને દેશ સમસ્તની એ એકરૂપતા સિદ્ધ કરી જગતના ચોકમાં એક મહાન રાષ્ટ્ર તરીકે ઊંચે મસ્તકે ઉભા રહેવાની ખાસ અગત્ય છે પરમ કૃપાળુ પરમાત્મા એ શુભ દિવસ આપણને જલદી દેખાડો

—ત્ર્યંબક દિ. વાકનીસ

---

પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ.

# રજતજયંતિ મહોત્સવ સમારંભ હેવાલ

( સોમવાર તા. ૨-૫-૧૯૪૯ )

## ૧-પ્રદર્શન ઉદ્દઘાટનવિધિ

અગાઉથી જાહેર થયા પ્રમાણે પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ.ના પચ્ચીસ વર્ષાન્ત રજતજયંતિ મહોત્સવ માટે વડોદરા રાજ્યના સઘળાં પુસ્તકાલયો તેમ જ રાજ્ય બહારનાં પુસ્તકાલયો અને શિક્ષણ સંસ્થાઓને ખાસ આમંત્રણો પાઠવવામાં આવ્યાં હતાં. આ ઉપરાંત, ગુજરાતની અગ્રગણ્ય સહકારી સંસ્થાઓ, સ્થાનિક શિક્ષણસંસ્થાઓ અને ખાતાઓના વડાઓ તેમ જ સંખ્યાબંધ સંભાવિત ગૃહસ્થોને આમંત્રવામાં આવ્યા હતા.

આ સમારંભ પ્રસંગે " પુસ્તકાલય " માસિકનો ખાસ રજતજયંતિ અંક પણ પ્રસિદ્ધ કરવામાં આવ્યો હતો, જેમાં સંસ્થાની પચ્ચીસ વર્ષ દરમિયાનની સેવાઓ અને સેવકોનો પરિચય તેમ જ પ્રાસંગિક લેખો વગેરેને લગતી સામગ્રી વિપુલ પ્રમાણમાં પીરસવામાં આવી હતી.



રૌપ્ય મહોત્સવ પ્રસંગે ભરાયેલા પુસ્તકાલય પ્રદર્શનમાં વડોદરાના ખાસ કમિશ્નર શ્રી દેહેજીઆ પ્રદર્શનનું નિરીક્ષણ કરે છે.

આ સમારંભ મહોત્સવને અનુરૂપ ઉજવણીની તૈયારી માટે એક માસ અગાઉથી મંડળના કાર્યવાહકો કામે લાગી ગયા હતા તે ઉપરાંત અગાઉથી જાહેર થયા પ્રમાણે શિષ્ટ પુસ્તકો અને પુસ્તકાલયવિજ્ઞાનને લગતું એક પ્રદર્શન પણ સ્ત્રીઅધ્યાપન પાઠશાળાના એક ખંડમાં યોજવામાં આવ્યું હતું, જેમાં ગુજરાતના અગ્રગણ્ય લેખકોના જીવનચરિત્ર, ઇતિહાસ, સમાજશાસ્ત્ર, વિજ્ઞાન વગેરે વિષયોને લગતા પુસ્તકો, જુદી જુદી જાતની નિર્દોષ રમતોના પ્રસાધનો, પુસ્તકાલય સંચાલનમાં ઉપયોગી ફોર્મો વગેરે વગેરેનો સમાવેશ કરવામાં આવ્યો હતો

આ પ્રદર્શનનો ઉદ્‌ઘાટનવિધિ વડોદરા સરકારના નિવૃત્ત શિક્ષણપ્રધાન શ્રી રાઘવજીભાઈ લેઉવાના હસ્તે કરવામાં આવ્યો હતો, જે વખતે આમંત્રિતો સારી સંખ્યામાં હાજર હતા

તા. ૨–૫–૪૯ના રોજ સવારના ૯ વાગે સ્ત્રીઅધ્યાપન પાઠશાળાના ચોગાનમાં શમિયાનો ઊભો કરવામાં આવ્યો હતો તેમાં વડોદરા રાજ્યના કેળવણી ખાતાના નિવૃત્ત નાયબ દીવાન શ્રી લેઉવા એમના શુભ હસ્તે પ્રદર્શન ઉદ્‌ઘાટન વિધિ થયો હતો પુસ્તકાલય મંડળના કાર્યવાહકો તથા પુસ્તકાલયપ્રવૃત્તિમાં રસ ધરાવનાર ભાઈબહેનો સારી સંખ્યામાં હાજર હતા



પ્રદર્શનમાં વડોદરાના માજી વડાપ્રધાન અને હાલના ખાસ સલાહકાર શ્રી ડૉ. જીવરાજ મહેતા, શ્રી મણિભાઈ કાશીવાળા, શ્રી ચિમનભાઈ અમીન, શ્રી મગનભાઈ પટેલ, તથા શ્રી મફતલાલ પટેલ સાથે પ્રદર્શનનું નિરીક્ષણ કરે છે

શરૂઆતમાં શ્રી વિનાયક પંડ્યાએ પ્રાર્થનાગીત ગાયા બાદ વ. રા. પુ. પ્રચારક શ્રી વલ્લભભાઈએ પ્રદર્શનમાં શું શું સાહિત્ય ગોઠવવામાં આવ્યું છે તેનું વિગતવાર વિભાગવાર બ્યાન આપ્યું હતું. બાદ શ્રી નાનાલાલ શાહે પ્રદર્શનઉદ્‌ઘાટન કરવા માટે શ્રી દીવાન સાહેબને વિનંતિ કરતાં તેઓશ્રીએ જણાવ્યું



રૌપ્યમહોત્સવના પ્રમુખ વડોદરાના માજી વડાપ્રધાન અને હાલના સરકારી ખાસ સલાહકાર શ્રી ડૉ. જીવરાજ મહેતા શ્રી ચિમનભાઈ હ. અમીન, તથા શ્રી મગનભાઈ શ. પટેલ સાથે પુસ્તકાલયપ્રદર્શન દ્વારે

આજના પુસ્તકાલય સ સ મડળના ૨૫ વર્ષના રજતમહોત્સવ દિન નિમિત્તે જે પ્રદર્શન ગોઠવવામાં આવ્યુ છે તેમાં શુ શુ વિભાગો રાખવામાં આવેલા છે તે સબધી સંપૂર્ણ સમજણ ભાઈ શ્રી વલ્લભદાસ તરફથી આપવામા આવી છે તેમણે વિગતવાર સમીક્ષા કરેલી છે

શિક્ષણની પ્રગતિમાં સાહિત્યનુ ઘડતર થવુ જોઇએ એકલપેટાપણુ ક્ષીણ થઇ જન-સમાજના હિત તરફ આપણે જોવુ જોઇએ એવુ કરનારાઓ માટે ગયો જગતમા કઈ ને કઇ મુશ્કેલીઓ આવી હતી તેમાથી માર્ગ કાઢી ઉદાહરણ માટે સારા પુસ્તકોની અભિરુચિ થાય એ પ્રયાસ થવાની જરૂર છે



પુસ્તકાલય પ્રદર્શનનું નિરક્ષણ કરતા શ્રી સેઉઆ

બીજી એક વાત દુનિયાના કેટલાક સાહિત્યો હાથમાં પ્રસિદ્ધ થાય છે તે જનતાને અવળે રસ્તે લઇ જાય છે નિરાશાવાદ તરફ ખેચે છે તે વાચકને જગતમાં દુઃખ વેઠવા છતાં હિમત

હારવાની જરૂર નથી એની કથા લખવાને બદલે માણસના આડી અવળી લાગણી ઉશ્કેરે એવી કથાનો મોટો ભાગ હોય છે અંગ્રેજી સાહિત્યના આવા લખાણમાં નવલ કથાકારો માણસોને નિરાશાવાદ તરફ ખેચી જાય છે, એ જગતની લાલનની હરોળમાં બેસે એવા કથાકાર શરદબાબુની કથાઓ છે આ કથાનો પ્રચાર વાજબી છે ? અંગ્રેજી સાહિત્યમાં ઉંચી જાતની કૃતિ છે Tragedyનાં પુસ્તકો કરુણાંત નાટક કથા કે નિરાશા ઉત્પન્ન કરે તેવું સાહિત્ય પુસ્તકો માટે પરીક્ષા સમું ગણાય તો પણ જે માણસને માટે રસ્તો કરવા માગીએ છીએ તે માટે આ સાહિત્ય સારૂં ન ગણાય એ સાહિત્યનો ફેલાવો કરવા તરફ શંકાની નજરથી જોઇએ છીએ એ સાહિત્ય મોટા માણસના માટે સારૂં હોય, પણ બીજાને નુકસાન કરનાર હોય છે એટલા માટે પુસ્તકાલય મંડળે



પ્રદર્શનનો એક વિભાગ

સારી જાતનાં જીવનચરિત્રો તરફ લોકરુચિ કેળવવી મંડળ, સાહિત્યમંથન કરવા માટે સાધન મૂકવાનું કામ કરે છે એ સંસ્થા સ્વ મોતીભાઇ અમીન એઓશ્રીના સિદ્ધાંતનું પ્રદર્શન છે સંસ્થાએ ૨૫ વર્ષ સુખદુઃખ વેઠી પૂરાં કર્યાં છે એ વધુ સારી જાતનું સાહિત્ય રજુ કરવા તરફ આશા રાખીએ પ્રદર્શનમાં વર્ણન કરવામાં આવ્યું છે તે જાણવા જેવું છે માણસજાતનો આગળ વિકાસ થઇ, સત્પુરુષના સત્સંગમાં આવવા માટે પુસ્તકપ્રચાર પ્રદર્શન ગોઠવાયું છે તે સર્વથા યોગ્ય છે માધ્યમિક શાળાના ભાઇઓને હું જ્યારે જ્યારે મળું છું ત્યારે તે વખતે હું કહું છું કે પોતાના હાથે પ્રગતિ કરી તેવા પ્રયાસો આપણે કરવા જોઇએ પુસ્તકો ગામડાના લોકો માટે પ્રચારના ભોગ થવાનું હથિયાર છે, એનો સદુપયોગ થાય, દુરુપયોગ પણ થાય છાપામાં લખેલું હોય છે, તે બધું સાચું છે એ માન્યતા સેવનારો વર્ગ બહુ મોટો છે અને એને જાગ્રત કરવાનું કામ મોટું છે ઘણાં વર્ષ પહેલાંની વાત છે મિ. આંબેડકરે ભાષણ કર્યું હતું કે વાંચનાર વર્ગ કંઈ જાતનો હોય છે એક વર્ગ વખત જવા સારૂ પુસ્તક વાંચે છે એ ભારરૂપ છે બીજો વર્ગ છે તે પુસ્તકાલયમાં જાય છે અને જે સાહિત્ય વાંચે છે તે સર્વથા સત્ય એમ માને છે એ જ માણસ બીજું પુસ્તક વાંચે છે તે પણ સાચું માને છે આવા માણસો દયાપાત્ર ગણા

છેવટે વંદેમાતરમ્ ગીત ગવાયા બાદ સભા વિસર્જન થઈ હતી.

પ્રદર્શનઉદ્ઘાટનવિધિ પૂરો થતાં પધારેલા સૌએ પ્રદર્શનનું નિરીક્ષણ કરી સંતોષ પ્રદર્શિત કર્યો હતો.

---

ત્યાર પછી સાંજે ૫ વાગે રજત જયંતિ મહોત્સવનો સમારંભ યોજાયો હતો.

---

મુંબઈ સરકારના વડોદરાના મુખ્ય સલાહકાર શ્રી ડૉ. જીવરાજભાઈ મહેતા પ્રમુખસ્થાને હતા. આ સમારંભમાં વડોદરાના નિવૃત્ત નાયબ દીવાનો શ્રી છોટાભાઈ સુતરીઆ, શ્રી ચુનીભાઈ શાહ, શ્રી મગનભાઈ શં. પટેલ, શ્રી રામચંદ્ર અમીન અને શ્રી નાનજીભાઈ લેઉઆ તથા વડોદરા કોંગ્રેસ સમિતિના પ્રમુખ શ્રી જગજીવનદાસ મહેતા, જુમ્માદાદા વ્યાયામશાળાના પ્રો. માણેકરાવજી, પ્ર. કોંગ્રેસ સમિતિના મંત્રી શ્રી મણિલાલ પ્ર. પરીખ તેમ જ શ્રી રસુલખાન પઠાણ અને અન્ય આમંત્રિતો તેમ જ પુસ્તકાલયપ્રવૃત્તિમાં ખાસ રસ લેતા શ્રી. મતાપરાય ગિ. મહેતા, અમદાવાદથી શ્રી જયવતીબહેન દેસાઈ તથા ગ્રામપુસ્તકાલયોના કેટલાક પ્રતિનિધિઓ અને સન્નારીઓની સારી સંખ્યામાં હાજરી હતી.



પુસ્તકાલય પ્રદર્શન વિભાગ ૩ જો

પ્રારંભમાં શ્રી વિનાયક પંડ્યાએ "હજાર હાથવાળો અખંડ રક્ષા કરે" એ ભજનથી પ્રાર્થના કરી હતી. બાદ રસમંડળની બહેનોએ શ્રી મૂળજીભાઈ પી. શાહે આ પ્રસંગ માટે ખાસ તૈયાર કરેલા સત્કારગીતથી પધારેલા આમંત્રિતોનું સ્વાગત કર્યું હતું.

## મંડળ માટે વિસ્તરતો કાર્યવિસ્તાર

સમારંભના પ્રમુખસ્થાન માટેની દરખાસ્ત રજૂ કરતાં પુ. સ. સ. મંડળની કારોબારીના એક સભ્ય શ્રી ચિમનલાલ હ. અમીને જણાવ્યું હતું કે, હવે વડોદરા રાજ્ય નથી રહેતું, પણ હવે તે એક મહારાજ્યમાં ભળે છે. આજના આપણા સમારંભના પ્રમુખ શ્રી જીવરાજભાઈ

અદ્ભુત કાર્યશક્તિ ધરાવે છે એ કાર્યશક્તિનો પરિચય આપણને થયો છે છેલ્લા મહિનાઓ થયા હું તેમના પરિચયમાં આવ્યો છુ અને તેમની કાર્યશક્તિ જોઈ ભારે આશ્ચર્ય અનુભવું છું હવે આપણુ મંડળ પણ માત્ર વડોદરા રાજ્યનું નથી રહેતુ, પણ હવે તો એ વિશાળ કાર્યક્ષેત્રમા પ્રવેશે છે આગળ ચાલતા તેમણે સમારંભનું પ્રમુખસ્થાન સ્વીકારવા જણાવતાં અને શ્રી મણિભાઈ કાશીવાળાએ અનુમોદન આપતા પ્રમુખશ્રીએ સભા સંચાલન શરૂ કર્યું હતુ

પ્રારંભમા સ્વાગતપ્રમુખ શ્રી મગનભાઈ શ. પટેલે પધારેલા સૌનું સ્વાગત કરતાં જણાવ્યુ હતુ કે,

## ૨૫ વર્ષનો ઉત્સવ

પુસ્તકાલય સહાયક સહકારી મંડળ, લિમિટેડને સ્થપાયે ૨૫ વર્ષ થયાં એ ૨૫ વર્ષમાં પુસ્તકાલય સહાયક મંડળે વડોદરા રાજ્ય અને રાજ્ય બહારની પુસ્તકાલયપ્રવૃત્તિની વિવિધ સેવાઓ બજાવી છે એ ૨૫ વર્ષ પૂર્ણ થયાનો આજે ઉત્સવ છે આ પ્રસંગે આપ સૌ અમારા આમંત્રણને માન આપી પધાર્યા છો તેથી મને ઘણો આનંદ થાય છે આપ સૌનો હું હાર્દિક સત્કાર કરું છુ.

આ મંડળના સ્થાપક સ્વ મોતીભાઈ અમીન આ પ્રસંગે મને યાદ આવે છે તેમની નિસ્વાર્થ સેવાવૃત્તિ આ મંડળના મૂળમા છે અને આ મંડળે વડોદરા રાજ્યની તથા રાજ્ય બહારની પુસ્તકાલયપ્રવૃત્તિને સંગીન બનાવી છે

આ મંડળને વડોદરા રાજ્ય તથા તેના લોકોનો પૂરો સહકાર મળ્યો છે મંડળે પણ વડોદરા રાજ્ય તથા તેના લોકોનો સહકાર મેળવી પ્રજાની સુંદર સેવા કરી છે

## આખા મુંબઈ ઈલાકાના સહકારની ભાવના

રાજ્યની સીમાઓ હવે અદૃશ્ય થઈ છે મુંબઈ ઈલાકાના વિસ્તૃત પ્રદેશમાં આપણે પ્રવેશ કર્યો છે. આ મંડળ અત્યાર સુધી મોટે ભાગે વડોદરા રાજ્યનાં પુસ્તકાલયોની સેવા બજાવતું હતુ તેને બદલે હવે તેને મુંબઈ ઈલાકાના પુસ્તકાલયોની સેવા કરવાના કોડ છે વડોદરા રાજ્ય સરકાર તથા જનતા તરફથી જેમ અત્યાર સુધી તેને સહકાર અને ઉત્તેજન મળ્યાં છે તેમ તેને હવે આખા મુંબઈ ઈલાકાની સરકાર તથા જનતા તરફથી સહકાર અને ઉત્તેજન મળશે એવી આશા હું વ્યક્ત કરુ તો તે યોગ્ય જ ગણાશે

સહકારી મંડળો આપણા દેશમાં ઠીક ઠીક છે તે મંડળોની સંખ્યા હજી ઘણી વધવી જોઈએ આવાં મંડળોનુ આપણે ત્યાં અસ્તિત્વ હોવા છતાં પુસ્તકાલય સહાયક સહકારી મંડળ તો આપણા દેશમાં આ એક જ છે આ સંસ્થાની કલ્પના પ્રાતઃસ્મરણીય સ્વ મોતીભાઈ સાહેબને આભારી છે એમની સતત સેવાવૃત્તિથી આ મંડળે પ્રગતિ સાધી છે, અને એના પાયા ઊંડા ગયા છે મોતીભાઈ સાહેબના સ્વર્ગવાસ પછી પણ મંડળની પ્રગતિ ઉત્તરોત્તર વધતી ગઈ છે મોતીભાઈ સાહેબના જીવનમાંથી પ્રેરણા મેળવેલા કેટલાક ભાઈઓ આ મંડળનું નાવ આગળ ને આગળ હંકાર્યે જાય છે

આ નાવ પ્રગતિને પથે વધુ ને વધુ આગળ જાય તેમ થવુ જોઈએ આપ સૌ આ નાવની પ્રગતિમાં સહકાર આપશો એવી અમારી વિનંતિ છે આપ સૌનો હું ફરી હાર્દિક સત્કાર કરું છુ

સ્વાગતભાષણ બાદ સંદેશાવાચનનો કાર્યક્રમ હાથ ધરાતા પુ સ સ મંડળના મંત્રી શ્રી. વાધજીભાઇ ના. અમીને આ પ્રસંગ પ્રત્યે શુભેચ્છા દાખવતા અને અભિનંદન અર્પતા આવેલા નીચેના સંદેશાઓ વાચ્યા હતા।

## શુભેચ્છાદર્શક સંદેશાઓ

(No 4009)

MILITARY SECRETARY
THE GOVERNOR-GENERAL

GOVERNMENT HOUSE,
NEW DELHI
29th April 1949

" Dear Sir,

I am desired by His Excellency Shri C Rajagopalachari, Governor General of India, to thank you for your kind invitation asking His Excellency to attend the Silver Jubilee Celebrations of Pustakalaya Sahayak Sahakari Mandal Ltd at Baroda on Monday the 2nd May 1949 and to say that His Excellency regrets his inability to attend the function on that day

His Excellency however appreciates your kind thought in sending him the invitation and wishes the function all success

Yours faithfully,
(B Chatterjee) Colonel,
MILITARY SECRETARY TO
THE GOVERNOR-GENERAL

*

INDIAN LIBRARY ASSOCIATION

University Library
Delhi 2, India
of 29th April 1949

Dear Mr Patel,

I thank you for your invitation to the Silver Jubilee Celebrations of Pustakalaya Sahayak Sahakari Mandal Ltd of Baroda The fact that my physical body cannot be present there does not prevent my being with you in mind and spirit The late Maharaja Sir Sayajirao Gaekwar of Baroda is the acknowledged library pioneer of our Motherland He was fortunate in securing the quiet but firm and determined library worker needed by him in Mr Motibhai N Amin I did not have the good fortune to meet him in life although I had been inspired by his writings and by what I had heard about his work His eyes as depicted in the frontspiece of the Silver Jubilee Souvenir express the whole man My homage to him and to Sayajirao Gaekwar

Centralisation of all the impersonal items of work connected with librbaries is a *measure of national economy I have been advocating it* for adoption for India as a whole with the necessary regional adjustments The United States attempted this at the level of classification and cataloguing several years ago and its coverage is still very small. In my recent tour in the West I found Denmark attempting it at the bibliographical and technical level and Norway at the level of book purchase and binding But your Mandal has centralised not only these elements but even that of financial investment and account-keeping with such a remarkable success You may well be proud of your achievement during the first twenty five years of your existence.

May India look upon your endeavours as an experiment conducted on her behalf on a small scale Now that you have made the experiment such a great success may India adopt it at the national level!

It is sad to think of the indifference which is shown by the authorities elsewhere in India to the provision of public library service. It is not realised that provision for the cultivation of human resources should have priority over every other nation-building programe Universal education and universal library service are the only means known for the individuality of every citizen I wish your *Mandal* every success and I pray that your achievement should act as a beacon to the other parts of our Motherland

Yours sincerely,
S R. RANGANATHAN
( President )

*

ALL-INDIA CO OPERATIVE INSTITUTES' ASSOCIATION
AND
INDIAN PROVINCIAL CO-OPERATIVE BANKS' ASSOCIATION

29th April 1949

" Dear Mr Patel,

I thank you for your kind invitation to the Silver Jubilee Celebration of the Mandal. I regret, it is not possible for me to leave Bombay for the purpose. I wish however all success to the Jubilee Celebrations of this very useful Institution

The Library Movement has been a very important Movement in Baroda and I trust the success of Societies like yours will give a fillip to simillar endeavours in Gujrat

*H L. KAJI*
President.

*

Poona, 1st May 1949

" Hearty greetings to Mandal an secassion of its Silver Jubilee. Wish it long life of prosperity and service

REGESTRAR, POONA
( Sahakari Adhikari )

*

Bombay 2 May 49

" Thanks invitation Wish functions success

HIMMATLAL VYAS
Member Council,
Indian Library Association

*

ભાઈશ્રી મગનભાઈ,

પુસ્તકાલય સહાયક સ મંડળના રજતજયંતિ મહોત્સવ અંગેનું નિમંત્રણ મળ્યું. આભારી છું.

પુસ્તકાલય પ્રવૃત્તિને વેગ આપવામા મંડળે ઘણો મોટો ફાળો આપ્યો છે એની રજત જયંતિ ઉજવાય છે તે પ્રસંગે તેને મારા હાર્દિક અભિનંદન છે. સમારંભને સફળતા ઇચ્છુ છું.

શુભેચ્છક
ગ. વા માવલંકર

*

ભાઈશ્રી,

પુસ્તકાલય સહકારી મંડળનો રજત ઉત્સવ કરી શકો છો તે માટે અભિનંદન આપુ છુ મને આવવાનુ મન તો થાય છે, પણ આવી શકુ તેમ નથી તે માટે માફ કરશો.

આજે સદ્ગત મોતીભાઈ અમીનનુ સ્મરણ થયા વિના રહેતું નથી, તેમનો આત્મા આપણી સર્વ પ્રવૃત્તિઓ ઉપર આશીર્વાદ વરસાવો

સેવક,
જુગતરામ દવે

*

"વિ. આપના આમંત્રણ માટે આભાર શેઠજીની નાદુરસ્ત તબિયતના લીધે સમારંભમા હાજરી આપી શકે તેમ નથી શેઠજી ઇશ્વરભાઈ રજતજયંતિ મહોત્સવને હાર્દિક સફળતા ઇચ્છે છે

(ઇશ્વરલાલ ઝવેરલક્ષ્મીચંદવાળા)

*

" આપના મહોત્સવને ફતેહ ઇચ્છુ છું વડોદરાની પુસ્તકાલયપ્રવૃત્તિએજ આખા ગુજરાતને દોરવણી આપી હતી અને હવે તો મહાગુજરાતનું 'અગત્યનું અવયવ આપ બનો છો એટલે હવે ભવિષ્યમા આપની પ્રવૃત્તિ વધારે વેગ પકડશે

આપ બધાના હર્ષમાં હું અંતઃકરણપૂર્વક સહભાગી છુ એમ જાણશો.

લિ. સેવક
હરિપ્રસાદ વ. દેસાઈ

" ભાઈશ્રી,

આપનું આમંત્રણ મળ્યું તે માટે આભારી છું પુ૦ સ. સ મંડળ તેની સેવાનાં ૨૫ વર્ષ પૂરાં કરે છે તે પ્રસંગે વિદ્યાપીઠ તરફથી તેને અભિનંદન પાઠવું છું આ પત્ર મળશે તે વખતે આપને ત્યાં ૧લી મેનો વિરલ પ્રસંગ ઊજવાતો હશે તે દિવસે હિંદ અને ગુજરાતને માટે ખાસ એવો વિરલ પ્રસંગ હશે ૧ લી થી શરૂ થતા નવા યુગમાં પુ૦ મ૦ સ૦ મંડળને માટે પણ નવી સેવાનો યુગ આવે છે વડોદરા રાજ્ય પુસ્તકાલય પ્રવૃત્તિનો અનુભવ મુંબઇ પ્રાંતને માટે કીમતી ગણાય આપનું મંડળ એ અનુભવની સેવા નવા યુગમાં પણ આપે એવી એની કારકિર્દી હો આપના ઉત્સવને પૂરી સફળતા ઇચ્છું છું નથી આવી શકતો તે માટે દરગુજર કરશોજી

દા. સેવક

મગનભાઇ દેસાઇના વ. મા
(ગૂજરાત વિદ્યાપીઠ)

*

"ભાઈશ્રી,

પુ સ. સ. મંડળના રજત મહોત્સવ પ્રસંગે આપને અભિનંદન ઘટે છે સ્વ શ્રી મોતીભાઇ અમીન સાહેબની પ્રેરણાથી શરૂ થયેલી આ પ્રવૃત્તિ પહેલી પચીસી પૂરી કરે છે તે ગર્વ લેવા જેવી વાત છે. આપની પ્રવૃત્તિને હુ સફળતા ઇચ્છુ છુ

પરીક્ષિતલાલ મજમુદાર

*

"ભાઇશ્રી,

આપનુ આમંત્રણ મળ્યું તે માટે આભાર તમારી પ્રવૃત્તિ વખાણને પાત્ર છે એ પ્રવૃત્તિને રજતજયંતિ મહોત્સવ ઉજવવાની જે તક મળી તે માટે પ્રભુનો આભાર માનવો જોઇએ. ગત વર્ષોમાં નિરક્ષરતાના હાઉએ આપણને ખૂબ પાછા રાખ્યા. તે અધાર માર્ગમા તમારી પ્રવૃત્તિ એક નાનકડા દિવાની ગરજ સારતી હતી. હવેના વર્ષોમાં તેનો પ્રકાશ વધો તેવી પ્રાર્થના છે, એનો યશ પણ બીજાઓની સાથે ડૉ. જીવરાજભાઇને ફાળે જશે એવી મને આશા પડે છે હુ હાજર નથી રહી શકતો તે માટે દિલગીર છુ, કાર્યક્રમની સફળતા ઇચ્છુ છું

લિ

ગુલામરસુલ કુરેશીના
વ. મા

*

"મહાશય,

રજતજયંતિ મહોત્સવ પ્રસંગનુ આપનુ નિમંત્રણ મળ્યુ. ઉપકાર

અમે જાતે હાજર રહી શકતા નથી, પણ આ પ્રસંગે મંડળને તથા તેની દ્વારા થતી બધી શુભ પ્રવૃત્તિઓને ઇશ્વરના આશીર્વાદ મળો એવી અમારી સહૃદય પ્રાર્થના છે મુ શ્રી મોતીભાઇ સાહેબનો આત્મા આ મહોત્સવ જોઇ ખૂબ રાચતો હશે લી આપના

હરભાઇ ત્રિવેદી
ગિરીજા મ ભટ્ટ
(ઘરશાળા)

*

" માનનીય શ્રી મગનભાઇ,

વડોદરાના મહૂગત શ્રીમંત સયાજીરાવ મહારાજા સાહિત્યપ્રેમ અને સાહિત્યને જનતા માટે સુલભ બનાવવાની અનન્ય ધગશને કારણે તેઓ હજુરશ્રીની પ્રેરણાથી છેલ્લા અનેક વરસોથી વડોદરા રાજ્યમા, તથા વડોદરા શહેરમા, હિંદમા અજોડ કહી શકાય તેવા પુસ્તકાલયથી તથા રાજ્યને ગામડે ગામડે પુસ્તકાલય પ્રવૃત્તિ ચાલી રહે છે, રાજ્યની પ્રજા આ પ્રવૃત્તિનો સુંદર લાભ ઉઠાવી રહી છે આજે એ પ્રવૃત્તિનો રજતજયંતિ મહોત્સવ ઉજવાય છે એ ઘણુંજ આનંદની અને ઉત્સાહજનક હકીકત છે. આપણે એ દિશામાં અધિકાધિક રસ લેતા થઇએ અને હિન્દનું એકપણ ગામડુ પુસ્તકાલયથી વંચિત ન રહે તે માટે હરદિન સતત પ્રયત્નશીલ રહીએ એજ આ પ્રસંગે અભિલાષ

નરેન્દ્રસિંહ મહીડાના જયહિન્દ

*

" મંડળના રજતજયંતી મહોત્સવ પ્રસંગે આપનું આમંત્રણ મળ્યું એ માટે આપનો આભારી છું

મંડળે પુસ્તકાલયોના કાર્યમા છેલ્લી પચીસીમા પ્રગતિ સાધવામા ઘણી કિંમતી સેવા બજાવી છે એનો ઘણો યશ સ્વર્ગસ્થ મહારાજાની સાથે સ્વ મોતીભાઇ અમીનને પણ જાય છે. મંડળના ' પુસ્તકાલય ' માસિકે પણ એ કાર્યમાં સારું માર્ગદર્શન કરાવ્યું છે

આ સઘળી સેવાઓ માટે મંડળને ધન્યવાદ ઘટે છે હવે પછીના બૃહદ્ ગુજરાતમાં આ મંડળને અને એના કાર્યને વધારે ને વધારે યશ મળે એવા મારા અભિનંદન પાઠવું છું, ને યશ ઇચ્છું છું.

આપનો
ગોવિંદરાવ ગ. વિદ્વાંસના જયહિંદ

*

" ભાઇશ્રી,

" પુસ્તકાલય સંડળ સ. મંડળ તરફથી નીકળતા માસિક ' પુસ્તકાલય 'સાથે વીસથી વધારે વર્ષોથી હું સંકળાયેલ હોઇ આ મહોત્સવ ઉજવાય તે મારા મનથી આનંદનો વિષય છે અને તેને સંપૂર્ણ સફળતા ઇચ્છુ છુ

શરૂ થતી બીજી પચીસીમા મંડળ ખૂબ વધારે લોકસેવા બજાવવા શક્તિમાન થાય તેમ અંત:કરણપૂર્વકની પ્રાર્થના છે.

લિ
છોટાલાલ માનસિંગ કામદારના જયહિન્દ "

*

"પુસ્તકાલય સહાયક સહકારી મંડળીની દિનપ્રતિદિન પ્રગતિ થઇ જનતામાં સાહિત્યનો રસ વધુ પ્રમાણમાં ઉત્પન્ન કરે એવી મારી પ્રાર્થના છે.

અનિવાર્ય કારણોને અંગે આ મંડળના રજતજયંતી મહોત્સવના શુભ પ્રસંગે હાજરી આપી શકયો નથી તે માટે દિલગીર છું "

લિ૦ આપનો
પશાભાઈ
અધ્યક્ષ મહેસાણા પ્રાંત પંચાયત

*

" પુસ્તકાલયો માટે કામ કરતું આ મંડળ એક અદ્વિતીય સંસ્થા છે તેના સ્થાપક સ્વ૦ મોતીભાઈ સાહેબનું આ પણ એક સેવાભાવી બાળક છે ગામડાંનાં પુસ્તકાલયોને તેણે સાથ આપી અનુપમ સેવા કરી છે પુસ્તકોની પસંદગીમાં ઊંચું ધોરણ સાચવી પુસ્તકાલયોમાં ઘૂસતા વિપથગામી પુસ્તકોને તેણે રહેર્યાં છે " પુસ્તકાલય " માસિક દ્વારા તેણે પુસ્તકાલયોનો સંદેશ ગામે ગામ પહોંચાડયો છે

વડોદરા રાજ્ય મુંબાઇ ઇલાકામાં ભળી જતાં પચીસ વર્ષ વટાવતા આ મંડળને યુવાવસ્થામાં વિશાળ ક્ષેત્રમાં ઝંપલાવવાનું રહેશે તેના સમક્ષ હવે સમસ્ત ગુજરાતનું કાર્યક્ષેત્ર ખડું થશે અને આજ સુધી તેણે જે કુનેહથી કામ કર્યું છે તે જોતાં યુવાવસ્થાની થનથનાટીમાં પોતાના વિશાળ કાર્યક્ષેત્રને તે પહોંચી વળશે એમાં શંકા નથી. આ વિશાળ કાર્યક્ષેત્રને અપનાવવાની તક તેને વહેલી મળો અને પોતાના કાર્યને સર્વાંગ સુન્દર બતાવવાની તેની શક્તિ દિવસે દિવસે વધતી રહો એ આ શુભ પ્રસંગે પરમ નિયંતા પ્રત્યે પ્રાર્થના !

લિ
આશાભાઇ ન. પટેલના જયહિન્દ

*

" પુ સ મંડળે વિશાળપણે જ્ઞાનપર્વમાં જે સફળતા મેળવી છે અને વિવિધ જાતનું વાચન આપવા પચ્ચીસ વર્ષ સુધી જે પ્રયાસો કર્યાં છે તેવા પ્રયાસ કરવાવાળી મહાગુજરાતમાં એક માત્ર સંસ્થા પુ સ સ. મંડળ જ છે

રજતજયંતિ મહોત્સવની સફળતા ઇચ્છુ છું અને આવા સફળ પ્રયાસ માટે અભિનંદન આપું છું. એજ.

લિ. આપનો,
ધીરસિંહ વ્હેરાભાઈ ગોહેલ
(તંત્રી "ક્ષત્રિયમિત્ર" ભાવનગર)

*

"મંડળ પોતાનું કાર્યક્ષેત્ર વધારીને જનસેવાની પ્રવૃત્તિઓ વધુ આદરે અને સુવર્ણ અને ડાયમંડ મહોત્સવ તથા શતાબ્દિ ઉજવવા ભાગ્યશાળી થાઓ એજ શુભ મહેચ્છા

લી સેવક,
કાવસજી એદલજી ગણદેવીઆના
સલામ.

*

"સંસ્થા દિનપ્રતિદિન, પ્રગતિને પંથે જઈ વધુ વિકાસ સાધી 'સુવર્ણ–મહોત્સવ' વિશેષ યશસ્વી રીતે ઉજવવા શક્તિમાન બને એવી વિભુ પ્રત્યે અમારી અભ્યર્થના છે

તા સદર

કા મ ઠક્કર
પ્રાંત શાળાધિકારી, ઓખામંડળ.

*

"શ્રીમાન,

પુસ્તકાલય સ, સ મંડળના રજત મહોત્સવ સમારંભમાં હાજર રહેવાના આમંત્રણ માટે આભાર માનું છું, આ શુભ પ્રસંગે આપને મુબારકબાદી અને અભિનંદન આપતા આનંદ થાય છે આવા અનેક મહોત્સવ ઉજવવા ભાગ્યશાળી થાઓ અને દેશમા પ્રસરતી પુસ્તકાલય-પ્રવૃત્તિના અગ્રેસર બનો.

લિ
રતીલાલ તન્ના
(યુગાન્તર કાર્યાલય)

*

"આ કાર્યમા મારુ સંપૂર્ણ હાર્દિક ભાવાનુમોદન આપ સ્વીકારી લેશો અને જ્ઞાન–પરબને ઉત્તેજિત કરતી આ સંસ્થા વધુ ફૂલો–ફાલો ને યશકલગીને વરી ચિરાયુ બનો એવી અંત કરણ-પૂર્વક અભિલાષા સેવુ છુ.

## પુસ્તકાલયનો જય

[હરિગીત]

પુનિત સમય આ સાંપડયો મંડળ–જયંતી–મહોત્સવે,
સ્તવનીય કાર્ય કર્યું અતિ ગુર્જર ભૂમિમાં વટપ્રદે
કાલચક્ર વીતી ગયુ, આઝાદી યુગને ખૂબ ચહો.
લહાવો દીધો સંતો, કવિ, શાસ્ત્રી મહર્ષિનો ઘણો
યદુરાય સમ કીર્તિ અલૌકિક વાધજો વાઙ્મય જગે,
નોબત ગજાવો જ્ઞાનની સંસ્કાર–બળ જેથી વધે.
જયકાર હોજો જ્ઞાન, જ્ઞાની, જ્ઞાન ફેલાવનારનો,
યશની રસોર્મિ ઊમટો પીવડાવી પ્યાલો પિયૂષનો

ઉમિયાશંકર ઠાકર, કોવિદ

"આઝાદીના પથે દોરી જનાર પ્રવૃત્તિના સહકારી મંડળનો રજતજયંતિ મહોત્સવ આઝાદ હિન્દમાં ઉજવાય એ મંડળ માટે ગર્વ લેવા જેની નોંધપાત્ર બીના છે. આપણે આશા રાખીશુ કે મહાગુજરાતના વહીવટી કાળમા આપણા મંડળનો હીરક મહોત્સવ ઉજવવા આપણે ભાગ્યશાળી બનીએ અસ્તુ

લી ઈશ્વરભાઈ ના. પટેલના જયહિન્દ
(મંત્રી, સા. પુ. બચાર)

"ડાકોર મુકામે મળેલ શિક્ષક પરિષદ વખતે નિર્દેશેલી સહકારી મંડળીની પૂ. મોતીભાઈની યોજના આકાર પામ્યા પછી ૨૫ વર્ષ પૂર્ણ કરે છે અને તે પણ સફળતાપૂર્વક-આવા પ્રસંગે હાજરી આપવાનું સદ્ભાગ્ય મેળવનાર અહિં હાજર રહેલ સૌ સુવર્ણ મહોત્સવ આવે તે પહેલાં ગૂજરાતભરમાં પુસ્તકાલયો ઊભા કરવા મથો તો એ કાર્યમાં આજે વડોદરાના મણાતા ૭૦૦૦ શિક્ષકોની હૂંફથી બધા ગૂજરાતી પ્રા. શિક્ષકોનો સહકાર સાધવાનું કામ પ્રજાકીય દૃષ્ટિએ કરવામાં "સમાજ શિક્ષક" નો સાથ હશે

—ભીમભાઇ નારણજી નાયક
તંત્રી "સમાજશિક્ષક"

સંદેશાવાચન થઇ રહેતા મંડળનો પરિચય આપતા શ્રી. ચિ. હ. અમીને મંડળનો આછો પરિચય આપતાં જણાવ્યું હતું કે, મંડળનું મહેકમ-કાર્યકર્તાઓ સેવાભાવી છે અને એના સ્થાપકના ઉદ્દેશને પ્રેરણાનુસાર કામ કરે છે બાદ સમારંભમાં વહેંચાયેલ પરિચયપત્રિકા પરથી તેમણે મંડળની પચ્ચીસ વર્ષની વિવિધ કામગીરીનો પરિચય આપ્યો હતો.

બાદ પ્રાસંગિક વિવેચન કરતાં *વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળના મંત્રી શ્રી રામભાઇ કા. પટેલે જણાવ્યું હતું કે, ૨૫ વર્ષ પર એક જીર્ણ દેવાલયના સ્થળે આ મંડળ સ્થાપવાનો સંકલ્પ સ્વ. શ્રી મોતીભાઇ અમીને કર્યો અને આ મંડળનો જન્મ થયો ત્યારે ખ્યાલ ન હતો કે, આ રજતમહોત્સવ ઉજવાશે

## સામસામા પક્ષના રાજદ્વારીઓનું મિલનસ્થાન

આપણા દેશમાં બાલમરણપ્રમાણ વધારે છે તેવુંજ સંસ્થાઓમાં પણ બાલમરણપ્રમાણ વધારે છે અનેક સંસ્થાઓ જન્મે છે અને તેમાંની ઘણીનો અલ્પવયે લય થાય છે પરંતુ આ મંડળ મુશ્કેલીઓ વટાવીને પચીસ વર્ષ વટાવી ગયું છે એ ૨૫ વર્ષ પૂરા કરે એ આનંદ-હર્ષનો વિષય છે આજે એના સ્થાપક સ્વ. અમીન સાહેબનો આત્મા આનંદ પામતો હશે આ મંડળની લોકપ્રિયતા અને એની યશસ્વી કારકિર્દીનાં અનેક કારણો છે રાજ્યમાં આ એક જ આવી સંસ્થા છે એની એ વિશિષ્ટતા છે કે, રાજકીય સામસામા પક્ષના કાર્યકર્તાઓ એમાં સાથે રહીને કામ કરે છે, સરકારની એને હૂંફ અને આશ્રય છે તેવા જ હૂંફ અને આશ્રય એને પ્રજા તરફથી પણ મળે છે મંડળ શું શું કામ કરે છે તે શ્રી ચિમનભાઇ અમીને જણાવ્યું છે કેલ્લે મંડળને એનાં આવતાં વર્ષો પણ ઝળહળતાં કારકિર્દી ભર્યાં નીવડે તેવી શુભેચ્છા તેમણે દર્શાવી હતી

## માથા દીઠ દોઢ આનો ખર્ચાય છે.

ત્યારબાદ પુસ્તકાલય ખાતાના વ્યવસ્થાપક શ્રી વાકનીસ સાહેબે વિવેચન કરતાં જણાવ્યું હતું કે, પુસ્તકાલય એટલે શિક્ષણસંસ્થા, એના ૨ પ્રકારનાં ધ્યેય છે. આજ સુધીની મંડળની ધ્યેયસિદ્ધિ એ તો પાયાના ચણતરરૂપ છે આપણા પુસ્તકાલયોની યશસ્વિતા માપવા માટે આપણી પાસે માપદંડ નથી વડોદરાની દોઢ લાખની વસ્તીમાં ૩-૪ હજાર જેટલાજ વાચકો એના પુસ્તકાલયમાં નોંધાય છે એક ગણતરીએ પુસ્તકાલયના આપ-લે વિભાગમાં વાચકદીઠ પુસ્તકાલયમાં ૩ પુસ્તકો ખરીદાવાં જોઇએ આપણા મધ્યવર્તી પુસ્તકાલયમાં આ

* હવે એનું નવું નામાભિધાન મહાગુજરાત પુસ્તકાલય મંડળથી જાહેર થયું છે —તંત્રી

પ્રમાણે પુસ્તકો વસાવી શકાતા નથી. એનુ કારણ, આપણી પાસે એ માટે પૂરતુ આર્થિક બળ નથી, તેમ જ તેટલા પ્રમાણમા નવીન પુસ્તકો પ્રકટ થતા નથી આવી આર્થિક નબળાઇ અને નવીન પુસ્તકોની અછતથી આપણાં પુસ્તકાલયો નવીન પુસ્તકોથી સમૃદ્ધિ થઇ શકતાં નથી આપણે આપણી જે પુસ્તકાલયપ્રવૃત્તિ માટે ગર્વ લઇએ છીએ તેની પાછળ માથાદીઠ હોદ આનો ખર્ચાય છે

આગળ ચ લતા તેમણે ઈંગ્લેન્ડની પુસ્તકાલયપ્રવૃત્તિમા ઉત્તરોત્તર થતી ગયેલી પ્રગતિનો ખ્યાલ આપ્યો હતો, અને જણાવ્યુ હતુ કે, આ પ્રવૃત્તિમા આખી પ્રજાનો હિસ્સો હોવો જોઇએ એની દોરવણી, સ ચાલન વગેરે પ ચાયતો હસ્તક રહેવી જોઇએ. એટલે કેટલીક વાર કાર્યકર્તાઓના ઉત્સાહમાં ઓટ આવવાથી જે પુસ્તકાલયોને સહન કરવુ પડતુ હતુ તે સહન કરવુ નહિ પડે. આ સ્થળે તેમણે એક અપસ્થાનનો ઉલ્લેખ કરતા જણાવ્યુ હતુ કે પુસ્તકાલયોનાં મોટાં મોટા નામોથી જનતાએ ભરમાવાની જરૂર નથી મોટા પ્રાંત પુસ્તકાલયો અને ગોપીરાઇટ પુસ્તકાલયો જનતાને જોઇએ તેટલાં ઉપયોગી નથી પણ નીવડતા ત્યાં પુસ્તકોનો સારો સ ગ્રહ હોય છે, પર તુ તેનો લાભ આમજનતાને મળતો નથી માત્ર ઉચ્ચ કક્ષાના વિદ્વાનો જ ત્યા બેસીને જ ત્યાના પુસ્તકોનો લાભ ઉઠાવી શકે છે લોકશાહીના આ જમાનામા આ ન ચલાવી લેવાય.

ત્યાર બાદ સહકારી અધિકારી શ્રી છગનભાઇએ જણાવ્યું હતુ કે, મે સહકારી સંસ્થાઓના રજત ઉત્સવમાં અને એક સરકારી સ સ્થાના હીરક મહોત્સવમાં ભાગ લીધો છે હીરક મહોત્સવ ઉજવનાર અન્યોન્ય બેન્ક હિ દની જૂનામા જૂની સહકારી સ સ્થા છે, ત્યારે આજે જેનો સમાર ભ ઉજવાય છે તે સ સ્થા હિ દભરમા અજોડ છે આવુ કામ કરતી સ સ્થા હિંદભરમાં મે જોઇ નથી શ્રી રામભાઇએ અગાઉ જણાવ્યુ તેમ, આ સ સ્થાને એના અમુક ઉમરે કોહવાટ લાગ્યો હતો અને તેને શસ્ત્રક્રિયા કરી કોહવાટ કાઢી નાખી તેને નિરોગી બનાવવી પડી હતી આજે એ બિલકુલ ત દુરસ્ત છે અને એની હિસાબપદ્ધતિ એટલી સુ દર છે કે કોઇ પણ જાતનો ગોટાળો કરવા ઇચ્છનાર પણ તે કરી શકે જ નહિ એવી એની વ્યવસ્થા છે જાહેર સ સ્થાઓએ આ હિસાબી પદ્ધતિ અપનાવવા જેવી છે હવે એનો કાર્યવિસ્તાર વિશાળ થવાનો છે એટલે એનો લાભ આખા મુ બઇ પ્રાંતમા લેવાય એવી મારી હાર્દિક શુભેચ્છા છે

ત્યાર બાદ પ્રો ગોવિ દલાલ ભટ્ટ અને શ્રી પ્રતાપરાય મહેતા તથા શ્રી જયવતીબહેન દેસાઇનાં વિવેચનો થઇ જતાં પ્રમુખ સાહેબે ઉદ્ઘાટન કર્યું હતુ

તેઓશ્રીએ જણાવ્યુ હતુ કે, આજની આ સભા મોટી વિશાળ થવાની મારી ધારણા હતી. અહીં પ્રજાજનોની સારી હાજરી છે પર તુ દિલગીરીની વાત છે કે, સરકારી અમલદારોની હાજરી આમાં બહુ જ ઓછી દેખાય છે આવા પ્રજાકીય સમાર ભોથી અમલદારો ગેરહાજર રહે એ તેમને શોભતુ નથી લોકોની આવી હિલચાલોમા તેમને પ્રોત્સાહન આપવા તેમણે હાજર રહેવુ જોઇએ તેમની એ ફરજ છે અમલદારો સ્ટેટસ (મોભો), પોઝીશન, પગાર એનીજ વાતો કરે છે, પર તુ હવે વખત બદલાયો છે હુ આશા રાખુ છું કે, તેઓ આવા કાર્યોમાં પૂરતો ભાગ લેશે, નહિ કે અલગ રહેશે



મંડળના રજતજયંતી પ્રસંગે યોજાએલા પ્રદર્શનની ઉદ્ઘાટનવિધિ પ્રસંગે લેવાયલો ગ્રુપ ફોટો– જમણી બાજુથી
શ્રી. નાનુકલાલ, શ્રી નાનાલાલ શાહ, શ્રી મગનભાઈ શ પટેલ શ્રી રાઘવજી ટી લેઉવા, શ્રી ચુનીભાઈ પુ
શાહ, શ્રી જગજીવનદાસ મહેતા, શ્રી. ચિમનભાઈ ઠ અમીન, શ્રી વાઘજીભાઈ અમીન, અને શ્રી. ઉમેદભાઈ પટેલ

આગળ ચાલતાં તેઓશ્રીએ જણાવ્યું હતું કે,

પ્રૌઢશિક્ષણ પ્રવૃત્તિ માટે આપણા બજેટમાં બે લાખ રૂપિયા નિયત કરાયા છે લોકોએ એનો લાભ ઉઠાવવો જોઈએ પુસ્તકાલયો પાછળ અગાઉ આપણે ત્યાં ૭૦ હજાર સરકારમદદ અપાતી તેમાં લોકોના અને પંચાયતોના ૩૦-૩૦ હજાર ઉમેરાતા હવે સરકારમદદ બેવડી કરી છે તે જ પ્રમાણે લોકોએ અને પંચાયતોએ પણ એટલો બેવડો ફાળો આપવો જોઈએ હવે વડોદરા મુંબઈ સાથે જોડાયું છે ત્યારે મંડળે પણ એનો કાર્યવિસ્તાર વધારવા એનો શેરકેપિટલ વધારવી પડશે, અને ઈલાકાભરમાં કામ કરવાનું થશે અત્યાર સુધી મંડળે જે વડોદરા રાજ્યના પુસ્તકાલયોની સેવા બજાવી છે તે જ પ્રમાણે મુંબઈ પ્રાંતના પુસ્તકાલયોની સેવા કરવાની થશે.

પુસ્તકાલય સહાયક સહકારી મંડળના રજત મહોત્સવમાં ભાગ લેતાં મને ખરેખર જ આનંદ થાય છે લોકકેળવણી અંગેની અને સહકારી ધોરણે ચાલતી ઘણી ઓછી સંસ્થાઓને આવું સદ્ભાગ્ય પ્રાપ્ત થાય છે, તેથી કરીને પુસ્તકાલય મંડળના આદ્ય સંસ્થાપક, અને હાલની સંચાલક સમિતિને તેમના સફળ કાર્ય બદલ આજે હું ખાસ અભિનંદન આપું છું

આપણા દેશના લોકોનું માનસ અને વિચારો ઘડવામાં જે વસ્તુઓ અનન્યનો ભાગ ભજવે છે તેમાં વર્તમાનપત્રો અને પુસ્તકો બહુ મોખરે છે, પુસ્તકાલયો એ જ્ઞાનની પરબો છે, એ પરબોદ્વારા ચિંતન અને સંતોષકારક પાણી પાઈને જનતાના વિચારો અને વર્તનને આપણે નિર્મળ અને ઉચ્ચ પ્રકારનું બનાવી શકીએ આપણી જનતાનું તે જ આ રીતે જેટલું વધારી શકીશું તેટલું જ લોકશાહીના ધોરણે ચાલતા સ્વતંત્ર હિંદનું ગૌરવ વધારીશું.

ગુલામી અને અધઃપતનના અંધકારભર્યા લાંબા યુગ પછી આજે આપણે નવીન સર્જનની દિશામાં વળ્યા છીએ આપણે ધારીએ તે રીતે આપણું ભાગ્ય ઘડવાની પૂરી સત્તા આપણી પાસે છે તેવે સમયે દેશમાં જનતાની આર્થિક સામાજિક અને સંસ્કારિક ઉન્નતિ થાય એવાં પગલાં અને કાર્યક્રમ આપણે ઝડપભેર અમલમાં મૂકવાનો છે. નિરક્ષરતા નિવારણ એ કાર્યક્રમ અગત્યનો મુદ્દો છે દેશની ૩૧ કરોડ જનતામાંથી લગભગ ૨૬-૨૭ કરોડ જેટલી અક્ષરજ્ઞાન ધરાવતી નથી, મોટા ભાગની આ નિરક્ષર જનતાને પાંચ વર્ષમાં આપણે અક્ષરજ્ઞાન આપવું જોઈએ અને સાથે સાથે એ લોકો ભણેલું ભૂલી ન જાય તે માટે પુસ્તકાલયો પણ વધારવાં જોઈએ વડોદરા રાજ્યે પુસ્તકાલયોની પ્રવૃત્તિને સારી રીતે વિકસાવી છે, પરંતુ જેમ પ્રાથમિક શિક્ષણની બાબતમાં દરેક ગામે હજી શાળા સ્થપાઈ શકી નથી તેમ દરેક ગામે હજી પુસ્તકાલય નથી અસંખ્ય ફરતાં પુસ્તકાલયોની યોજનાથી આવાં પુસ્તકાલયો વગરનાં ગામોને કેટલીક રાહત મળે છે, પરંતુ તેનાથી સંતોષ માની બેસી રહી શકાય નહિ જેટલી ઝડપથી આપણે નિરક્ષરતાનું નિવારણ કરવાનું છે તેટલી ઝડપથી આપણે ગામેગામ પુસ્તકાલયો આપવાનાં છે, જેથી કેળવણીનું ઝરણું અધવચ સુકાઈ ન જતાં સતત કેળવણીનું પાન કરાવ્યા કરે અને એ રીતે આપણા દેશના લોકોનું માનસ અને વિચારો ચેતનવંતા અને પ્રગતિમય રાખી શકાય.

પરંતુ માત્ર પુસ્તકાલયો સ્થપાય એટલું જ બસ નથી, લોકો તેનો સારા પ્રમાણમાં ઉપયોગ કરે અને શિષ્ટ વાચનની અભિરુચી જનતામાં ઉદ્ભવે તે માટે પણ કાંઈ વ્યવસ્થિત



માનનીય ડૉ. જીવરાજ મહેતા પુસ્તકાલયના સહાયક મંડળ લિ. ના રજતજયંતી મહોત્સવ સમારંભનું પ્રમુખસ્થાન લેવા પધારે છે. સાથે સ્વાગતપ્રમુખ શ્રી મગનભાઈ શં પટેલ તથા શ્રી. ચિમનભાઇ દ અમીન છે.

યોજના કરવાની જરૂર છે પુસ્તકાલય મંડળ તરફથી આ બાબતમાં થોડી ઘણી પ્રવૃત્તિ થાય છે પરંતુ હજુ તે પ્રવૃત્તિને વધારે વેગ આપવાની જરૂર છે પુસ્તકાલયોને પુસ્તકોની (ભલામણ કરતાં વખતે પુસ્તકની યોગ્યતા એ જ કસોટી હોવી જોઇએ માત્ર લાગવગ કે બીજા કોઇ કારણને વશ થઈ પુસ્તકોની ભલામણ થવી જોઇએ નહિ

આ બાબતમાં પુસ્તકાલય મંડળે સારૂં ધોરણ જાળવી રાખ્યું છે અને જાળવી રાખશે એમ હું આશા રાખું છું

પુસ્તકાલય સહાયક સહકારી મંડળે વડોદરા રાજ્યના પુસ્તકાલયોની અત્યાર સુધી સારી સેવા બજાવી છે તે જાણીને મને આનંદ થાય છે, રાજ્યનાં પુસ્તકાલયોનો આર્થિક વહીવટ ચોખ્ખા અને વ્યવસ્થિત પાયા ઉપર લાવવામાં મંડળનો મહત્વનો હિસ્સો છે હવે વડોદરા રાજ્ય મોટા વિસ્તારમાં મળી ગયું છે મુંબાઇ પ્રાંતની સરકાર પણ પુસ્તકાલયો તરફ હવે વધારે ધ્યાન આપે છે હું ઇચ્છું કે આવા સમયે મંડળ પણ પોતાનું કાર્યક્ષેત્ર વધારે. માત્ર પ્રદેશિક કાર્યક્ષેત્ર નહિ, પરંતુ પ્રવૃત્તિઓની વિવિધતાનું પણ ક્ષેત્ર વધારે એ ઇચ્છવા યોગ્ય છે

આપણી સંસ્કૃતિના સારા તત્વોનું આપણે જતન કરવું જોઇએ, આ માટે વાચનની સાથે સાથે મનન અને ચિંતનની આવશ્યકતા છે પુસ્તકો વાચવાની વધતી જતી ટેવથી કાળે ક્રમે આવા મનન અને ચિંતનની ટેવ પણ આપણા લોકોમાં સ્વાધીન થશે દેશની આજની પરિસ્થિતિને માટે સિદ્ધાંતોને પોતાના આચાર વિચારોમાં યોગ્ય સ્થાન આપનારા સ્ત્રીપુરૂષોની દેશવ્યાપી લોકશાહી આપણે સ્થાપવાની છે અને તે કાર્યમાં પુસ્તક લેખકો અને વંચાવનાર (ગ્રંથપાલોના) સહકારની જરૂર છે

પુસ્તકાલય સહાયક સહકારી મંડળ આ જરૂરિયાત પુરી પાડવામાં પોતાનો ફાળો આપવામાં સમર્થ બને અને સારા વિચારોના ફેલાવાદ્વારા સમાજસેવા કરવાનું પોતાનું ધ્યેય સિદ્ધ કરે એવી આપણા બધાની અભિલાષા આપ સહુવતી વ્યક્ત કરવાની હું રજા લઉં છું

છેવટે તેઓશ્રીએ મંડળને વધુ પ્રગતિવાન બનવાના શુભાશીર્વાદ આપી પોતાનું વક્તવ્ય પૂરૂં કર્યું હતું

છેલ્લે પ્રમુખશ્રીનો અને આમંત્રિતોનો અત્રે પધારવા બદલ આભાર માનતાં મંડળના અધ્યક્ષ શ્રી ચુનીભાઇ શાહે જણાવ્યું હતું કે, શ્રી જીવરાજભાઇએ તેમના માથે પડેલા ખૂબ ખૂબ કામના બોજામાંથી વખત કાઢી આપણા સમારંભનું પ્રમુખસ્થાન સ્વીકાર્યું છે તે માટે આભાર માનું છું તેઓ રાતદિવસ જોયા સિવાય કામ કર્યે જ જતા હતા અને ઊંઘતા પણ નહોતા (વચમાં શ્રી જીવરાજભાઇએ જણાવ્યું કે, આજે તો હું સારી રીતે ઊંઘ્યો છું ) આગળ ચાલતાં શ્રી ચુનીભાઇએ જણાવ્યું કે, તેઓશ્રી જેમ આજે સૂતા હતા તેમ અમે એમના અનુગામીઓ પણ અમારો ભાર ઓછો થતાં ઊંઘીએ છીએ અને અમે બધાએ એ ભાર હવે આપણા કમિશ્નર શ્રી દહેજીઆને માથે સોંપ્યો છે

બાદ તેમણે જણાવ્યું કે, હું આ મંડળની સ્થાપના વખતે સ્વ. મોતીભાઇ સાહેબના વિદ્યાર્થી તરીકે એમની સાથે હતો. આ સમારંભ એક સુંદર પ્રસંગ વખતે ઉજવાય એ અત્યંત આનંદની વાત છે અત્યાર સુધી આપણે કરેલી પ્રગતિના પ્રમાણમાં હવે આપણે વધુ કદમ ભરીએ છીએ આવા શુભ પ્રસંગે આપ સૌએ અત્રે પધારવા બદલ આપ સૌનો આભાર માનું છું

બાદ વન્દેમાતરમ્ ગવાઇ સમારંભનું કાર્ય પૂરૂં થયું હતું અંતે ઠંડા આઇસક્રીમને ન્યાય આપી રાત્રે નવ વાગે સૌ વિસર્જન થયા હતા

# * માનવતાની જ્યોત

માનવમાં માનવના મ્હોરે, મહાપુરુષ મળી જાય,
જ્યારે મહાપુરુષ મળી જાય;
પારસમણિનો સ્પર્શ થતાં જેમ, લોહનું કાંચન થાય,
ત્યારે લોહનું કાંચન૦ —માનવમાં-(૧)
ન કોઇ માનવ સાચો કેવળ, ન કોઇ માત્ર ખરાબ,
માનવ ન કોઇ માત્ર ખરાબ.
ભલાં બુરાં તત્ત્વોનું મિશ્રણ, માનવમાં દેખાય,
મિશ્રણ અજબ માનવીમાંય ! —માનવમાં-(૨)
બૂરાં તત્ત્વ બહેકે તો માનવ, અધમ પંથે વળી જાય,
માનવ અધમ પંથે વળી જાય
રૂડાં તત્ત્વ ફૂલે ફોરે તો, ઉન્નત પંથે જાય,
માનવ ઉન્નત પંથે જાય. —માનવમાં-(૩)
ગુલાબ પુષ્પે કંટક દેખો, કલંક છે વિધુમાંય,
દેખો કલંક છે વિધુમાંય
કડવો લીલુડો લીમડો ર્‌હોયે, શીતળ એની છાંય,
કેવી શીતળ એની છાંય ! —માનવમાં-(૪)
કાળો કાળો કોલસો કેવો કરતો કર કાળા રા !
કેવો કરતો કર કાળા રા !
સુષુપ્ત જ્યોતિ ઝગમગ ઝળકે, ચિનગારી અડતાંય,
અંતર કેવી જ્યોત છુપાય ! —માનવમાં-(૫)
ધોળા બગલા ધ્યાનમગ્ન બની, નદીતટ પર સોહાય,
નદીતટ પર સોહાય.
મત્સ્ય દેખતાં મરે સાધુતા, ચડપ મત્સ્ય ઝડપાય,
અંતર કેવી કાલિમાય ! —માનવમાં-(૬)
"માણસાઇના દીવા" ઝળકે, માનવ અંતરમાંય,
ઝળકે માનવ અંતરમાંય
પણ જ્યાં તેલ ખૂટે ત્યાં દીપક જ્યોત બુઝાતી જાય,
ખૂટે તેલ દીપ હોલાય ! —માનવમાં-(૭)
પણ કો' [1]રવિસમ સંત માનવી, ભેટી અચાનક જાય,
જ્યારે ભેટી અચાનક જાય.
જ્ઞાનધૃત પૂરાતાં દીવે, દીપ-સચેતન થાય,
જ્યોતિ રવિ સમ ત્યાં ઝળકાય ! —માનવમાં-(૮)

—વિષ્ણુપ્રસાદ એમ પંડ્યા (બાલકવિ)

---

*શ્રી. મેઘાણી કૃત 'માણસાઇના દીવા' ઉપરથી સૂચિત

૧ રવિશંકર મહારાજ—જેમણે અનેક માનવીઓના હૃદયમાં માણસાઇના દીવા સતેજ કર્યા છે

# મહાલ પુસ્તકાલય સંમેલનો-પરિષદો

## ૧—વડોદરા મહાલ પુસ્તકાલય સંમેલન

વડોદરા મહાલ પુસ્તકાલય સંમેલન તા. ૩૦—૧—૪૯ ને રવિવારના રોજ બપોરના ૧૨—૦ વાગે બાજવા મુકામે સ. ગુ. શાળાના ચોગાનમાં ધારાસભ્ય શ્રી. ચિમનભાઈ હ. અમીનના પ્રમુખપણા નીચે મળ્યું હતું. સંમેલનમાં પુ. ખાતાના મદદનીશ શ્રી. ઉમેદભાઈ, વડોદરા મહાલ શાળાધિકારી શ્રી લક્ષ્મણરાવ આ. પિંપળસર, રાજ્ય પુ. પ્રચારક શ્રી વલ્લવભાઈ મૂ. પટેલ, તથા ગામના સદ્‌ગૃહસ્થો આગેવાનો, વિદ્યાર્થીઓ, બાલિકાઓ, તેમ જ મહાલના પુસ્તકાલયોમાંથી મોટા ભાગના મંત્રી ભાઈઓ, તથા ગ્રંથપાલોએ અને પ્રવૃત્તિમાં રસ લેતા અન્ય શિક્ષક બન્ધુઓએ હાજરી આપી હતી. મંડપની શોભા આકર્ષક હતી. આજે પૂજ્ય બાપુજીનો સંવત્સરીદિન હોવાથી કામકાજ શાંતિ ને સાદાઈથી શરૂ કર્યું હતું. પ્રથમ બાળાઓએ 'અપરાધ ક્ષમા કરો પ્રભુ મારો—" એ પ્રાર્થના ગાયા બાદ ગાંધીપૂજનનું ગીત-સ્વાગતગીત ગવાયાં હતાં. તે પછી મંડળના મંત્રી શ્રી છોટાભાઈએ ટૂંક નિવેદન રજૂ કરી, સૌનું હાર્દિક સ્વાગત કરી, પ્રમુખસ્થાન માટે દરખાસ્ત રજૂ કરી હતી. બાદ શ્રી ચિમનભાઈએ પ્રમુખસ્થાન સ્વીકારી, સૌનો આભાર માન્યો હતો. બાદ મંત્રીભાઈઓ તરફથી કેટલાક પ્રશ્નો રજૂ થયા હતા. તેના યોગ્ય ખુલાસા શ્રી ઉમેદભાઈ પટેલ તરફથી કરવામાં આવ્યા હતા. પ્રશ્નોમાં મુખ્ય બે પ્રશ્નો હતા. એક સ્ત્રીગ્રંથપાલની આવશ્યકતા અને સારા કામ બદલ બોનસ આપવાની અગત્ય. તે બાદ શ્રી ઉમેદભાઈ પટેલનું વિવેચન થયું હતું. તેમાં તેમણે બાળકોને વર્ગવાર અભ્યાસક્રમને અનુસરી ઇતર વાચન કરાવવા ભારપૂર્વક જણાવ્યું હતું કે, એવી વાર્તાઓથી જનતાને વિશેષ જ્ઞાન મળી શકે નહિ. તે બાદ શ્રી પિંપળસકર સાહેબે જણાવ્યું કે "શાળા અને પુસ્તકાલય એ બંને સંસ્થા એક જ છે" વળી તેમણે સારા કામ બદલ બોનસ આપવાની ભલામણ કરી હતી.

છેવટે રાજ્ય પ્રચારક શ્રી વલ્લવભાઈ મૂ. પટેલે દરેક પરિષદ વા સંમેલન જ્યાં જ્યાં ભરાય ત્યાં ત્યાં અવશ્ય હાજરી આપવા સૌ મંત્રીભાઈઓને ટકોર કરી હતી. છેવટે તા. ૩—૨—૪૯ ના રોજ પુસ્તકાલયપર્વણી દિન ઉજવવા, મોટેરાં માટે "માણભાઈના દીવા" નામના પુસ્તકની લેવાનારી શિ. વા. પરીક્ષાનો તથા વિદ્યાર્થીઓ માટે લેવાનારી "આપણા સરદાર" ના પુસ્તકની પરીક્ષાનો સારા પ્રમાણમાં પ્રચાર કરી ઉમેદવારો ઊભા કરવા સૂચન કર્યું હતું. બાદ નીચેના ઠરાવો રજુ કરવામાં આવ્યા હતા —

### પસાર થયેલા ઠરાવો

પૂજ્ય બાપુજીના આજના સંવત્સરીદિને પૂ. બાપુજીને આપણે સૌ યાદ કરી, તેમના આત્માની શાંતિ ઇચ્છીએ છીએ, અને પ્રભુને પ્રાર્થીએ છીએ કે, તેમના આદરેલાં કાર્યો પૂરાં કરવાની તથા સર્વોદયની ભાવના ફેલાવવાની અમને સૌને પૂરતી શક્તિ અને હિંમત આપો.'

૨　આ સંમેલન મહાલનાં સર્વે પુસ્તકાલયોના મંત્રીઓને તા ૩ ફેબ્રુઆરીએ પુ પર્વશ્રીનો દિવસ ઉજવવા. મોટેરાં માટે "માણસાઈના દીવા" નામના પુસ્તકની લેવાનારી શિ વા ની પરીક્ષાનો તથા વિદ્યાર્થીઓ માટે લેવાનારી "આપણા સરદાર" ના પુસ્તકની પરીક્ષાનો સારા પ્રમાણમાં પ્રચાર કરી ઉમેદવારો ઉભા કરવા, તથા ત્રિમાસિક નિવેદનો મહાલ મંડળ મારફત ખાતા તરફ વખતસર મોકલવા તથા મહાલનું સંમેલન વા પરિષદ જ્યાં જ્યાં ભરાય ત્યાં ત્યાં હાજરી આપવા આગ્રહપૂર્વક વિનંતિ કરે છે

૩　મહાલના તમામ જૂથમંડળના મંત્રીઓને, જૂથનું કાર્ય વ્યવસ્થિત કરવા તથા ઠરેલા ધોરણે વાર્ષિક સભા ભરવા આ સંમેલન આગ્રહપૂર્વક ભલામણ કરે છે.

ઉપર પ્રમાણે ઠરાવો થયા બાદ પ્રમુખશ્રીનું ઉપસંહારનું ભાષણ પૂરું થઈ આભારદર્શન, ફુલહાર વિગેરે થઈ વંદેમાતરમ્ ગવાયું હતું તે પછી સૌ છૂટા પડયા હતા

## ૨—કરજણ મહાલ પુસ્તકાલય સંમેલન

કરજણ તાલુકાના ગ્રામ પુસ્તકાલયોના મંત્રીઓનું સંમેલન તા ૬-૨-૪૯ ને રવિવારે બપોરના એક વાગે કરજણમાં શ્રી વકીલ મૂળજીભાઈ ભટ્ટના પ્રમુખપદે મળ્યું હતું જેમાં વડોદરાથી શ્રી ઉમેદભાઈ સા મધ્યવર્તી પુસ્તકાલય ખાતાના મદદનીસ વ્યવસ્થાપક, ઉપરાંત રાજ્ય પુ મંડળ તરફથી શ્રી વલ્લભભાઈ હાજર રહ્યા હતા આ સંમેલનમાં તાલુકાનાં ૫૦ પુસ્તકાલયોના મંત્રીઓ હાજર રહ્યા હતા.

સભાનું કામ શરૂ થતા બજેટ ઉપર મર્યાદા છે, તેમાં શ્રી ઉમેદભાઈ સા તરફથી પત્રો, માસિકો, પુસ્તકો માટે સંતોષકારક ખુલાસાઓ થયા ઉપરાંત સરકાર ચલાવવા મદદ માટે પણ ચર્ચા થઈ હતી તેમાં જોઈતા ખુલાસાઓ મળ્યા રાજ્ય પુસ્તકાલય ની રકમ (લવાજમ) માટે પણ પ્રશ્ન નીકળતાં તેને પણ સંતોષકારક ખુલાસો થયો હતો રાજ્યમાં પુસ્તકાલયો હવે કેવા સ્વરૂપે થશે તે કહી શકાય નહિ, પણ પુસ્તકાલયો તો ચાલુ રહેશેજ વગેરે ખુલાસાઓ થયા હતા ત્યાર બાદ આ વલ્લભભાઈએ જણાવ્યું કે વડોદરા રાજ્ય પુ મંડળ તરફથી લેવાતી શિષ્ટ વાચનની પરીક્ષામાં દરેક ગામમાંથી ઓછામાં ઓછા દશ ભાઈ ભાગ લે તો ઘણું વાચન થયું ગણાય તો આગામી પરીક્ષાનો લાભ લેવા વિનંતિ કરવામાં આવી હતી તાલુકા તરફથી લેવાતી શિષ્ટ વાચનની પરીક્ષામાં પણ વધુ લાભ લેવા વિનંતિ કરી હતી ત્યાર બાદ પ્રમુખશ્રી તરફથી પણ આ જમાનામાં હવે લોકોને આપ ણે વધુ ઉપયોગી થઈએ તેમ કરવા, તેમજ શિષ્ટ વાચન વધાવવા વિનંતિ કરાઈ હતી ત્યાર બાદ નીચે પ્રમાણે ઠરાવો થયા હતા

ઠરાવ નં. ૧—તાલુકાના દરેક પુસ્તકાલયના બજેટમાં (૧) માણસાઈના દીવા (૨) આપણા જવાહર એ બે પુસ્તકો દાખલ કરી કરજણ મહાલ પુસ્તકાલય મંડળ તરફ મોકલવા પુસ્તકાલય સહ સ૦ મં લિ. ને વિનંતી કરવામાં આવે છે

ઠરાવ નં. ૨—કરજણ તાલુકાના તમામ પુસ્તકાલયોના મંત્રીઓને આ સંમેલન આગ્રહપૂર્વક વિનંતી કરે છે કે શિષ્ટ વાચનની પરીક્ષામાં પોતાના ગામમાંથી નિદાન ૧૦થી૧૫ વિદ્યાર્થી ઉમેદવારો ઉભા કરવા અને રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી થનારી શિષ્ટ વાચનની પરીક્ષામાં

નિદાન દરેક ગામ દીઠ પાંચ ઉમેદવાર ઉભા કરવા આ સભા કરજણ તાલુકાના પુસ્તકાલયના મંત્રીઓને વિનંતિ કરે છે

ઠરાવ નં ૩—તાલુકાનાં પુસ્તકાલયોની સુવ્યવસ્થા રહે અને તે માટે કરજણ મહાલ નીચેના ત્રણ સભાસદ પ્રચારકો રાખવાનુ સર્વાનુમતે ઠરાવવામાં આવે છે.

(૧) છોટાલાલ ન. પંડયા બોડકા સા પુ ના મંત્રી,

(૨) ઉમેદશા મલ્લુશા લતીપુર ટીંબી ,,

(૩) ધરમચંદ ભા શાહ ગણપતપુરા ,,

ઠરાવ ૪—મહાલના પુસ્તકાલયોનાં કાયમ ફંડની રકમ વ્યાજ સારુ ઉપજે તે માટે આ સંમેલન દરેક પુસ્તકાલયોના મંત્રીઓને વિનંતિ કરે છે કે પોતાનુ કાયમ ફંડ કરજણ શિનોર તાલુકા સહકારી બેન્કિંગ યુનિયન લિ મા મૂકવુ અને તે માટે ખાતા તરફથી પરવાનગી મળવા શ્રી મદદનીશ વ્ય સા ને વિનંતિ કરવામાં આવે છે

## ૩—પાટણ મહાલ પુસ્તકાલય ત્રીજી પુસ્તકાલય પરિષદ.

પાટણ મહાલ પુસ્તકાલય પરિષદનું ત્રીજુ અધિવેશન પાટણથી દશ માઇલના અંતરે આવેલા સરિયદ મુકામે તા ૨૭-૩-૪૯ ના રોજ મળ્યુ હતુ પરિષદના પ્રમુખ માનનીય શ્રી રાઘવજીભાઇ લેઉવા સાહેબ તથા બીજા મહેમાનો ખાસ મોટરમા સરિયદ આવી પહોંચ્યા હતા

પરિષદ માટે દવાખાનાના વિશાળ કમ્પાઉન્ડમા ખાસ મંડપ બધાયો હતો મંડપને ધ્વજા, પતાકા, આસોપાલવનાં તોરણો દેશસેવકોના ફોટાઓ વગેરેથી સુદર રીતે શણગારવામાં આવ્યો હતો પરિષદની કાર્યવાહી અજબ ઉત્સાહ અને ઉમંગથી શરૂ થઇ હતી

આ પ્રસંગે પ્રમુખ સાહેબ ઉપરાત શ્રી આસિ પોલિસ નાયબ સુબા સાહેબ, શ્રી પાટણ મહાલ વહિવટદાર, સા, શ્રી વિજયકુમારભાઇ ત્રિવેદી સા., શ્રી. માનસિંગભાઇ વકીલ, શ્રી છોટુભાઈ પંડિત, શ્રી રઘુનાથરાવ વકીલ, શ્રી મ્હેસાણા પ્રાંત શાળાધિકારી સાહેબ, શ્રી પાટણ મહાલ શાળાધિકારી સાહેબ, કોંગ્રેસ સમિતિના પ્રમુખ શ્રી દયાળજીભાઇ પટેલ, મહાલના ઘણા ગામોના પુસ્તકાલયોના મંત્રી ભાઇઓ તેમજ બીજા કાર્યકર્તા અને અમલદારોની હાજરી હતી ઉપરાત ગામના અને આજુબાજુના ગામોના ગણ્યાગાંઠ્યા ઓપુરૂષોની હાજરી હતી વડોદરાથી પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક શ્રી ઉમેદભાઇ સાહેબ તથા રા પુ મંડળના સહમંત્રી શ્રી. ના ન ચોકસી પણ આવ્યા હતા

શરૂઆતમાં સ્વાગતગીત ગવાયા બાદ સ્વાગતપ્રમુખ શ્રી લહેરચંદ મંછાચંદનું છાપેલુ ભાષણ વંચાયુ હતુ બાદ સરિયદ પુસ્તકાલય મંત્રી શ્રી ખીમજીભાઇ હીરાભાઇ ઠાકરે આવેલા સંદેશા વાંચ્યા હતા તેમા પૂજ્ય રવિશંકર મહારાજ, શ્રી ચુનીભાઇ શાહના સંદેશાઓ મુખ્ય હતા ત્યાર બાદ પાટણ મહાલ પુસ્તકાલય મંડળના મંત્રી શંકરભાઈ ભાણાભાઈ વ્યાસે પણ પુ મંડળનુ નિવેદન રજુ કર્યા બાદ મહત્ત્વના ઠરાવો જુદા જુદા મંત્રી ભાઇઓ તરફથી રજુ થયા હતા તે સર્વાનુમતે મંજુર થયા બાદ ડૉ બાલાશંકર દવે, શ્રી. મ. ક. વહીવા સાહેબ, વકીલ શ્રી રઘુનાથરાવ, વકીલ શ્રી ડાહ્યાભાઇ વકીલ શ્રી દયાળજીભાઈ વગેરેના પ્રસંગોચિત વિવેચનો થયા બાદ પ્રમુખ શ્રી લેઉઆ સાહેબે કેળવણીમાં પુસ્તકાલયપ્રવૃત્તિ એ વિષય ઉપર સુંદર ભાષણ કરી ગામના લોકોને સુંદર બોધ આપ્યો હતો. શ્રી વિજયકુમારભાઇ

તથા શ્રી માનસિંગભાઇએ પણ ગામના લોકોને સાદી ભાષામાં શિખામણરૂપે સુંદર સમજ આપી હતી છેવટે ઉપકાર મનાઇ સાંજે સાડાછ વાગે પરિષદની પૂર્ણાહુતી થઇ હતી

## પસાર થયેલા ઠરાવો

૧ આ રાજ્યમાં સા પુસ્તકાલયોના નિભાવમાં ચાલુ બજેટ ઉપરાંત રૂા. ૩૦૦૦૦ નો તથા કોપકુપ નીતિ અંગે બંધ રહેલી મહાન બાધકામની પ્રવૃત્તિને આગળ ધપાવવા કાજે રૂા. ૨૦૦૦૦ નો વધારો મંજુર કરી,તેનો અમલ ચાલુ વર્ષથીજ શરૂ કરવાનું ફરમાન કરવા બદલ આ પરિષદ શ્રી સરકારનો અંતઃકરણપૂર્વક આભાર માને છે

દ મૂ. વકીલ રઘુનાથરાવ યશવંતરાવ દેશપાંડે અનુ મોરાભાઈ

૨ શિષ્ટવાચનના પ્રચારમાંજ પુસ્તકાલય સ્થાપનાની સાર્થકતા રહેલી છે એમ આ પરિષદ માને છે અને એ ઉદ્દેશને અર્થે (અ) પાટણ મહાલના વિદ્યાર્થીઓ તેમજ સાધારણ ભણેલ આમજનતા માટે શિષ્ટવાચનની પરીક્ષા ચાલુ વર્ષ દરમ્યાન લેવાનું આ પરિષદ ઠરાવે છે એને માટે ની તારીખ તથા પુસ્તકે નમુદ કરવા માટે નીચેના ગૃહસ્થોની સમિતિ સ્થાપવામા આવે છે /

રા પાટણ મહાલ શાળાધિકારી — રા વ્રજલાલ માધવરાવ બારોટ

રા કૃષ્ણલાલ વિદ્યાધર દવે — રા શંકરલાલ બાબુભાઈ વ્યાસ

રા ખીમજીભાઈ ટીકાભાઇ ઠાકર

(બ) ઉપરનો ઉદ્દેશ બર લાવવાને વ. રાજ્ય પુ. મંડળ વર્ષો લાગટ પ્રયત્ન કરી રહેલ હોઇ તેના તરફથી એપ્રિલની ૨૪મી તારીખે શિષ્ટવાચનની ૨૭ મી પરિક્ષા રખાઇ છે તેના લાભ પુ. પ્રવૃત્તિના સેવકો તેમજ મોટી ઉંમરનો શિક્ષિતવર્ગ લે એમ આ પરિષદ ઇચ્છે છે

દ મૂ રા સાકરેશ્વર છગનભાઇ વ્યાસ પાટણ — રા અનુ ચંદુલાલ ગિરધર વ્યાસ

૩ આ મહાલમાં શિક્ષણ વર્ગ ભરાયાને ૧૨–૧૩ વર્ષ થઇ ગયાં છે એ જોતાં મહેસાણા પ્રાંત માટે ભાવાના શિક્ષણવર્ગ આ મહાલમાં ભરાય એની યોજના થવા આ પરિષદ વ રા-પુ, મંડળને વિનંતિ કરે છે

દ મૂ રા શંકરલાલ બાબુભાઇ વ્યાસ — અ, આ, વ્રજલાલ માધવરાવ બારોટ

૪ પુસ્તકાલય પ્રવૃત્તિ એ જેમ શાળા પ્રવૃત્તિનું પૂરક અંગ છે તેમ લોકશિક્ષણ વા. પ્રૌઢશિક્ષણ એ શાળા પ્રવૃત્તિ તેમજ પુસ્તકાલયપ્રવૃત્તિ ઉભયની પૂરક પ્રવૃત્તિ છે એમ આ પરિષદ સ્વીકારે છે અને મહાલના શિક્ષકભાઇ બ્હેનો ઉપરાંત એકએક સમજુ શિક્ષિત વર્ગને પોતપોતાના પ્રદેશ પૂરતી પ્રૌ શિક્ષણની પ્રવૃત્તિને સહૃદયતાપૂર્વક ઉપાડી લેવાની આ પરિષદ આગ્રહભરી વિનંતિ કરે છે

દ મૂ. પુષ્કરલાલ હીરાલાલ વ્યાસ — અ આ રા અંબાલાલ શંકરલાલ રાવળ
વિ અ રા નાનુકલાલ નંદલાલ ચોકશી

૫ આ મહાલને પ્રાંત પ્રચારકની સેવાનો લાભ હાલમાં મળતો નથી તો તે માટે ઘટતી તજવીજ કરી આપવાની પ્રાંત પુ. મંડળને આ પરિષદ વિનંતિ કરે છે

દ. મૂ રા કેવળભાઈ ચતુરભાઇ — અ આ શંકરલાલ બાબુભાઈ વ્યાસ

૬ જે તે મહાલની પુસ્તકાલય પ્રવૃત્તિને સુવ્યવસ્થિત અને ચેતનવંતી રાખવાની દૃષ્ટિએ મહાલવાર માનદ પુ પ્રચારકો નીમવાની નીતિને આ પરિષદ ઉપકારકારક લેખે છે અને પાટણ મહાલ માટે એ જાતની સેવા આપવાનો ઉત્સાહ દેખાડવાની પાટણ મહાલના શિક્ષકબન્ધુઓને હાકલ કરે છે

દ. મૂ. વ્રજલાલ માધવરાવ બારોટ — અ આ. મનોરભાઇ દયારામ આગ્રીન બાલીસણા

# આપણાં બાળસામયિકો અને વિભાગો

આજે ગુજરાતીમાં ઠીક પ્રમાણમાં બાળસામયિકો તથા વિભાગો જોવામાં આવે છે
પ્રત્યેક સામયિક પોતાનું અમુક પ્રકારનું ધોરણ જાળવતું હોય એમ પ્રથમ દૃષ્ટિએ પ્રતીત
થાય છે છતાં કેટલાક સામયિકોના લખાણોનું ધોરણ એટલું નીચું હોય છે કે જેથી બાળકોના
માનસમાં માઠી અસર થાય એક બાળસામયિકના તંત્રીશ્રીને હમણાં હું મળ્યો હતો ત્યારે
એમણે કહ્યું હતું 'બાળકો આગળ મૂકવામાં આવતું પ્રત્યેક લખાણ વિચારી વિચારીને મૂકવું
જોઈએ કેમકે કુમળા બાળકમાં સારા વા ખોટાની સત્વરે છાપ પડી જાય છે અને એ છાપ
કોઈક દિવસે કાર્યમાં પરિણમે જ છે લુચ્ચાઈથી આગળ આવનાર હવાલદારની વાર્તા બાળકો
આગળ મૂકવાથી તેમનામાં પણ એવા દુર્ગુણનો સંચાર થવાનો જ જોકે તંત્રીએ તો બાળકને
રસ પડે અને પાના ભરાય એ દૃષ્ટિએ એવું લખાણ છાપ્યું હોય, જો સામયિકથી બાળકોને
સરકારી ન થઈ શકાય તો ચિંતા નહિ, પણ એને ખરાબ ન કરવો એ સામયિકની નૈતિક
ફરજ છે ' એટલે આ પ્રમાણે બાળસામયિકના તંત્રીઓ પ્રત્યેક લખાણ વિચારી વિચારીને
મૂકે એ ઇચ્છવા જોગ છે જે લેખો આવ્યા તેમાંથી જેમ તેમ પસંદગી કરીને છાપી મારવા એ
હિતકર નથી કદાચ આવેલા લખાણોમાંથી એક પણ છાપવા જેવું ન હોય તો જાતે તૈયાર કરીને
વા તૈયાર કરાવીને બાળકો આગળ એવું સાહિત્ય રજૂ કરવું જોઈએ આઝાદ ભારતના ભાવિ
નાગરિકોના ઘડતરમાં આપણાં બાળસામયિકોએ પણ યથાશક્તિ ફાળો આપવાનો છે
એ નહિ જ ભુલાય એમ માની હવે આપણાં બાળસામયિકો તથા વિભાગોનું વિહંગાવલોકન
કરીએ

બાલમિત્ર. ૨૮ વર્ષથી પ્રગટ થતું આ સામયિક શાળા, પુસ્તકાલય તથા ઘેરઘેર
સારા પ્રમાણમાં વંચાય છે એની પાછળ બાળમાનસની દૃષ્ટિએ બે મહત્ત્વના કારણો છે એના
સફેદ દૂધ જેવા કાગળો તથા સ્વચ્છ, સુઘડ અને બાળમાનસને રુચે એવું છાપકામ ઉપરાંત મોટા
ભાગના લખાણોમાં મોટા અક્ષરો જ હોય છે આથી નાના બાળકો વાંચવા પ્રેરાય છે. ઉપરાંત
આર્ટ પેપર પર અપાતી તસ્વીરો, તથા ચિત્રવાર્તા વિભાગમાં અપાતાં ચિત્રો બાળમાનસને
વધુ રુચિકર થઈ પડે છે. લખાણોમાં પણ ખૂબ વિવિધતા જણાય છે શ્રી સોમાભાઈ ભાવસાર,
શ્રી વસંત નાયક, શ્રી ભાનુશંકર જોષી, ડૉ. રસિકલાલ પરીખ, શ્રી દેવી કટારી, શ્રી બસીનાથ
ગાંધી તથા પોપટલાલ અ બાણી જેવાનો સહકાર 'બાલમિત્ર' પ્રાપ્ત કરી શક્યું છે, જેથી
લખાણોમાં સારા પ્રમાણમાં વિવિધતા જળવાય છે શ્રી ઉમાશંકર જોષી તથા શ્રી સુંદરમનાં
બાળકાવ્યો 'બાલમિત્ર' દ્વારા મળતાં થયાં છે એ ઓછા આનંદની વાત નથી બાળકોનું
મગજ કસાય એ દૃષ્ટિએ 'પ્રશ્નપેટી' જેવો એકાદો વિભાગ શરૂ થાય તો બાળકોના એ જાતના
શોખને પોષી શકાય

બાલજીવન' જૂનામાં જૂનું કોઈ બાળસામયિક હોય તો તે 'બાલજીવન.' એમાં
ઐતિહાસિક તસ્વીરો, વાર્તાઓ તથા સંવાદો સારાં પ્રમાણમાં જોવા મળે છે હાસ્યરસિક લખાણ
પણ અન્ય સામયિકો કરતાં વધારે અપાતું હોય તો ના ન કહી શકાય

(૨) એના તંત્રીશ્રીની લખેલી લાંબી રસિક વાર્તાઓ બાળકોમાં ઠીક પ્રમાણમાં વંચાતી નજરે પડે છે. એમાં જાતે બનાવીને જમો, દેશ અને દુનિયા, નવા ઘરની, વાતો ચીતરતાં શીખો, ચટગટની ટપાલથેલી, આદિ વિભાગો અપાય છે, જેમાંના કેટલાક તો ખૂબ જ રસથી વંચાય છે. ઉપરાંત એમાં રંગીન ચિત્રો ખૂબ પ્રમાણમાં આપવામાં આવવાથી બાળકોનું એ આકર્ષણ થઈ પડે છે. ચિત્રકળામાં રસ હોય એવા બાળકો માટે પણ કંઈક અવારનવાર અપાતું રહે છે, જે મોટા ભાગે કોઈ પણ સામયિકમાં નથી અપાતું. પણ આ સામયિકનું પૂઠું તથા બાંધણી એવા હોય છે કે પંદર વીસ દિવસમાં તો બિલાડીએ વીંખી નાખેલા પક્ષી જેવી હાલતમાં પુસ્તકાલયોમાં જોવામાં આવે છે. આ અંગે ધ્યાન અપાય એ ઇચ્છવા જોગ છે.

ગાંડીવ 'ગાંડીવ'ને 'બકોર પટેલ'ના રહેઠાણ તરીકે ઓળખવામાં આવે તો અયોગ્ય નથી જ. કેટલાંક વર્ષોથી 'ગાંડીવ'માં 'બકોર પટેલ'ની અવનવી વાતો સારા પ્રમાણમાં ચિત્રો સાથે અપાય છે. નાના મોટા સૌ એ વાતો હોંશે હોંશે વાંચે છે, જોકે એમાં કેવળ વાર્તારસને જ પ્રાધાન્ય આપેલું હોય છે. હાસ્યરસ સાથે બાળકોની બુદ્ધિનો વિકાસ થાય એવું પણ જો વણવામાં આવતું હોય તો વધુ ઉત્તમ કહેવાય. આ ઉપરાંત એમાં મારું ગામ, આઘે અને પાસે, અક્કલ કસોટી–આદિ વિભાગો અપાય છે. અર્જુનના ગાંડીવ સમું આ 'ગાંડીવ' બાળકોમાં સાહસ તથા વીરરસ પેદા કરે એવી કથાઓ પણ કાયમ આપે છે, કોયડા અંક, નાટક અંક આદિ ખાસ અંકો પણ પ્રગટ કરે છે.

બાલસખા. આ સામયિક કેવળ બાળકોને મઝા પડે એવું સાહિત્ય આપવા નથી ઇચ્છતું. બાળકોના ચારિત્ર્યમાં વધુ ને વધુ વિકાસ કેમ થાય, 'બાલસખા'ના પ્રથમ પાને જ કાયમ 'આઝાદ હિંદી' નામે લેખ અપાય છે, જેમાં આઝાદ હિન્દનો બાળક આવતી કાલનો હિન્દનો ભાર માથે ઉપાડવા પોતાનું ચારિત્ર્ય ઘડે છે. આ સામયિક સારા પ્રમાણમાં અને સારી કોટિના કાવ્યો આપતું રહે છે. કાવ્યોને અનુરૂપ ચિત્રોની ગોઠવણ બાળકોને કાવ્ય વાંચતી કરે એવી છે. 'બાલસખા'માં હિન્દી તથા અંગ્રેજીના અનુવાદો કયાંક કયાંક અપાય છે તે પણ ઘણાં જ ઉત્તમ કોટિનાં હોય છે. દીનુભાઈ જોષી, મેરુ જયન્ત બક્ષી, ચંદુલાલ . નાં લખાણો જુદા જુદા વિષયો પર નિયમિત આવે છે. તંત્રીશ્રી પણ અવારનવાર લખે છે. શિકાર કથાઓ, ઐતિહાસિક કથાઓ, ભૌગોલિક વાર્તા, વૈજ્ઞાનિક શોધો વગેરે સારા પ્રમાણમાં આવે છે. બધાય સામયિકોથી જુદો પડે એવો 'ઇતિહાસ રચાય છે' નામે વિભાગ અપાય છે, જેમાં સરળ ભાષા તથા સહેજ મોટા ટાઈપમાં ચાલુ માસના રાજકીય બનાવો અપાય છે, જે રાજકીય બાબતો મોટા ભાગનાં બાળકો છાપાં દ્વારા નથી સમજી શકતાં તે આ વિભાગ દ્વારા સારી પેઠે સમજી શકે છે. ઇનામી હરીફાઈ, મેઘધનુષ્ય, સાચી બનેલી વાત, મને યાદ છે વગેરે વિભાગો પણ એમાં અપાય છે. નાના બાળકો કરતાં ખાસ કરીને માધ્યમિક શાળાનાં વિદ્યાર્થીઓને વધુ ગમે એવું આ સામયિક છે.

બાળક : ૨૧ વર્ષથી પ્રગટ થતું આ સામયિક નાનાં બાળકોને ગમે તેવું છે. એમાં ક્વચિત્ કાવ્યો સારાં આવી જાય છે. લખાણમાં ખાસ કરીને વાર્તાઓ વધુ પ્રમાણમાં આવે છે. ગમે તે કારણ હોય પણ તે સારા લેખકોનો સહકાર સાધી શક્યું નથી. ખાસ કરીને ઉગતા લેખકોનાં લખાણ આવતાં જોવા મળે છે. આથી કોઈ વખતે લખાણો ઉતરતી કોટિનાં આવી જાય છે.

(૩) છાપકામની ભૂલો પણ ઠીકઠીક જોવામા આવે છે જોડણીદોષો વિપુલ પ્રમાણમાં જણાય છે આથી 'બાળક'મા ફેરફારની આવશ્યકતા છે જ. લખાણોનુ ધોરણ જળવાય તેમ જ જોડણીદોષો ન થાય એ જોવાની ફરજ તંત્રી નહિ ભૂલે એવી આશા ખરી 'બાળક' કેવળ બાળસાહિત્યની સેવાની ખાતર જ ચાલે છે એવું 'તંત્રીના પત્ર' દ્વારા જાણતા 'બાળક' પ્રત્યે પ્રેમભાવ ઉત્પન્ન થાય છે

પુષ્પ બાળકોની પ્રખ્યાત એવી બાલકન-જી બારી સંસ્થાનુ આ મુખપત્ર છે આ સામયિકમા મોટાં ચિત્રો સાથે વાર્તાઓ ખૂબ પ્રમાણમા અપાય છે હમણાં કેટલાક વર્ગનું એવુ માનવુ છે કે બાળકો આગળ નકામી પરિકથાઓ ન મૂકવી જોઇએ હવે તો નવી દુનિયાને અનુરૂપ એવી લડાઇની વાતો, એટમ બોમ્બની વાતો વગેરે લખાવુ જોઇએ પણ, આ માન્યતા ભૂલભરેલી છે. તેનો જવાબ 'ગિજુભાઇની સુંદર વાતો' નામના પુસ્તકની પ્રસ્તાવનામા આવી જાય છે આ રહ્યો તેનો સારભાગ 'કેટલીક વાર્તાઓ ખોટી હોય છે કલ્પિત હોય છે છતાં બાળકના મનને તે એટલી બધી જીવંત ભાસે છે કે બાળક તેનાથી ઘડાય છે સારી વાર્તા વિચારોને, આદર્શોને, દૃષ્ટિબિન્દુઓને, સારાસાર બુદ્ધિને, સદ્સદ્વિવેકને જાગ્રત કરે છે, ગતિ આપે છે ને નિશ્ચય કરે છે વાર્તા બાળકની દૃષ્ટિમર્યાદા વિશાળ બનાવે છે, કલ્પના સતેજ કરે છે સૌંદર્ય પારખવાની સાચી શક્તિ આપે છે, લાગણીને સૂક્ષ્મ ઊંડી બનાવે છે વિનોદને સજીવ કરે છે ટૂંકમા, વાર્તા બાળકના જીવનમા પ્રાણનુ સિંચન કરે છે ' આ દૃષ્ટિએ 'પુષ્પ' અવારનવાર પરિકથાઓ આપતું રહે છે, એ અન્ય સામયિકોએ પણ અપનાવવા જેવી બાબત છે. ઉપરાંત હાસ્યરસિક, ભૌગોલિક, ઐતિહાસિક લખાણો અપાતાં રહે છે ક્યાંક ક્યાંક 'માબાપનુ પાનુ પણ અપાય છે, જેમા માબાપે બાળકો સાથે કેમ વર્તવુ તે વિષે લખાય છે આવાં પાનાં અન્ય સામયિકો પણ આપે તો બાળકોના માબાપોને પણ યોગ્ય દિશાસૂચન મળે

કનૈયો બાળસામયિકોમાં જોડાક્ષર વિનાનુ આ પહેલું જ માસિક છે એમા રંગીન અક્ષરોએ બાળકો કંઇક જાણે, કંઇક આનંદ મેળવે એવુ સાહિત્ય પીરસાય છે ખૂબ જ નાના બાળકો માટે આ સામયિક અનુરૂપ કહેવાય

અમર બાલપ્રકાશ આ સામયિકમાં એકલું ગદ્ય જ પીરસાતુ હોય એમ લાગે છે તેમા ઐતિહાસિક, ધાર્મિક તથા ભૌગોલિક વાર્તાઓ, આપણા તહેવારો ઇ અપાય છે એક નવીનતા તરી આવે છે અને તે કે ગ્રાહક થયેલા બાળકોને તેમના તેમના જન્મદિવસે ભેટ મોકલવાની પ્રથા 'અમર બાલ પ્રકાશ' અવારનવાર ખાસ અંકો પણ પ્રગટ કરે છે

બાળકોના સામયિકોનું અવલોકન કરી હવે અન્ય સામયિકોમા પ્રગટ થતા વિભાગો ભણી દૃષ્ટિપાત કરીએ.

## વિભાગો

એક હતો ચકલો ( વંદે માતરમ્ ) ' આ વિભાગમાં જીવન ચરિત્રો, વનસ્પતિ પરિચય, જાણવા જેવુ વગેરે અપાય છે 'એમા નાના કાકા લખે છે 'કોલમમાં સંપાદક બાળકોને સારા પ્રમાણમા માર્ગદર્શન આપવા પ્રયત્ન કરે છે વળી 'બાળકોની કટાર' ખૂબ જ પ્રશંસા પામી છે. એમાં નાના બાર વર્ષ સુધીના બાળકોના લખાણ પ્રગટ કરવામાં આવે છે અને સારાં એવાં ઇનામો પણ લખનાર બાળકને અપાય છે જે સામયિકને શક્તિ અને સંજોગો હોય તેણે આ વસ્તુ અપનાવવા જેવી છે અને બાળકોની લેખનશક્તિને પ્રોત્સાહન આપવા જેવુ છે

બાલજગત (જન્મભૂમિ અને પ્રવાસી) - આ વિભાગમાં પ્રવાસ વર્ણનો, કટાક્ષચિત્રો, ચતુરાઇની વાતો, હાસ્યરસિક ટૂચકાઓ . વગેરે અપાય છે પ્રસંગને અનુલક્ષીને લખાણો પણ સારા પ્રમાણમાં અપાય છે

ફૂલવાડી (મુંબઇ સમાચાર) - આ વિભાગ બાલકનજીબારી સંચાલિત છે એમાં બારીના અહેવાલો, તસ્વીરો વગેરે આવે છે ઉપરાંત 'રૂપાની પેટી,' 'જય હિન્દ' 'બાલ મિત્રો,' 'રંગ પૂરણી' વગેરે નાનકડા વિભાગો અપાય છે

બાળવિનોદ (સ્ત્રીશક્તિ), આ વિભાગમા નાના બાળકો તથા થોડુ ભણેલા પ્રૌઢોને અનુરૂપ વાર્તાઓ તથા કાવ્યો એક પાનામાં અપાય છે

બાળમેળો (લોકનાદ) અમદાવાદના જો કોઇ દૈનિક પત્રમાં બાળવિભાગ આવતો હોય તો તે 'લોકનાદ' માજ મુંબઇના અગ્રગણ્ય પત્રો બાળસાહિત્ય પીરસે છે પણ અમદાવાદના દૈનિક પત્રો બાળકોને માટે સ્થાન જ નથી આપતા 'લોકનાદ' ના 'બાળમેળા' મા એકાદિ બોધ-યુક્ત વાર્તા, મહાન પુરૂષોનાં બચપણ, તથા નાના બાળવાચકો પોતે પણ કંઇ લખી શકે એ દૃષ્ટિએ 'પરાગ' નામે ખાસ બાળકોની કોલમ અપાય છે

બાલસાથી (જીવનપ્રકાશ) આ વિભાગમા દેશાયત સોની, ઉમિયાશંકર ઠાકર, ડો મોહનલાલ પાઠક . આદિ બાલસાહિત્યકારોના કાવ્યો તથા લખાણો સારા પ્રમાણમા આવે છે. 'સંપાદકની સંગાથે' નામે વિભાગ પણ ઠીક આવે છે

બાળક (સ્ત્રીબોધ) જો કોઇ સ્ત્રીમાસિક બાળવિભાગ આપતુ હોય તો તે સ્ત્રી-બોધ. એમાં અવનવી વાતો, બાળકાવ્યો, જાણવા જેવુ .. વગેરે આવે છે

બાળવિભાગ (સંજીવન) ખાસ કરીને દારૂબંધીના કાર્ય માટે પ્રગટ થતુ આ સામયિક બાળકોમાં ગણ્ટ્રભાવના ખીલે એ દૃષ્ટિએ બાળવિભાગ ચલાવે છે તેમાં ખાસ કરીને આપણા દેશ વિષેનુ જ્ઞાન બાળકોને આપવા પ્રયત્ન થાય છે

કુમારવિકાસ (ગુજરાતી) પાંચ-સાત સામયિકોના બાલ વિભાગોનુ સંપાદન કરનાર અને અંગ્રેજી છઠ્ઠા ધોરણમા અભ્યાસ કરનાર શ્રી મોહનલાલ પોમાર આ વિભાગનુ સંચાલન કરે છે બાળસાહિત્યના અગ્રગણ્ય લેખકોના લખાણો તેમાં આવે છે તેમા 'પત્રમિત્રતા' નામે વિભાગ પણ ચાલે છે

બાલકયારી (મહિલા જગત) આ વિભાગમા બાળકોના ચારિત્ર્યનુ ઘડતર થાય એવી શરૂઆતમાં વાર્તા, ઐતિહાસિક ઘટનાઓ, હાસ્યરસિક ટૂચકાઓ . વગેરે અપાય છે

આ ઉપરાંત 'પ્રકાશ', 'પાટીદાર બંધુ' . .. આદિ જ્ઞાતિસામયિકોમા પણ બાળવિભાગો અપાય છે.

—આ છે આપણાં બાળસામયિકો અને વૃત્તપત્રોના બાળવિભાગો

પરદેશી બાલસામયિકો જોતા આપણને એમ થયાં કરે છે કે આપણાં બાળસામયિકો એવાં કયારે થશે ? અમેરિકાનુ Childran's Activities' તો ચાર-પાંચ વર્ષના બાળકોએ લખેલી તથા ચીતરેલી કૃતિઓ પ્રગટ કરે છે આવી પ્રગતિ આપણે કયારે કરી શકીશું ? જો કે એકલી વેપારી વિદ્યા અને નિરક્ષરતાને કારણે ગુજરાતમાં એવા સામયિક પ્રગટ કરવા અશકય જ છે, પણ પ્રત્યેક સામયિક પોતાની શકિત અને સંજોગાનુસાર સ્વતંત્ર ભારતના બાળકોનુ આબાદ રીતે ઘડતર થાય એવુ બાળસાહિત્ય આપવા પ્રયત્નશીલ રહે એવી આશા તો રાખી શકાય

—સોમાભાઇ લખાભાઈ પટેલ

# ગ્રંથાવલોકન

## નવજીવન પ્રકાશન મંદિર—અમદાવાદ તરફનાં પુસ્તકો

૧ જીવતા તહેવારો-(ચોથી આવૃત્તિ)-લેખક શ્રી દત્તાત્રય બાલકૃષ્ણ કાલેલકર, મૂલ્ય રૂા ૨—૦—૦

૨ રાષ્ટ્રભાષાનો સવાલ—લેખક પં શ્રી જવાહરલાલ નેહરુ, મૂલ્ય ૦—૭—૦

૩ ગાંધીજીની સાધના-(બીજી આવૃત્તિ) લેખક શ્રી રાવજીભાઈ મણિભાઈ પટેલ, મૂલ્ય રૂા ૨—૪—૦

## બાલવિનોદ કાર્યાલય—મુંબઈનાં પુસ્તકો

૪ સાહસકથાવલિ—સેટ ૧, ૨, ૩, ૪—સેટમાં ૧ કદ આરોગે નદ, ૨ ફકાકીદાસ, ૩ મુસાભાઈનાં વા ને પાણી, ૪ ફુલણજી, ૫ શેખચલ્લી—દરેકના સંપાદક શ્રી નાગરદાસ ઇ પટેલ, મૂલ્ય રૂા ૩—૧૨—૦, સેટ બીજામાં ૧ ખાનદાનનાં ફરજંદ, ૨ સેતાન બુટ્ટી, ૩ સોનેરી ટોળી, ૪ ગુન્હેગાર દુનિયા—દરેકના સંપાદક પહેલા સેટ પ્રમાણે, મૂલ્ય રૂા ૫—૦—૦, સેટ ત્રીજામાં—૧ મામાનો વારસો, ૨ આંગળાંની છાપ, ૩ ફાંસીને દોરડે, ૪ શનિનો એક્કો—દરેકના સંપાદક ઉપર પ્રમાણે, મૂલ્ય રૂા ૫—૦—૦, સેટ ચોથો—૧ આપઘાતનો ભેદ, ૨ બેંક પર દરોડો, ૩ વીલ—વિચિત્ર ને સચિત્ર, ૪ જુલમગાર—સંપાદક અને મૂલ્ય ઉપર પ્રમાણે

## ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય—અમદાવાદ તરફનાં પુસ્તકો

૫ જીવનમાંથી જડેલી-(બીજી આવૃત્તિ) લેખિકા શ્રીમતી લીલાવતી મુનશી, મૂલ્ય રૂા ૫—૦—૦

૬ સરિતાથી સાગર—લેખક શ્રી શિવશંકર પ્રાણશંકર શુક્લ, મૂલ્ય રૂા ૪—૦—૦

૭ કિશોરરામાયણ—લેખક શ્રી દેસાઈભાઈ નાથાભાઈ પટેલ, મૂલ્ય રૂા ૧—૪—૦

## અન્ય પ્રકાશકો તરફનાં પુસ્તકો

૮ ઇતિહાસ સંમેલન નિબંધ સંગ્રહ—પ્રકાશક ગૂજરાત સાહિત્યસભા, સાંકડી શેરી, અમદાવાદ—મૂલ્ય રૂા ૪—૮—૦

૯ મહાદેવભાઈ હરિભાઈ દેસાઈ—લેખક અને પ્રકાશક શ્રી અંબેલાલ નારણજી જોશી, એડવોકેટ; જરીવાળા બિલ્ડિંગ, ચોપાટી, મુંબઈ ૭

૧૦ કારખાનાનો કાયદો તથા સમજુતી —લેખકો શ્રી ચંદ્રકાન્ત ટી દરુ અને શ્રી બાબુભાઈ અંબાલાલ સોની, પ્રકાશક ચંદ્રકાન્ત ચિમનલાલ વોરા, ગાંધીરોડ, અમદાવાદ મૂલ્ય રૂા ૨—૦—૦

# પુસ્તકાલયનોંધ

"મંગલમ્" માસિકના તંત્રીએ, સદર માસિક વડોદરા રાજ્યના પુસ્તકાલયો તેમ જ રાજ્ય બહારના જે પુસ્તકાલયો મંડળની સેવા સ્વીકારે છે તેમને "મંગલમ્" માસિક અર્ધા લવાજમે–રૂા. ૧૦) ને બદલે રૂા. ૫) થી–આપવાનું જાહેર કર્યું છે પુસ્તકાલયોના મંત્રી શ્રી થપાલો એનો લાભ લે.

**મહાલ સંમેલનના વધુ હેવાલો**—(૧) ચાણસ્મા, મહાલ અને (૨) દહેગામ મહાલના અહેવાલો સ્થળસંકોચને લઈને ચાલુ માસના અંકમાં આપી શકાયા નથી તે જુન માસના અંકમાં પ્રસિદ્ધ કરાશે. વિલંબ થવા માટે સંમેલનનાં સંચાલકો ક્ષમા કરે

**સુધારો**—એપ્રિલના "પુસ્તકાલય" અંકમાં પૃષ્ઠ ૪૩૦ પર મહાજન લાયબ્રેરી–કપડવંજનો હેવાલ છપાયો છે તેમાં **સુવર્ણ મહોત્સવ** છપાયું છે તેને બદલે **રજત મહોત્સવ** એમ સુધારી વાચવા વિનંતિ છે. તેના પ્રમુખપદે શ્રી વિનોબા ભાવે નહિ પણ ડૉ હરિપ્રસાદ દેસાઈ બિરાજ્યા હતા.

**સ્થાયી ગાંધી સંગ્રહસ્થાન**—રાષ્ટ્રપિતા મહાત્મા ગાંધીજીના અવશેષો તેમ જ એમની સાથે સંબંધ ધરાવતી કૃતિઓને જાળવી રાખતું એક સ્થાયી સંગ્રહસ્થાન હિંદમાં ટુંક મુદતમાં, સ્થાપવામાં આવશે

મહાત્માજીએ લખેલા કે મહાત્માજી વિષે લખવામાં આવેલા પુસ્તકો, પુસ્તિકાઓ, લેખો કે અન્ય સાહિત્ય, હિંદ તેમ જ વિદેશમાંથી આ સંગ્રહસ્થાન માટે મેળવવા મહાત્માજીના નિકટના અંતેવાસી કાકા સાહેબ કાલેલકરને એ કામ સોંપાયું છે

આ ઉપરાંત મહાત્માજીના જીવન સાથે ગાઢ રીતે સંકળાયેલા તમામ સ્થળોને પણ જેમના તેમ રહેવા દેવા માટે યોગ્ય પગલા લેવા એમને જણાવવામાં આવ્યું છે

**પુસ્તકાલયને મદદ**—૫૧) રોપાના શ્રી છીતાભાઈ જાધવભાઈ તરફથી



જુન-૧૯[illegible]

## અનુક્રમણિકા



## સામયિક દોહન



પુસ્તક ૨૪ મું          જુન-૧૯૪૯          અંક ૧૧-૧૨

ભાષાવાર પ્રાંતરચના

# ડાંગ પ્રદેશનો ઉગ્ર બનતો પ્રશ્ન

—તંત્રીસ્થાનેથી

"કેટલેક ઠેકાણે ભાષાવાદનો પૂરો આવિર્ભાવ થયો છે સ્વભાષા બોલનારા આપણા. પરભાષા બોલનારા પરાયા સ્વભાષા બોલનારાની દૃષ્ટિએ જ સરકારી નોકરી રખાય યોજનાઓ થાય, રાજ્યતંત્ર કબજે થાય, પરભાષાઓ બોલનારા દુશ્મન ગણાય, 'દ્રોહી ને શોષકો' કહેવાથી સ્વભાષા બોલનારાની રાજકીય મદદથી પરભાષાઓ પર આર્થિક આક્રમણ થાય અરે, અમને તો મુંબઈમા કહેવામા આવ્યુ કે મરાઠી બોલનારાઓને પ્રાંત એટલા માટે જોઈએ છે કે, પરભાષા બોલનારાઓનુ આર્થિક સામર્થ્ય પકડી લેવાય —"capture economic power' વાપરેલા શબ્દો વાપરૂ તો !

' આમ ભાષાવાદમા સંકુચિત રાષ્ટ્રીયતાના બધા લક્ષણો આવે છે, સંયુક્ત મહારાષ્ટ્રની માગણીનું દૃષ્ટાંત લઉં

" ખાનદેશમા ગુજરાતી ને ભીલી બોલતી પ્રજા તો મરાઠી જ, થાણા જીલ્લામા ગુજરાતી ને કોકણી બોલતી પ્રજા તો મરાઠી જ, મુંબઈમા માત્ર ૩૦ ટકા લોકો મરાઠી બોલે, પણ એ તો મહારાષ્ટ્ર જ. પણ સાથે ગુજરાતમા ગણાતા ધરમપુર, વાંસદા ને ડાંગ પણ એમા જ આવે, આટલેથી કેમ અટકાય ? વરાડને મહારાષ્ટ્રમા નથી આવવુ છતા તે તો બળજબરીથી લાવવુ જ રહ્યુ એક ભાષાવાદીએ તો સુરત માગ્યુ, એક લેખકે ભરૂચ જીલ્લો મહારાષ્ટ્રના સીમાડામા મૂક્યો ! બીજાએ તો એને મધ્યવર્તી મહારાષ્ટ્ર ગણ્યુ બાકીનુ -જ્યા મરાઠા સૈન્ય ચોથ ઉઘરાવવા જતુ તે બધુ બૃહત મહારાષ્ટ્રમા મૂકી દીધું. 'મારૂ તે મારૂ ને તમારૂ તે અમારૂ' એ તો જૂનુ સૂત્ર, તેનુ આજનુ સ્વરૂપ ભાષાવાદ હુ તો એટલુ જ કહુ કે ભીનવાડા ને ભરૂચ ભલા જ સાથે રાખો તો વડોદરા ને સૌરાષ્ટ્ર અને ગોધરા, ખેડા ને અમદાવાદ ને તમારા છે તે સાથે રહેવા દો ને ! અહિંયા પણ મરાઠાઓ ચોથ ઉઘરાવવા આવેલા ! મુંબઈ ઇલાકો છે તેમજ રહેવા દો, તો પછી "જીએ તેજ ઠીક."

"એમ પણ કહેનાર મળ્યા છે કે, આબુ પ્રદેશ ગુજરાતનો ઉત્તરસ્તંભ, ગુજરાતીઓનુ પુરાણું ધામ, ગુજરાતના વિમળ મંત્રીઓ જ્યા અનુપમ સૌંદર્ય મંદિરો બનાવ્યા, તે ગુજરાતમા નથી પણ હવે તો એ ગુજરાતનો ભાગ છે એમ સાંભળ્યું

"પછી ડુંગરપુર, વાંસવાડા, ઝાબુઆ અને અલીપુર પ્રદેશોનો થોડો ભાગ ગુજરાતી બોલતો, થોડો ભાગ રાજસ્થાની એમના ગુજરાતી બોલતા રાજાઓની ઇચ્છા રાજસ્થાનમા રહેવાની થઇ, મધ્યસ્થ સરકારે તે સ્વીકારી

પછી ખાનદેશનો ગુજરાતી ભીલીનો પ્રદેશ ખાનદેશ હતુ ગુજરાતની સલ્તનતનુ. ગ્રેમાનદના રચુંકાર ત્યા ગાજતા, ગ્રીયર્સને એને ગુજરાતી-પ્રધાન પ્રદેશ કહ્યો છે અને મરાઠી-પ્રધાન પ્રદેશની બહાર મૂકયો છે ગુજરાતી કુલની ગુજરાતી-પ્રધાન એવી ભાષા જ્યા ન બોલાતી તેવો એકે પ્રદેશ આપણે નથી જોઈતો પરતુ એ નિર્ણય શાસ્ત્રીય ને વૈજ્ઞાનિક લોકોથી થવો જોઇએ

"હવે દમણગ ગાની દક્ષિણના પ્રદેશ તરફ વળીએ. એને મા ટે તો એમ કહેવાય છે કે બધી દષ્ટિએ એ મહારાષ્ટ્ર ભૂમિ છે-ઇતિહાસની ભાષાની પ્રજાની ને ભૂગોળની પણ એ દષ્ટિ વાસ્તવિક નથી

પ્રાગૈતિહાસિક કાલથી દક્ષિણથી ઉત્તરે જવાનો એક જ ધોરી માર્ગ નાસીકથી વલસાડ જે રસ્તે વસ જાય છે, તે એની નીચે ઉત્તર કોકણનો ત્રિકોણ-જ અલો ને અનુપોથી ભરેલો ઉત્તર કોકણ એટલે સમુદ્ર અને ઘાટ વચ્ચેનો ઉંધો ગોઠવાયેલો ત્રિકોણ, એનો એક કોણ તે વસાઇ, એનો પાયો ( Base ) તે દમણગ ગા, વસાઇના ખુબા પાસે માહિમની ખાડી, તેની પેલી તરફ સાલસેટ અને મુબઇના ટાપુઓ-ચારે તરફ પાણીથી વિટાયેલા તેની દક્ષિણે તોફાની દરિયો, પશ્ચિમે લાટનો સમુદ્ર ( આજનો અરબી સમુદ્ર )"

શ્રી કનૈયાલાલ મુનશી

છેલ્લા કેટલાક વખતથી ભાષાવાર પ્રાતરચનાની હિલચાલ ઉગ્ર રૂપ ધારણ કરતી જાય છે અને એ હિલચાલ મુખ્યત્વે મહારાષ્ટ્રમાથી ઉત્પન્ન થઇ, મુબઇને મહારાષ્ટ્ર પ્રાંતમાં ભેળવી દેવાની યોજનાથી ઉપાડીને છેલ્લે સુરત-વઘઇ નજીકના ડાગ પ્રદેશને પણ મહારાષ્ટ્ર સાથે સલગ્ન કરવાની પ્રવૃત્તિ પણ જોશભેર ઉપડી છે

એનો છેલ્લો પડઘો, મુબઇ સરકારના પ્રધાને શ્રી. બાળાસાહેબ ખેર અને ગૃહપ્રધાન શ્રી મોરારજીભાઈ દેસાઇની ડાગ વિસ્તારની મુલાકાતને અતે મુબઈ સરકારે જાહેર કરેલા નિર્ણય-"ડાગમા બોલાતી ભાષા મરાઠી" હોવાને લગતો જે નિર્ણય-આપ્યો છે તેથી ઉપસ્થિત થયેલ છે અને છેલ્લે મુબઇ સરકારના ગૃહપ્રધાન શ્રી મોરારજીભાઇએ, પોતાની ખાતરીની મહોર માર્યા પછી ગુજરાતભરમા એને અગેનો વિરોધ વટોળ ઊઠયો છે

આજે ગુજરાતનો એક પણ જિલ્લો એવો નથી જ્યાથી આ નિર્ણય સામે સખ્ત શબ્દોમા વિરોધ ઉઠાવાયો ન હોય

આ નિર્ણય હમણા લેવાયો, તે લેવાતા અગાઉ સરકારે જો ભાષાભિજ્ઞોની એક સમિતિ નીમી એ ભાષાને લગતી અને ત્યાની વસતી ને રીતરિવાજોને લગતી તપાસ કરાવ્યા પછી આ નિર્ણય લેવાયો હોત તો તે વધારે હિતાવહ અને પ્રમાણભૂત થઇ પડત

ગુજરાતની અંતર્ગતની સરહદ પર આવેલા આ પ્રદેશમા બન્ને ભાષાઓ બોલાતી તેઓ નામદારે સાભળી હોય, અને તે પરથી ઉપર્યુક્ત નિર્ણય લેવાયો

હોય તો બનવાજોગ છે તેવી ઉપલક દૃષ્ટિથી આ નિર્ણય લેવાનું ઉતાવળું પગલું સરકારે ભર્યું અજુકતું ગણાય

ગુજરાત સંશોધન મંડળે અને ગુજરાતી સાહિત્ય પરિષદ જેવી પ્રતિભાવંત સંસ્થાએ ગુજરાતની ભૌગોલિક અને ભાષાકીય વિજ્ઞાનની તુલના કરી છે ત્યાંના આદિ–વાસીઓના રીતરિવાજો, પહેરવેશ, ઘરેણા વગેરેને લગતું સામ્ય એ બધાનો એ સંસ્થાઓના તજ્જ્ઞોએ અભ્યાસ કરેલો છે અને ગુજરાતનો નકશો કેવો હોઈ શકે તેનું રેખાદર્શન પણ ગુજરાતી સાહિત્ય પરિષદ પ્રસંગે એ સંસ્થાના વરાયેલા પ્રમુખ શ્રી કનૈયાલાલ મુનશીએ વ્યક્ત કર્યું હતું ગુજરાતની સીમાઓ કયાં કયાં ઊભી છે તેનું સ્પષ્ટ દર્શન તેમાં કરાયું છે–ઉપર ટાંકેલા તેમના કથન પરથી એ સહેજે સમજાય તેમ છે.

આ તો હાલના વિદ્વાનોના મંતવ્યો અને નિર્ણયો છે, પરંતુ ભૂતકાલીન વિદેશી ઇતિહાસવિદોએ પણ ગુજરાતની સીમા–મર્યાદા કયા કયા સુધીની આંકેલી છે તેમાં પણ, ડાંગનો પ્રદેશ ગુજરાતની આંતરિક સરહદમાં આવી જવાના નિર્ણયો અપાયેલા છે ઘડીભર માની લઈએ કે, ડાંગ પ્રદેશમાં મરાઠી ભાષા બોલાતી હશે, મુંબઈનો અમુક વર્ગ પણ મરાઠી, ગુજરાતી, હિંદી, પંજાબી, વગેરે ભાષાભાષી હશે, અને તળવડોદરામાં પણ મરાઠી ભાષા બોલતી પ્રજા પણ ઠીક પ્રમાણમાં વસે છે, એટલે શું વડોદરાને પણ એ જ પ્રમાણે મરાઠી ભાષા બોલતા પ્રદેશ તરીકે સરકારે સ્વીકારવો જોઈએ ?

દરેક પ્રદેશની ભૌગોલિક પરિસ્થિતિ, ભાષાકીય વ્યવહાર, રીતરિવાજો અને રૂઢિઓ તેમ જ પહેરવેશ વગેરેનું સામ્ય પણ જોવું જોઈએ અને એ બધાને અંતે વિદ્વાનોનો–જનતાનો મત લીધા બાદ જ જે તે નિર્ણય લેવાવો જોઈએ

આમ એકદમ કલમ ચલાવીને નિર્ણય આપી દીધનું મુંબઈ સરકારે જે પગલું લીધું છે તે કંઈક ઉતાવળું અને પૂરતી તપાસ–તુલના સિવાયનું જણાય છે.

આપણે આશા રાખીએ, સરકારે લીધેલો નિર્ણય ફેરતપાસ માટે ભાષાભિજ્ઞો અને સમાજસેવકો પાસે યોગ્ય તુલના માટે રજૂ કરશે, તજ્જ્ઞોના મંતવ્યો સરકાર મંગાવશે, એને અંગેની ખાસ સમિતિની નિમણૂક કરશે અને ત્યાર બાદ જે નિર્ણય આવે તે જાહેર કરશે તો જ સરકારે લીધેલો નિર્ણય યોગ્ય લેખાશે.

---

સુધારો—મે ૪૯ના "પુસ્તકાલય" ના પૃ ૪૧૮ ને છેડે–સોમાભાઈ લખાભાઈ પટેલ છપાયું છે તેને બદલે શ્રી. બબાભાઈ સોમાભાઈ પટેલ એ પ્રમાણે સુધારીને વાંચવા વિનંતિ છે

# સાહિત્યસૃષ્ટિનું અવલોકન

ન્યુયોર્કની એક પેઢી ભગવદ્ગીતાના શ્લોકોની રેકર્ડ ઉતારી રહેલ છે. સંસ્કૃત પાઠ બોલતા પહેલા કોર્નેલ યુનિવર્સિટીની મુલાકાતે આવેલા એક હિંદી ભાષણકર્તા ડૉ. ટી. એન. પી. મહાદેવન સંસ્કૃત પાઠનું અંગ્રેજી ભાષાંતર બોલે.

જાણીતા હિંદી કવિ પંડિત સુમિત્રાનંદન પંતને તેમના પુસ્તક 'સ્વર્ણધુલિ' માટે શ્રી હરજીમલ દાલમિયા પુરસ્કાર કમિટિએ રૂ. ૨૧૦૦ નું પારિતોષિક આપવાનું નક્કી કર્યું છે.

o

*બંગાળી સાહિત્યમાં ફાળો આપવા માટે પૂર્વબંગાળની સરકારે પૂર્વબંગાળના કવિ કૈકોબાદને તથા સુચક્ર દાઉદીના મૌલવી અબ્દુલકરીમ સાહિત્યવિશારદને માસિક રૂ. ૭૫) તથા રૂ. ૫૦) પેન્શન આપવાનો નિર્ણય કર્યો છે. આ પેન્શનો ૧૯૪૭ના ૧૫ મી ઑગસ્ટથી આપવામાં આવશે.

o

*શોલાપુરના સુપ્રસિદ્ધ લાખોપતિ સામાજિક કાર્યકર્તા સ્વ. રા. બ. મલાપ્પા વારદના જીવનચરિત્રના પ્રકાશનનો ઉત્સવ માનનીય શ્રી એમ. પી. પાટીલના પ્રમુખપદે ઉજવવામાં આવ્યો હતો. ત્યારે એ જીવનચરિત્ર લેખક, અમરાવતી (વરાડ)ના દ્વિસાપ્તાહિક 'ઉદય'ના તંત્રી શ્રી એન. આર. બામણગાવકરને રૂ. ૧૦૦૧) તથા જીવનચરિત્રની નકલવાળી રૂપાની કાસ્કેટ આપવામાં આવી હતી. શ્રી બામણગાવકરના એકસઠમા જન્મદિનની ઉજવણી વખતે તેમના મિત્રો તથા પ્રશંસકોએ તેમને રૂ. ૧૦,૦૦૦ ની થેલી અર્પણ કરી હતી.

o

*કોલ્હાપુરના કરવીર નાટ્યમંડળે શ્રી રમેશ મંત્રીને તેના નવા નાટક 'નવા સંસાર' માટે રૂ. ૧૦૦ નું પારિતોષિક આપ્યું છે.

અલ્હાબાદની હિંદુસ્તાની એકેડેમીની પદ્ધતિ પર બિહાર સરકારે પટનામાં 'રાષ્ટ્રીય ભાષા પરિષદ' સ્થાપવાનો નિર્ણય કર્યો છે. આ યોજનાને ત્રણ વર્ષ માટે મંજુર કરવામાં આવી છે અને તેમાં ૬૨,૦૦૦ રૂ. ખર્ચ થવાનો અડસટો છે.

o

આ પરિષદનો હેતુ પ્રમાણભૂત હિંદી પુસ્તકો તૈયાર કરાવીને પ્રગટ કરવાનો તથા પરભાષાના વૈજ્ઞાનિક અને સાહિત્યવિષયક ગ્રંથોનો હિંદીમાં અનુવાદ કરાવીને હિંદીને સમૃદ્ધ બનાવવાનો છે. આ ઉપરાંત તે લોકસાહિત્ય ભેગું કરીને પ્રગટ કરશે.

o

મહાત્મા ગાંધીજીની આત્મકથા 'સત્યના પ્રયોગો'નું જર્મન ભાષાંતર સત્વર થવાનું છે

પંડિત નેહરુની આત્મકથા તથા 'જગતના ઇતિહાસનું રેખાદર્શન'નું જર્મન ભાષામાં ભાષાંતર થઈ રહ્યું છે, બન્ને પુસ્તકો યુરોપમાં પ્રગટ કરવામાં આવશે



બાઇબલમાં પણ હવે કાળા બજાર થવા લાગ્યા છે આફ્રિકામાં, ત્યાંની ભાષામાં છપાયેલ બાઇબલ ૨૦ શિલિંગે વેચાય છે તેની અસલ કિંમત સાડાચાર શિલિંગ છે



મોટામાં મોટો ચીની સર્વસંગ્રહ ( એન્સાઇક્લોપીડિયા ) તૈયાર થયો હતો, પણ તે ફરી છપાયો નહિ અને આજે તો તેનું અસ્તિત્વ પણ નથી મિંગ વંશના શાસનકાળ દરમિયાન યુંગ લો એ યુંગ લો ટા ટીનના નામથી ચીની સર્વસંગ્રહ તૈયાર કર્યો હતો જ્યારે તે પૂરો થયો ત્યારે તેના ૨૨૯૩૭ ગ્રંથો થયા હતા સંખ્યાબંધ લહીઆઓ રોકીને તેની ત્રણ નકલો કરાવવામાં આવી હતી જ્યારે મિંગ વંશનું પતન થયું ત્યારે બે નકલોનો નાશ કરવામાં આવ્યો હતો અને ત્રીજી બોક્સર બળવા વખતે નાશ પામી હતી લંડનના 'લીડર' પત્રે આ ખબર આપી છે



ગાંધીવાદી લેખકોની એક પરિષદ એપ્રિલની આખરે લખનૌમાં ભરાવાની હતી જેમાં બધી ભાષાઓના લેખકોને આમંત્રણ આપવામાં આવ્યું હતું

આ પરિષદના હેતુઓ નીચે મુજબ છે —હિંદની સ્વાતંત્ર્ય માટેની અહિંસક લડત અને ગાંધીજીના મરણાંત ઉપવાસે નિરાકપણે સાબિત કર્યું છે કે અહિંસાની શક્તિ અમોઘ છે તેથી વિચારકો, વિદ્વાનો તથા લેખકોએ આ વાસ્તવિકતાને વૈજ્ઞાનિક પરિભાષામાં રજૂ કરી ગાંધીવાદી અર્થશાસ્ત્ર, રાજકારણ, સમાજવાદી તત્ત્વજ્ઞાન અને ઇતિહાસ સંબંધી લખાણો કરવાં, ગાંધીવાદનો વિકાસ કરવો, સામાન્ય મનુષ્ય તથા વિદ્યાર્થીઓ સમજી શકે તે માટે પાઠ્ય પુસ્તકો લખવાં ગાંધીવાદનું જીવનદૃષ્ટિબિંદુ વિશિષ્ટ પ્રકારનું હોઈ તેને અનુરૂપ વાર્તાઓ, નાટકો તથા કાવ્યો લખાવાં જોઈએ



કેનેડાના યુદ્ધકાલીન પ્રધાન મિ. મેકેન્ઝી કિંગે પોતાનાં સ્મરણો લખવાનો વિચાર પડતો મૂક્યો છે એવા ભરોસાપાત્ર ખબર મળ્યા છે કે તેણે ન્યુયૉર્કના રોકફેલર ફાઉન્ડેશનને પોતાની ડાયરીઓ તથા અંગત કાગળો ૯૭૫,૦૦૦ રૂા ના વેચી નાખ્યા છે



શ્રી અરવિંદ ઘોષના જીવન અને ઉપદેશ સંબંધી બે પુસ્તકો યુરોપમાં પ્રસિદ્ધ કરવામાં આવશે આ પૈકી એક પુસ્તકના લેખક ઢાકા વિશ્વવિદ્યાલયના માજી ઉપકુલપતિ ડૉ જી આર લાગવે છે તથા બીજા પુસ્તકના લેખક કરાંચીના વિદ્વાન પત્રકાર ડૉ. રણજિત સહાની છે

# દર વર્ષે ૨૦૦૦ પુસ્તકોનો વાચક

ન્યુ જર્સીમાં આવેલા વેસ્ટફીલ્ડ શહેરના ૨૦,૦૦૦ રહેવાસીઓને આશ્ચર્ય લાગશે કે તેમનુ શહેર રાષ્ટ્રના મુખ્ય સાસ્કૃતિક શહેરોમા માટેનુ એક છે આ ખ્યાતિ ડોનાલ્ડ ગોર્ડનને છે, લેખકો, જાહેર ખબર આપનારાઓ અને કળાકારો સુદ્ધાં, કોઇપણ વ્યકિત કરતા તેનો પ્રભાવ અમેરિકાના ચાલુ પુસ્તકો પર વધારે પડે છે

ગોર્ડનને દર વર્ષે ૨૦૦૦ પુસ્તકો દરરોજ સરેરાશ લગભગ ૬ પુસ્તકો–વાંચી જવા–જોઇ જવાના હોય છે આવતા ત્રણ મહિનામા ફરતા પુસ્તકાલયો તથા ગ્રથભડારમાં કયા પુસ્તકો લોકપ્રિય થઇ પડશે તેની તેને આગાહી કરવાની હોય છે છ તાલીમ વર્ષની ઉમરના ગોર્ડનને નવાં

---

અનુસંધાન સામેના પૃષ્ઠનું

બ્રિટિશ યુનિવર્સિટીના ચર્ચા મડળના માનમા લાહોરમા આતરરાષ્ટ્રીય વિદ્યાર્થી સેવાની પાકીસ્તાન શાખા તરફથી કરવામાં આવેલ સમારભમા અલ્લામા ઇકબાલના પુસ્તકો તથા કાઇદે આઝમ મહમદઅલી ઝીણાનાં ભાષણો અને લેખો ભેટ આપવામા આવ્યા હતાં

○

ફ્રાન્સના આગેવાન કવિઓ તથા લેખકોએ ભેગા થઇને પોતાની સહકારી મડળીની સ્થાપના કરી છે આ મડળી તેમને ઇંડા, માસ કે શાકભાજી પૂરા નહિ પાડે કે વર્ષ આખરે તેમને વ્યાજ નહિ આપે પરતુ એનો હેતુ યુવાન ઉગતા પણ અજાણ્યા કવિઓ માટે વાચકો મેળવવાનો છે

પ્રસિદ્ધ કવિઓ તથા લેખકોને જણાયું છે કે પ્રકાશકો, તેમના અજાણ્યા સાથીઓનાં પુસ્તકો માટે જોખમ વહોરવા તૈયાર નથી ભવિષ્યમા આ ખોટ તેઓ પૂરી પાડશે

આ સોસાયટીને કવિ મેક્સ ફ્રેન્ટલનું પીઠબળ છે સોસાયટીનુ નામ La Courti Echelle–ટૂકી સીડી–છે,

આ સોસાયટીએ એક કાવ્યગ્રથ પ્રગટ કર્યો છે તેના લેખકને આ પ્રકાશનમાથી નફો નહિ થાય તેમાંથી મળતા પૈસા બીજો કાવ્યગ્રથ છપાવવામા વપરાશે સમય જતાં, જ્યારે સોસાયટીને સારા પ્રમાણમાં નફો થશે ત્યારે નફો ભાગીદારોમાં વહેંચાશે

○

જાપાનનાં ૪૨,૦૦૦ વિદ્યાર્થીઓની કરેલી તપાસમાં જણાયુ છે કે નીચેનાં પુસ્તકો તેમને અતિપ્રિય છે વિક્ટર હ્યુગોનું 'લા મિઝરાબલ' ડોસ્ટોવ્સકીનુ 'ક્રાઇમ એન્ડ પનિશમેન્ટ' તથા ગેટેનુ 'સોરોઝ ઓફ યગ વર્ધર'

ઓસાકા વિશ્વવિદ્યાલયના પ્રમુખે આના પર ટીકા કરતાં કહ્યું કે 'આ પસંદગી જાપાની યુવકોના અત્યત નિરાશાવાદ તથા આપઘાતનું વલણ બતાવે છે'

—છોટાલાલ માનસિગ કામદાર

---

* નિશાનીવાળી નોંધો ઇન્ડિયન પી ઇ એન પરથી સાભાર ઉધ્ધૃત

પુસ્તકો જોઈ જવાનો વિચાર ૧૯ વર્ષ પહેલાં આવ્યો અને ત્યારથી આજ સુધી તેણે વાર્તા, ઇતિહાસ, જીવનચરિત્ર, સમાજ, વિજ્ઞાન વગેરેના ૩૫,૦૦૦ પુસ્તકો વાંચ્યા છે

તે સ્પષ્ટ કહે છે કે 'મારે એકજ પ્રશ્નનો જવાબ આપવાનો છે આ પુસ્તક વધારે ખપશે અથવા પુસ્તકો ભાડે આપતા પુસ્તકાલયોમાં તેની માગણી થશે ખરી ? હું હાઇસ્કૂલમાં ગયો નથી અને મારી રસવૃત્તિ બહુ ઉચ્ચ નથી સરસ લેખનકાર્યની હું કદર કરું છું પણ ગ્રાહકોને ન્યાય આપવા ખાતર મારે સામાન્ય સવાલ દષ્ટિએ પુસ્તકની કિંમત આંકવી જોઈએ વાચકોના કેટલાક સ્થાપિત પૂર્વગ્રહોને તે કેટલી મળતી આવે છે અથવા વિરુદ્ધ જાય છે તે મારે જોવાનું છે

ગોર્ડનનું નવા પુસ્તકોનું મૂલ્યાંકન જગતમાં જથ્થાબંધ પુસ્તકો વેચનાર મોટી સંસ્થા 'ધી અમેરિકન ન્યુ કંપની' મારફત થયા છે (ચાલુ વર્ષે આ કંપની દશકરોડથી વધારે પુસ્તકો વેચશે ) દરમહિને તે, ગ્રંથભંડારના માલિકો ભાડેથી પુસ્તકો વંચાવવા આપનાર તથા જાહેર પુસ્તકાલયોના ૨૫,૦૦૦ માલિકોમાં મફત વહેંચાતા પેમ્ફલેટમાં, એકલે હાથે ૧૫૦ થી ૨૦૦ પુસ્તકોની સમાલોચના કરે છે, પરંતુ તેના નિર્ણયની અસર પેમ્ફલેટના ૨૫,૦૦૦ નકલોના ફેલાવામાં મર્યાદિત નથી પ્રકાશનના ધંધામાં, તેનો પ્રભાવ ખૂબ પડે છે તેના પેમ્ફલેટ મારફત જનતામાં પુસ્તકો ઘુસાડી દેનાર લોકોને તે વેચે છે

'અમેરિકન ન્યુસ'ના પ્રમુખ પર્સી ઓ કોનેલ કહે છે કે 'પુસ્તકોની ભાવિ માગણી ગોર્ડન કેવી રીતે સમજી શકે છે તે એક કોયડો છે તેની ગણતરીની સરેરાશ ૯૦ ટકા સાચી હોય છે'

નવા પુસ્તકનું મૂલ્યાંકન કરતી વખતે ગોર્ડન પોતાની શોધી કાઢેલ પદ્ધતિ મુજબ ત્રણ રીતે તેની શક્યતાનો વિચાર કરે છે તે કેવી રીતે ભાડે આપી શકાશે, તે કેવી રીતે વેચાશે અને નાના જાહેર પુસ્તકાલય માટે તેની યોગ્યતા ત્રણે વર્ગ માટે તે સંજ્ઞાઓ રાખે છે 'એ' (ઘ) ની સંજ્ઞાનો ઉપયોગ, આવશ્યક પુસ્તક માટે થાય છે 'ઓ' (O) નો અર્થ 'બહુ શંકાસ્પદ' થાય છે આ ઉપરાંત જ્યારે ગોર્ડનને ખબર પડતી નથી કે પુસ્તના નિ શંક ગુણો ઘણા વાચકોનો પૂર્વગ્રહ દૂર કરશે કે કેમ ? ત્યારે તે પ્રશ્નાર્થ ચિહ્ન મૂકે છે આશ્ચર્યચિહ્ન બતાવે છે કે ચાલતા વિષયો સિવાયના પુસ્તકનું આ સામાન્ય લખાણની જનતા પર શું અસર થશે તે કહી શકાય નહિ

બહુ જ થોડા પુસ્તક પર ત્રણ 'એ' (AAA)ની નિશાની કરવામાં આવે છે તેનો અર્થ એ કે ત્રણે વર્ગમાં તે પુસ્તક આગળ પડતું છે દાખલા તરીકે સપ્ટેમ્બરમાં ૨૬૩ પુસ્તકો પ્રગટ કરવામાં આવ્યાં હતા-૧૯૪૭ ના ઓક્ટોબર સિવાય આ સંખ્યા સૌથી વધારે હતી તે પૈકી ફક્ત ચાર જ નવલકથા આ નિશાની પ્રાપ્ત કરી શકી હતી

ગોર્ડનને માત્ર ચાતુરીભરી અટકળ કરતાં કંઇક વધારે કરવું પડે છે તે અથવા પ્રકાશકો બેદરકારી ભરી રીતે કામ કરતા નથી તેને એક ખબર અગાઉથી મળી જાય છે કે પુસ્તક પાછળ કેટલી જાહેરાત કરવામાં આવશે 'ફોરેવર એમ્બર' પુસ્તકને તેણે AAA ની પસંદગી આપી હતી પરંતુ ૧૯૪૪ ની તેની સમાલોચનામાં તેણે જણાવ્યું કે એમ્બર પર બહુ વિશ્વાસ બેસતો નથી વાચકો તેનો ખૂબ ઉપાડ કરશે કે કેમ તેની મને શંકા છે

દેશની પુસ્તકવિક્રય સંસ્થાઓએ ફક્ત ૧૯૪૫ માજ તેની ૮૬૮, ૬૩૦ નકલો વેચી.

નવીન પ્રકારની સિગારેટ કે સાબુના વેચાણ માટે જેટલું ખર્ચ કરવામાં આવે તેટલું

ખર્ચ પુસ્તકના વેચાણને આગળ ધપાવવા કરી શકાય, છતાં વાંચકોના મનમાં ઘર કરી રહેલ પૂર્વગ્રહનો તે ભંગ કરતો 'ભરોસાની ભેંસે પાડો જણ્યા' જેવું થાય ગોર્ડન કબૂલ કરે છે કે આવા બધા નિષેધોનો સફળતાથી સામનો કરવામાં આવ્યો છે, પરંતુ તે ભાર મૂકીને કહે છે કે સામાન્યતઃ તે પાળવામાં આવે છે અને માર્ગ આગાહીના તે મૂળભૂત તત્ત્વો છે •

જે નવલકથામાં પરદેશી પાત્રો વિચિત્ર વાતાવરણમાં હોય તેની સામે કદાચ કંઈક વલણ હોય છે પહેલાના યુગમાં લખાયેલ નવલકથાઓમાં જે શ્રેષ્ઠતા હોય છે ગ્રાહકો લેખક પાસેથી સર્વગ્રાહી દૃષ્ટિબિંદુની આશા રાખતા નથી અમેરિકાની જનતા, પુસ્તકનું એક પાત્ર તો ખૂબ પૈસાવાળું હોય તેમ લાગે છે સામાન્ય વાંચક પાસે પૈસો હોતો નથી અને તેથા જેની પાસે પૈસો હોય તેની સાથે પોતાની સરખામણી કરવાનું તેને ગમે છે

વર્ષ દરમિયાન પ્રગટ થએલ બધા પુસ્તકો –૧૯૪૮ માં લગભગ ૧૦,૦૦૦ નવાં પુસ્તકો પ્રગટ થયાં છે–વાંચવાનું એક મનુષ્ય માટે અસંભવિત છે તેથી ગોર્ડનને પોતાના વાચનમાં ઠીક પસંદગી કરવી પડતી હશે તે બધી નવલકથા પ્રત્યે વાત કરે છે અને વર્ષે લગભગ ૫૦૦ પૂરેપૂરી વાંચી જાય છે આ બધા પુસ્તક પ્રતિષ્ઠિત તથા લોકોમાં ખૂબ વંચાતા લેખકોના હોય છે નવો લેખક લખી શકે છે કે કેમ તથા નવા પુસ્તકમાં તાજી રસદાયક માહિતી છે કે કેમ તે નક્કી કરવા તે બાકીના ૧,૫૦૦ પુસ્તકો પર નજર નાખે છે

તે બહુ ઝડપથી પુસ્તકો વાંચી શકે છે તે કહે છે કે 'હું નજર નાખીને આખા પાનામાં શું લખાણ છે તે સમજી લઉં છું, પણ સારા લેખકોના પુસ્તકોમાં તેમ કરતો નથી જો હું તેમ કરી શકું તો તેનો અર્થ એ કે લેખક મારું ધ્યાન ખેંચી શકતો નથી.

આ બધાની શરૂઆત વેસ્ટફીલ્ડમાં ૧૯૨૯માં થઇ ગોર્ડનનો જન્મ ૧૯૦૨ માં પેટરસન (ન્યુજર્સી) માં થયો હતો નાનપણથીજ તે વેસ્ટફીલ્ડમાં રહેતો હતો હાઈસ્કુલના ત્રીજા અભ્યાસ પછી તે છોડી દઇ તેણે વોલસ્ટ્રીટમાં જુદાજુદા પ્રકારની નોકરી કરી ૧૯૨૬માં તેણે વેસ્ટફીલ્ડમાં પુસ્તકોની નાની સરખી દુકાન ઉઘાડી કેમકે તેને લાગ્યું કે આ ધંધો સરસ તથા આનંદપ્રદ હતો તેમાં ફક્ત એકજ ખાત્રી હતી કે તેમાં કોઇ હુશિયાર માણસો નહોતા.

૧૯૨૯ની મંદીની શરૂઆત પહેલાં થોડા મહિનાઓ પહેલાં તેણે તેની દુકાન વેચી નાખી દુકાન વેચી નાખવામાં તેનો હેતુ પોતાની કલ્પનાને વેગ આપવાનો હતો વચ્ચેના માણસ તરીકેના તેના દુકાન અનુભવથી તેને ખાતરી થઇ ગઈ હતી કે પોતાને સજીવન રાખનાર ફરતાં પુસ્તકાલયો ધંધાની શાખા પ્રકાશકો અવગણના કરી રહ્યા હતા

પોતે આ પ્રકારની સેવાની શરૂઆત કરી ત્યાર પહેલાં નાની દુકાનોના તથા પુસ્તકો ભાડે આપનાર પુસ્તકાલયોના માલિકોને કયાં પુસ્તકોની માગ થશે તે વિષે થોડી ખાતરીલાયક સૂચનાઓ મળી હતી પરિણામે પૂરેપૂરા થતા પુસ્તકોની હમેશાં તંગી રહેતી હતી પુસ્તકોની લોકપ્રિયતાનું મૂલ્યાંકન કરવાની પોતાની દરખાસ્ત લઇને ગોર્ડન 'અમેરિકન ન્યુસ' પાસે ગયો. તેને થોડા વખત માટે પ્રયત્ન કરવાનું કહેવામાં આવ્યું.

પોતાની પત્રિકાના પહેલા અંકમાં તેણે કેટલાંક પુસ્તકોને રદ્દી ગણાવ્યા પછી તે તેના પ્રત્યાઘાતની રાહ જોવા લાગ્યો કંઇ બન્યું નહિ, કોઇપણ પ્રકાશકે ધમાલ કરી નહિ. તેઓ જાણતા હતા કે તેની ટીકા પ્રમાણિક છે અને તે માટે તેઓ તેને માન આપતા હતા

પુસ્તકના ધંધામાં પડેલ દરેક વ્યક્તિ ગોર્ડનને ઓળખે છે, પણ બહુ જ થોડા તેને રૂબરૂ મળ્યા છે જ્યારે પત્રિકા છાપ માનામાં આપવાની હોય તે ત્રણ દિવસ તે ન્યુયોર્કમાં રહે છે તે સિવાય તે તેનું બધું કામ વેસ્ટફીલ્ડના સાદા ઘરમાં ઉપરના ઓરડામાં કરે છે તે ત્યાં તેની પત્ની તથા બે બાળકો સાથે રહે છે, ત્યાં તે શાંતિથી પુસ્તકાલય માટે પુસ્તકો ભેગાં કરી રહેલ છે કોઇ દિવસે તે ફરીથી વાંચવાની આશા સેવે છે *

—છોટાલાલ માનસિંગ કામદાર

---
* સ્ટેન્લિ ફ્રેંકના લેખ પરથી

## અગ્નિ એશિયાની કવિતા

અગ્નિ એશિયાના 'ઇન્ડોનેશિયાની કવિતા' નો એકસગ્રહ The Flaming Earth (" ધીખતી ધરા ") નામથી કરાચીની " ફ્રેન્ડસ ઓફ ઇન્ડોનેશિયન રિપબ્લિક સોસાયટી " તરફથી પ્રગટ થયો છે શ્રી અહમદ અલીએ એનુ સપાદન કયુ છે

## બંગાળી સાહિત્ય

બગાળી સાહિત્યનો અગ્રેજીમાં પરિચય આપતાં પુસ્તકો ઠીક ઠીક બહાર પડ્યાં છે એમાં તાજેતરમા પ્રગટ થયેલુ શ્રી જે સી ઘોષ લિખિત " Bengali Literature " (" બગાળી સાહિત્ય ") અગત્યનો ઉમેરો કરે છે

## પદવીદાન સમારભનાં પ્રવચનો

ગવર્નર-જનરલ નામદાર શ્રી. ચક્રવર્તી રાજાજીએ ભિન્નભિન્ન વિશ્વવિદ્યાલયોની ઇ. સ ૧૯૩૭ થી માંડીને ઇ સ ૧૯૪૮ સુધીના, પદવીદાન સમારભ વેળાએ જે પ્રવચનો આપ્યા હતાં તેનો સગ્રહ સુપ્રસિદ્ધ પ્રકાશન સસ્થા ' હિન્દ કિતાબ્સ ' તરફથી " University Adresses " (" પદવીદાન સમારભના પ્રવચનો ") નામે પ્રગટ થવાનો છે. આમાંથી નામદાર રાજાજીના શિક્ષણવિષયક, સામાજિક તથા રાજકીય વિચારો વાચકને જાણવા મળશે.

## દ્યૂત-કાનૂન

હિંદુસ્તાનમા જુગારના જે કાયદાઓ પ્રવર્તે છે તેમને વ્યવસ્થિત કરતુ, ને એ કાયદાઓની છણાવટ કરતુ એક પુસ્તક અગ્રેજીમા " Gambling Acts of India " (" હિંદના દ્યૂત-કાનૂન ") નામે તાજેતરમાં અમદાવાદની કાયદાના પુસ્તકો પ્રગટ કરનારી પ્રકાશક સસ્થા " ચદ્રકાન્ત સી ચોકસી " તરફથી પ્રગટ થયુ છે ૧૩૩ પૃષ્ઠના આ પુસ્તકના લેખક શ્રી પી બી. રાજુ છે પુસ્તકમા ઠીક ઠીક મુદ્રણભૂલો રહી જવા પામી છે.

## અસ્તિત્વનુ તત્ત્વજ્ઞાન

અસ્તિત્વનુ-જીવનનુ-રહસ્ય નિરૂપતા ચાર નિબંધોના સંગ્રહનું એક પુસ્તક The Philosophy of Existence (" અસ્તિત્વનુ તત્ત્વજ્ઞાન ") પ્રગટ થયુ છે ગેબ્રિયલ માર્સેલ નામના તત્ત્વચિતક ને લેખકે પ્રસ્તુત પુસ્તક લખ્યુ છે

## આચાર્ય કૃપલાણી

આચાર્ય કૃપલાણી રાજ્યનીતિજ્ઞ, પ્રાધ્યાપક ઉપરાંત રાજનીતિશાસ્ત્રના સારા લેખક પણ છે એમના લખેલાં બે પુસ્તકો તાજેતરમાં પ્રસિદ્ધિ પામ્યા છે (૧) The Future of Congress (" કોંગ્રેસનુ ભાવિ ") ને (૨) Fateful year (" ભાગ્યશાળી વર્ષ ") પ્રથમ પુસ્તક તેત્રીસ પાનાની પુસ્તિકાના રૂપમાં છે, જ્યારે બીજું દોઢસો પાનાનુ પુસ્તક છે

## કવિવર રવીન્દ્રનાથ ઠાકુર

કવિવર રવીન્દ્રનાથ ઠાકુર વિષે જાણીતા અંગ્રેજ લેખક એડવર્ડ થોમ્સને એક દળદાર પુસ્તક તાજેતરમાં લખ્યું છે પ્રસ્તુત પુસ્તક 'ઑક્સફર્ડ યુનિવર્સિટી પ્રેસ (મુંબઈ)' તરફથી રૂપિયા દશના મૂલ્યે પ્રગટ થયું છે

## એક રાજ્યનીતિજ્ઞનાં દૃષ્ટાંતો ને સુવચનોનો સંગ્રહ

વિશાળ વાચન ધરાવતા એક રાજ્યનીતિજ્ઞને સાહિત્યમાંથી સાંપડેલાં દૃષ્ટાંતો તથા મહાપુરુષોનાં સુવચનોનો એક સંગ્રહ ઇતરજનો માટે એક સુવાચ્ય પુસ્તક બની રહે એ બિલકુલ બનવા યોગ્ય વસ્તુ છે અન્નામલાઇ વિશ્વવિદ્યાલયના ઉપકુલપતિ શ્રી એમ રુથન સ્વામી આવા એક વિશાળ વાચન ધરાવતા સાહિત્યક જીવ છે એમણે એમના વિશાળ વાચનમાંથી જડેલાં દૃષ્ટાંતો તથા મહાન પુરુષોનાં સુવચનોનો એક સંગ્રહ The Statesman's Handbook of Ancedotes and Sayings ('એક રાજનીતિજ્ઞના દૃષ્ટાંતો ને સુવચનોનો સંગ્રહ") નામે, તાજેતરમાં પ્રગટ કરાવ્યો છે

## ભારતવર્ષની સ્વાધીનતાનો ઇતિહાસ

ભારતવર્ષની સ્વાધીનતાનો ઇતિહાસ આલેખતું એક ઉપયોગી પુસ્તક બંગાળીમાં પ્રગટ થયું છે એ પુસ્તકનું નામ છે "ભારતવર્ષેર સ્વાધીનતાએ બન્ન અન્યન્ય પ્રસંગ' ('ભારતવર્ષની સ્વાધીનતા અને અન્ય વિષયો") પ્રસ્તુત પુસ્તકમાં ૧૯ મી સદીનાં પાછલા સિત્તેર વર્ષમાં જે સળગતા પ્રશ્નોએ લોકોના માનસને સ્વાધીનતાના પ્રશ્ન પ્રતિ પ્રયાણ કરવા ખળભળાવી મૂક્યું હતું તેનો ઇતિહાસ છે આ પુસ્તકના લેખક શ્રી યોગેશચંદ્ર બાગલે આ વિષયમાં પોતાની કીર્તિ ઘણાં વર્ષોથી જમાવેલી છે. શ્રી. બાગલે આ અગાઉ આજ વિષય પર એક બીજું પુસ્ત પણ બંગાળીમાં લખ્યું છે હિન્દની સ્વાધીનતાને લગતા એ પુસ્તનું નામ છે "મુક્તિર સાધને ભારત"

## શ્રી. ગણેશ વાસુદેવ માવલંકરની રોજનિશી

આપણા મહારાષ્ટ્રીય બંધુ ને હિંદી ધારાસભા (મધ્યસ્થ) ના અધ્યક્ષ શ્રી ગણેશ વાસુદેવ માવલંકરે પોતાની દૈનંદિની લખી છે એ દૈનંદિની મરાઠીમાં તેમ જ અંગ્રેજીમાં 'કાહી પાવલે" ("Some Foot Prints" ("કેટલાંક પગલાં") નામે પ્રગટ થવા માંડી છે પ્રસ્તુત રોજનિશીનો પ્રથમ ભાગ પ્રગટ થઈ ગયો છે આ "કાહી પાવલે" ના થોડાક પૃષ્ઠો આપણાં ગૂજરાતી સામયિકોમાં શ્રી માવલંકરના સુપુત્ર દ્વારા અનૂદિત થઇ પ્રકાશિત થવા પામ્યાં હતાં

## ગુજરાતી સાહિત્યનું અવનવું

ગૂજરાતી સાહિત્યમાં નવાં પ્રગટ થયેલા પુસ્તકોમાં ઈશ્વર પેટલીકર ને પન્નાલાલ પટેલના (અનુક્રમે) "પારસમણિ" ને "સાચા શમણાં", પીતાંબર પટેલની નવલકથા "ઘરનો મોભ" બંગીય નવલકથા લેખિકા પ્રભાવતીદેવી સરસ્વતીની નવલકથા "આંધી", સુગમૂર્તિ અરબી સાહિત્યકાર ખલીલ જિબ્રાનની કૃતિઓ (૧) "રખડતા રામ," (૨) "પાગલ" (૩) "ભિક્ષુક" ને (૪) "જિબ્રાનનો નાદ" નો સમાવેશ થયા છે.

—"શિવમ્ સુન્દરમ્"

# સમાજ-ઘડતરમાં પુસ્તકાલયનું સ્થાન*

અનુષ્ટુપ છંદ

ગરવિ જે વિભૂતિઓ તેહના દર્શન થતાં,
રમમાધુર્યના સ્રોત, વહેતા નિત્ય જે સ્થળે
જેહનુ સ્થાન ઊંચુ ને ઘડતુ જે સમાજને, |
એવા પુસ્તકાલયની, કરીએ દેવી વાતને

સમાજમાં પુસ્તકાલયનું સ્થાન સર્વોચ્ચ છે પુસ્તકાલય સિવાયનો સમાજ સસ્કાર-બળમા પછાત રહે છે પુસ્તકાલય મનુષ્યમા સાત્વિકતા પ્રેરે છે પુસ્તકાલય નીરસમા રસ પૂરે છે, પુસ્તકાલય મુડદામાં પ્રાણ પૂરે છે, પુસ્તકાલય જીવનમા મધુરતા ભરે છે, પુસ્તકાલય મૃત્યુલોકમા અમૃત છાંટણા છાંટે છે

પુસ્તકાલય એટલે સરસ્વતીનુ મંદિર.
પુસ્તકાલય એટલે મેવાની સંસ્થા.
પુસ્તકાલય એટલે જ્ઞાનની પરબ
પુસ્તકાલય એટલે દેવત્વનો સચાર કરનાર જડીબુટ્ટી
પુસ્તકાલય એટલે જીવનનો સાચો આનંદ
પુસ્તકાલય એટલે સમાજને ઉજમાળો રાખતુ તેજસ્વી, રસઝરણુ
પુસ્તકાલય એટલે મસારસાગરમાંથી પરમપદે પહોંચાડનારી અમોલી નૌકા

પણ એટલુ બધુ પુસ્તકાલયમા શુ છે કે તેને આટલાં બધા વિશેષણો આપવા પડે ?
ચાલો ત્યારે હવે આપણે પુસ્તકાલયના આંગણામાં અને પછી ગર્ભદ્વારમાં પ્રવેશ કરીએ

પુસ્તકાલય એટલે શુ ? એમા શુ શુ હોય છે ? પુસ્તકાલય શબ્દ જ એનો અર્થ સ્પષ્ટ કરે છે પુસ્તક + આલય = પુસ્તકને રાખવાનુ સ્થાન તે પુસ્તકાલય પુસ્તકાલયમાં હજારો પુસ્તકો-ગ્રથો હોય છે મહાન પુરુષો અને વિભૂતિઓની પ્રતિમાઓને એમા સ્થાન છે દેશ-વિદેશના વિવિધતાભર્યા નકશાઓ, સુવાક્યોના આલેખનો ને એવુ ઘણુ બધુ પુસ્તકાલયમાં હોય છે.

માનવીનુ જીવન ટૂંકુ છે, ક્ષણિક ને ક્ષણભગુર છે, કોઈ અમર નથી સાધુ, સતો, ઋષિ-મુનિઓ, મહાપુરુષો, નેતાઓ, સાધ્વીઓ, સતીઓ, આચાર્યો, વિદ્વાનો, પંડિતો, સમાજસુધારકો, ભક્તો, કવિઓ અને કોવિદો આ બધાંની સાથે મેળાપ કરવો એ અત્યારના ધમાલના ને ખૂબ જ કામકાજના સમયમા કઠિન છે. એવી વ્યક્તિઓ ડગને ને પગલે શોધવી ને મળી આવવી પણ કઠિન છે. છતાય એમનો ભેટો થઈ શકે, તેમની સાથે વાતચીતો થઈ શકે ને મન-વિસામો કરી શકાય તેવા રસસ્થાન ને પ્રેરણાસ્થાનોની રચના પણ સમાજે કરેલી છે એનાં સ્થાનોની મુલાકાત ટૂંક સમયમા પણ લઈ શકાય અને જીવન-ભાથુ ભરી શકાય એવી ગોઠવણો પ્રત્યેક સ્થળે હોવી જોઈએ, ન હોય તો થવી જોઈએ, અને એની નિયમિત મુલાકાત પ્રત્યેક માનવીએ લેવી જોઈએ એ સ્થાન તે પુસ્તકાલય

---

* કપડવણજના સા પુ ના રજતમહોત્સવ પ્રસગે મગાવેલા નિબધોમા ઇનામ પામેલો નિબધ

મહાત્મા તુલસીદાસજીએ ઠીક જ કહ્યું છે, કે—

"એક ઘડી આધી ઘડી, આધીમે પુની આધ,
તુલસી સંગત સંત કી, કટે કોટિ અપરાધ."

સંતપુરુષની જરા વારને માટેની થએલી સંગત માનવીના જીવનમાં અવનવો પલટો આણે છે અને ઉપર જોઈ ગયા તે પ્રમાણે પુસ્તકાલયમાં તો એવા અનેક સંત, સાધુઓ, જ્ઞાનીઓ, પંડિતો, દ્રષ્ટાઓ, મહાત્માઓ, આચાર્યો, ધર્મોપદેશકો, વિદ્વાનો વગેરેના સંપર્કમાં આવી શકાય છે.

પૃથ્વીની હયાતીને હજારો વર્ષો વીત્યા. એ હજારો વર્ષોમાં કંઈ કંઈ ઉથલપાથલો થઈ ગઈ કંઈ કંઈ માનવીઓ આવ્યા ને ગયા કંઈ કંઈ માનવીઓ કંઈ કંઈ અવનવા લખાણો લખી ગયા. સ્વયસ્ફુરિત જ્ઞાનગ્રંથો–વેદોનો અમોલો વારસો મૂકી ગયા તેમના સ્થૂલ શરીરોનાં તો નામનિશાન નથી રહ્યાં, પણ પુસ્તકાલયોમાં તેમની અમોલી જ્ઞાન–પ્રસાદીના અલભ્ય સંગ્રહો આપણે જોઈ શકીએ છીએ, વાચી શકીએ છીએ, વિચારી શકીએ છીએ અને આચારમાં મૂકીને જીવનનું સાર્થક્ય કરી શકીએ છીએ

એ હજારો ગત વર્ષોમાં થએલી દૈવી વિભૂતિઓને આપણે સર્વ પુસ્તકાલયમાં ટૂંક સમયમાં જ મળી શકીએ છીએ ને તેમના આદર્શનો ધડો લઈને આચારમાં મૂકી શકીએ છીએ

આમ પુસ્તકાલયમાં દૈવી વિભૂતિઓનો, તેમના લખાણો, કાવ્યો, ઉપદેશો, સૂત્રો, સૂચનો, ચરિત્રો, ગાથાઓ વગેરે દ્વારા વાસ છે આવી અલભ્ય વિભૂતિઓની સાથે પુસ્તકાલય સંપર્ક સધાવી શકે છે કોઈ મહાપુરુષનો સહેજ ઉપદેશ આપણા જીવનને ઉન્નત કરે છે ને સમાજને ઉન્નતિને શિખરે પહોંચાડવામાં મદદરૂપ થાય છે, તેવા મહાપુરુષનો આપણે જેટલો આભાર માનીએ તેટલો ઓછો છે, એવું આપણને થઈ જાય છે, જ્યારે પુસ્તકાલય તો આપણને એવા હજારો વર્ષ ઉપર થઈ ગએલા સેંકડો મહાપુરુષો અને દૈવી વિભૂતિઓનો ટૂંકા વખતમાં લભ્ય સમાગમ કરાવી આપે છે એવાં પુસ્તકાલયોનો તો આપણે જેટલો આભાર માનીએ તેટલો ઓછો છે

આપણા સમાજનો દિવસે દિવસે અધઃપાત થતો જાય છે દુનિયામાંની એની હાય–વરાળ ઘટતી નથી "પૈસો મારો પરમેશ્વર" એની જ આરાધના ને એની જ ઝંખનામાં માનવી રચ્યો–પચ્યો રહેતો થયો છે, કાળા બજારોના કાળા કામો કરીને સમાજનો દ્વેષ વહોરી રહ્યો છે. કેટલાયનાં અંતરની હાયનો એ સમાજ ભોગ બનતો જાય છે કર્તવ્યનું ભાન ભૂલ્યો છે પોતાનો બોજો બીજાને શિરે નાખતો થયો છે અને એવા એકબીજાના બોજાનો પણ હવે અવધિ નથી રહ્યો

આવા સંક્રાન્તિકાળમાં સમાજનું માનસ–ઘડતર નવેસરથી કરવાની ખાસ જરૂર છે પાપ અને પુણ્યની વ્યાખ્યાઓના ઊંડાણમાં ઊતરવાની આવશ્યકતા છે દાનના ઝરણાંને આવાં સમાજ–ઘડતરનાં સાચે સ્થાને વહેવડાવવાની જરૂર છે ગરીબને, દરિદ્રીને એક દિવસ રોટલો આપીને તેને ગરીબનો ગરીબ રાખવામાં આપણે દાન કર્યું, પુણ્ય કર્યું એમ માનીએ છીએ,

પણ ના, તે ખરુ દાન, ખરુ પુણ્ય નથી તે ગરીબ ન બને એવુ ભાથુ આપો, એવો ઉદ્યોગ આપો, એવી અમોઘ ચાવી આપો, એવુ જ્ઞાન-સુધા-રસનુ પાન કરાવો કે તે બીજે દિવસે ગરીબ ન રહે તેને તેના સાચા કર્તવ્યનુ ભાન કરાવો ને તેનો માર્ગ સ ળ થાય તેમ કરો

આધુનિક સમયનુ આવુ ઉપયોગી કાર્ય પુસ્તકાલયો સિવાય નથી બની શકવાનુ પુસ્તકાલયોને દાનથી પોષો, દાનનાં ઝરણાને તેમા બહોળા પ્રમાણમાં વહાવો એ દાનનુ ઝરણ સુકાઈ ન જાય તેની કાળજી રાખો શુદ્ધ સાત્ત્વિક ભાવનાઓથી ભરેલાં પુસ્તકો, ઉન્નત-ચરિત્ર ગ્રન્થો જીવનને સ્પર્શતા સૂચન તેમ બોધવચનો, ઔદ્યોગિક ગ્રથો વગેરેને સુદરમાં સુદર અને આકર્ષક રીતે પુસ્તકાલયોમા વસાવો તેની યોગ્ય જાહેરાતો કરો તેને અગેના સમારભોનાં યોજનો કરીને સમાજને તેમાં રસ લેતો કરી, તેનાં સસ્કારનાં બીજ પ્રત્યેક માનવીમાં પડે તેને માટેના ખૂબ ખૂબ પ્રયત્નો થવાની જરૂર છે આવાં પુસ્તકો તરફ સમાજની જેટલી વિશેષ પ્રમાણમા અભિરુચિ કેળવાશે તેટલો સમાજ જરૂર ઉન્નત થશે

પથ્થર ઉપર માટીના ઘડાનો રોજનો ઘસારો થવાથી એ પથ્થરને પણ અસર થાય છે, પથ્થરમાં પણ ખાડો પડે છે, કારણકે ઘડાનો ઘસારો રોજનો છે ઘડો પોતે પથ્થર કરતા કુમળો છે, કાચો છે, જડ છે, છતા તેના ઘસારાની અસર કઠણ પથ્થર ઉપર થાય છે સમાજનુ પણ આવુ જ છે સમાજ એક વ્યક્તિનો નથી સમાજ બહોળો છે વિવિધ વ્યક્તિઓને એમા સ્થાન છે વિવિધ અનુભવો, વિવિધ વિચારો, અને ભિન્નભિન્ન વિવિધતાઓથી એ ભરેલો છે તેમાં સવાદ જામે તો જ એ સમાજનું સગીત સુરમ્ય લાગે અને તેવો સવાદ જમાવીને તેમાંથી સગીત ઉત્પન્ન કરાવવાનું કાર્ય પુસ્તકાલયોનુ છે સારાં પુસ્તકાલયોમાં સમાજ જેટલો રસ લેશે, સમાજ પુસ્તકોના સદ્વાચનનો જેટલો વધારે ઉપયોગ કરશે, જેટલુ વધારે એ વાચનને વિચારશે અને આચારમા મૂકશે તેટલો જ સમાજ આગળ ધપશે

આગળ ધપેલો સમાજ શુ ન કરી શકે ? એ સમાજ પોતાને અને તેની આજુબાજુના સર્વને આશીર્વાદરૂપ નીવડે તેની ચારે બાજુનુ વાતાવરણ સુદર, મઘમઘતુ અને દૈવી બનાવી મૂકે આવા આદર્શ પુસ્તકાલયોના સેવનથી ઘડતરને પામેલો સમાજ તેની સુમધુર સૌરભ સર્વત્ર ફેલાવે કલુષિત વાતાવરણોને તે દરિયાપારના પાણીએ કાઢી મૂકે સમાજમાના વેર ઝેરને તે બાળીને ભસ્મ કરી દે સાત્ત્વિકતા અને ચારિત્ર્યરૂપી નવીન પાંખો આપે, અને આવી નવીન પાંખોવાળા સમાજનુ ઉડ્ડયન કઈક ઓર જ હોય, અમોલુ હોય, દૈવી હોય

પુસ્તકાલય તો જ્ઞાન-પરબ છે ઉનાળામા વડલાની છાંયામાની પરબ તરસ્યાની તરસ છીપાવે છે ને તેને ક્ષણિક શાન્તિ આપે છે, પણ આ જ્ઞાન-પરબ ( પુસ્તકાલય ) તો માનવીની આન્તરિક તૃષા છીપાવે છે જીવનભરના ઉપયોગી ભાથા તેને પુસ્તકાલય બધાવે છે જીવનનુ સાચુ સગીત અને સહકાર પુસ્તકાલય બને છે

કેળવણીના અભાવને લીધે આપણે આપણી સસ્કૃતિને ભૂલવા મડ્યા પશ્ચિમની સસ્કૃતિના અધ અનુકરણમા સપડાવા લાગ્યા, અને દુનિયાની ખોટી રોનકમાં રાચવાને લીધે આપણે આપણુ જીવન-ઘડતર પાગળુ કરી નાખ્યુ પશ્ચિમના જડવાદે આપણને ખોટા તર્કવાદના વમળમાં નાખીને આપણા સાદા ને શાન્તિમય જીવનને ધમાલિયા કરી નાખ્યા ભારતવર્ષ તેના તત્ત્વવાદ–અધ્યાત્મવાદ–ને ભૂલ્યો ને શતધારે અધપાત સેવતો રહ્યો એ સામાજિક અધપાતને પુસ્તકાલયનુ સાત્ત્વિક અને આધ્યાત્મિક તત્ત્વથી ભરેલુ સાહિત્યવાચન જરૂર સ્પર્શશે અને તેના ઘડતરમા સફળ સાથ આપશે

સા ! મીઠા કૂવાનું પાણી હોય છતાં ય આપણે તેને ગળણા વડે ગાળીએ છીએ, અને પછીથી તે પાણીને પીવાના કામમા લઇએ છીએ કોગેર જેવા રોગો ચાલતા 'હોય ત્યારે તો એ કૂવાનાં પાણીને ઉકાળીને પછી તેને ઉપયોગમા લઈએ છીએ એવુ જ આ પુસ્તકાલયોનુ પણ છે, જ્ઞાન–પરખનુ છે. કારણકે પુસ્તકો લખનારા તો અત્યારના જમાનામાં ખૂબ જ વધી ગયા છે ઢગલાબધ પુસ્તકો પ્રકટ થાય છે, તેવે વખતે સમાજના ઘડતરને ઉપયોગી થાય તેવા પુસ્તકોની ખાસ આવશ્યકતા છે તેવી ગળણી પુસ્તકો ઉપર મૂકવાની જરૂર છે. રોપી રે ગો પેદા કરે તેવા જતુઓ દૂર કરવાને માટે પાણીને ઉકાળવાની જરૂર છે, તે જ પ્રમાણે સમાજમાં સડો, બદી વગેરે ફેલાવે તેવાં તત્ત્વોવાળા પુસ્તકોને પણ દૂર કરવાની જરૂર છે વાર્તા, નવલકથા, ચરિત્ર, પ્રવાસવર્ણનો, કાવ્યો, જાસુસી વાર્તાઓ, ધર્મગ્રંથો વગેરે વિવિધ વિષયોનાં પુસ્તકો પુસ્તકાલયમાં હોય છે સમાજનો સામાન્ય થર શૃંગારિક વાર્તાઓ કે જાસુસી વાર્તાઓ જેમાંની કેટલીક ઝેરી છે, ઉન્માદને વધારનારી છે, જીવનઘડતરમાં જરૂરી નથી પણ ઘડતરને જે પાછળ પાડનારી છે, તેનો વધારે પડતો ઉપયોગ કરે છે તેવા પુસ્તકોનો ઉપયોગ ઓછો થાય ને તેને બદલે ચરિત્રો અને ધાર્મિક ગ્રન્થો બહોળા પ્રમાણમાં વંચાતા થાય તેવી રચના–યોજના કરવાની ખાસ આવશ્યકતા છે આવા સ્વચ્છ વાચનથી જ ( સ્વચ્છ પાણીની પેઠે ) સમાજનુ માનસ–આરોગ્ય સુધરશે અને એ સુધરતા સમાજ ખૂબ જ આગળ ધપશે એમ કરતા તેને અંતરજ્ઞાન થશે, સાચો સત્–ચિત્ આનંદ વધશે અને જીવનનિર્મળી– ભંડાતા માનવસમુદાય દેર બનતાં-સંસારમાં સ્વર્ગના સુખોનો સુદર પ્રવાહ રેલાવશે

—ઉમિયાશંકર ઠાકર

## વડોદરા રાજ્યનું સાર્વજનિક પુસ્તકાલય

સાર્વજનિક પુસ્તકાલયના ખર્ચમા લોકો, સરકાર તથા પ્રાંત પંચાયત સરખે હિસ્સે ફાળો આપે છે પુસ્તકાલયના ચાલુ નિયમોને અનુસરીને, ગામનો હરકોઇ ગૃહસ્થ, પુસ્તકાલયનો ઉપયોગ મફત કરી શકે છે ફકત પુસ્તકોને વાંચવા લઇ જવા માટે પુસ્તકાલયના કોઈ સભાસદની જામીનગીરી આપવી પડે છે. પુસ્તકાલયનાં પુસ્તકો ઘણી જ કાળજીપૂર્વક પસંદ કરવામા આવે છે, અને વાચકોની અભિરુચિ પોષવાને બનતો પ્રયાસ કરવામાં આવે છે હરકોઇ મનુષ્ય સહેલાઇથી પોતાને મનગમતુ પુસ્તક પસંદ કરી શકે છે. જેઓ પુસ્તકાલયના નિયમો પ્રમાણે વર્તવા બંધાય છે અને જેઓ સભાસદ વા વાચક તરીકે નોંધાય છે તેમને પુસ્તકો ઘેર વાચવા લઇ જવા દેવામાં આવે છે

તમારા વાચનાલયમા તાજા પત્રો અને માસિકો આવે છે. તેનો ઉપયોગ કરવાની દરેકને છૂટ છે. વાચનાલયમાં જાઓ અને તેનો છૂટથી ઉપયોગ કરો એક કલાક ગાળવા માટે તે જગ્યા ખુશનુમા અને ફળદાયી છે

તમારા પુસ્તકાલયમાના પુસ્તકોની યાદી માગણી કરવાથી મળી શકશે તેમાંથી તમને મનગમતુ પુસ્તક પસંદ કરો અને જ્ઞાન મેળવી સુખી થાઓ.

પુસ્તકાલય તો માણસમાત્રનુ વિશ્વવિદ્યાલય બની શકે ઘણાને તો તે વિશેષ કમાવવાની શક્તિ આપનાર થઇ શકે. વાચકોએ પોતાની જરૂરીઆતો પુસ્તકાલયને જણાવવી જોઇએ ગામનો દરેક વતની વાચક થવાને યોગ્ય છે

# કાશ્મીરની સાહિત્યિક પરંપરા

ગત શતકોએ કાશ્મીરવાસીઓને સમૃદ્ધ સાહિત્યનો વારસો આપ્યો છે સાહિત્ય અને સંસ્કારની એ મહાપરંપરા કાશ્મીરના ઇતિહાસમા જુદા જુદા કાળમાં વિકસેલી સાહિત્ય-સંસ્કાર–વિષયક પ્રવૃત્તિઓના પરિપાકરૂપ છે હિન્દુ શાસનકાળના પૂર્વભાગમાં સંસ્કૃતની અભિવૃદ્ધિ થઈ હતી ત્યાર પછી ફારસીની અને પછીથી કેટલેક સમયે અફઘાન અને શીખ કાળ દરમ્યાન ઉર્દૂની અભિવૃદ્ધિ થઈ મુસ્લિમોના અને મુગલોના શાસનકાળ દરમ્યાન ફારસી ભાષા દરબારી ભાષા અને વિશેષ સરકારી માણસોની ભાષા બની. આ ભાષા પોતાની કાળ-મર્યાદા વટાવીને પણ શીખકાળના પૂર્વભાગમાં ટકી રહી. અને શીખ કાળમાં જ ક્રમશ ઉર્દૂએ તેનુ સ્થાન લીધુ. અત્યારે તો મહદ્ અંશે ઉર્દૂનો પ્રચાર છે, પણ વહીવટનાં ઉચ્ચતર વર્તુલોમાં અધિકૃત ભાષા અંગ્રેજી છે

લોકોની ભાષા કાશ્મીરી અસલ તો શારદ લિપિમા લખાતી હતી, પણ હવે તે લિપિ લુપ્તપ્રાય બની છે છેલ્લા ઘણા વખતથી કાશ્મીરી ભાષા ફારસી લિપિમાં લખાય છે હમણા કેટલોક વખત થયાં લોકોમાં આ ભાષા પ્રત્યે રસવૃત્તિ જાગી છે અને વૈજ્ઞાનિક રીતે તેનો વિકાસ કરવાના પ્રયાસો થવા માડ્યા છે

## સંસ્કૃતવિદ્યાનું ધામ

હિન્દુ શાસનકાળના પૂર્વભાગમા વૃદ્ધિંગત થયેલુ શિષ્ટ સંસ્કૃત સાહિત્ય તો સમસ્ત હિન્દનો સમાન સાંસ્કૃતિક વારસો બન્યુ છે કાશ્મીર ઘણા સમય સુધી વિદ્યાનુ ધામ હતુ અને કાશ્મીરની ખીણમા અનેકવિધ પ્રબળ સામાજિક અને સાહિત્યવિષયક પ્રવૃત્તિઓ હિન્દના બાકીના ભાગોમા પ્રસરીને અટકી નહિ પણ હિન્દની સીમા વટાવીને તિબેટમા અને આસપાસના બીજા દેશોમા પણ ફરી વળી બૌદ્ધ ચિન્તન અને તત્ત્વજ્ઞાનનો ઉત્તરકાલીન વિસ્તાર અને વિકાસ થયો તે પણ કાશ્મીરમા જ તિબેટમા અત્યારે જે તાન્ત્રિક વિધિઓ ચાલે છે તે પણ તિબેટને કાશ્મીરની ખીણ મારફત મળેલી હિન્દ તરફની ભેટ જ છે. કાશ્મીરમાં શૈવ તત્ત્વચિન્તનને પણ સારો વેગ મળ્યો

દુર્ભાગ્યે આ પ્રાચીન સાહિત્યમાંથી ઘણુખરૂ નષ્ટ થઈ ગયુ છે આ કાળની સાહિત્ય અને સંસ્કારવિષયક પ્રવૃત્તિઓનો સળંગ ઇતિહાસ તૈયાર કરવાનુ આપણે માટે કદાચ શક્ય ન હોય, પણ કાશ્મીર ઘણા વખત સુધી પ્રાચીન હિન્દના સંસ્કારવિષયક વિચારપ્રવાહના પ્રસારક્ષેત્ર તરીકે રહ્યુ હતુ એ વાત સત્ય છે આપણી પાસે કાશ્મીરનો એક મહાગ્રંથ જળવાઈ રહ્યો છે. સાહિત્યકારની પ્રતિભાના એક ઉત્તમ દૃષ્ટાંત તરીકે પરંપરા દ્વારા એ ગ્રન્થ આપણને પ્રાપ્ત થયો છે એ ગ્રન્થ કલ્હણની રાજતરંગિણી (રાજાઓની નદી) છે. એ સમયના મળી આવેલા ઐતિહાસિક લખાણોમાં સૌથી મહાન ઇતિહાસ-ગ્રંથ આ છે.

## કાશ્મીરી ભાષાનુ મૂળ

હવે મુસ્લિમ કાળ પર આવતાં આપણને પ્રતીતિ થશે કે બાદશાહ ઝઈન-ઉલ-આબિદિન

( ૧૪૨૦–૧૪૭૦ ) નો ઉલ્લેખ કર્યા વિના કાશ્મીરના સાહિત્યનો ઇતિહાસ અપૂર્ણ જ ગણાય, કારણ કે એણે પોતાના રાજ્યમાં ધાર્મિક અને રાજકીય શાંતિ સ્થાપી એટલું જ નહિ પણ સાહિત્યના પ્રદેશને પણ પોતાની ઉદારતાથી અંકિત કર્યો, મુસ્લિમ અને હિંદુ લેખકોને સમાન ઉત્તેજન આપ્યું ભાષાકીય ભેદભાવથી પર હોવાના તેણે સંસ્કૃતની પણ અભિવૃદ્ધિ કરી કાશ્મીરની લોકભાષાના સાહિત્યનું મંડાણ કરવાનો યશ પણ આ રાજાને છે એના વખતમા કાશ્મીરની લોકભાષા ઘણી સમૃદ્ધ બની એ જ સમયમાં શેખ નુરૂદિન અથવા "નંદઋષિ" નામના વિદ્વાને "ઋષિનામ" નામનો સૂક્તિઓ અને વચનામૃતોનો સંગ્રહ રચ્યો આ ગ્રંથ ધર્મ અને સાહિત્યની હિંદુ–મુસ્લિમ એકતાદર્શક પ્રવૃત્તિનું પ્રતીક બન્યો

## ફારસીની અસર

વિચાર અને સાહિત્યનું ઐક્ય સાધનાર બીજું સુપ્રસિદ્ધ નામ અકબરનું છે એના રાજ્યમા પ્રાજ્યભટે ૧૫૭૫ માં રાજતરંગિણીમાં પૂર્તિ કરી જો કે દરબારી ભાષા ફારસી હતી છતાં સંસ્કૃત સાહિત્યનું સ્થાન પણ માનભર્યું હતું

મુસ્લિમ અફઘાન અને શીખ શાસનકાળ દરમિયાન કાશ્મીરના સાહિત્યનો ઇતિહાસ મુખ્યત્વે ફારસી સાહિત્યનો ઇતિહાસ છે પણ પ્રાચીન સંસ્કૃત સાહિત્યની વિચારસરણીનું પ્રભુત્વ છેક જ જતું રહ્યું ન હતું. ૧૪ મા શતકની કવયિત્રી લાલ શુરીનું સાહિત્ય આ જ હકીકત દર્શાવે છે પોતાના વખતના ફારસી કાવ્યોની વિચારસરણી અને પ્રાચીન સંસ્કૃત સાહિત્યની પ્રણાલી વચ્ચેની કડી સરખું સ્થાન એ કવયિત્રીનું છે.

આ કાળના સાહિત્યનું બીજું વિશિષ્ટ લક્ષણ એ છે કે, મુસ્લિમો જ નહિ પણ, હિંદુઓએ પણ ફારસીનો અભ્યાસ કર્યો. દષ્ટાંત તરીકે અફઘાન કાળ દરમ્યાન મુન્શી ભવાનીદાસ કાચરૂએ ફારસી કાવ્યરચનામા નવીન શૈલી દાખલ કરી તથા રામ તુકી (ઇ. સ ૧૮૪૦) એ ફિરદોસીના શાહનામા જેવું જ ઉત્તમ જંગનામા લખ્યું ફારસી સાહિત્ય રચનાર બીજા હિન્દુઓમાં પંડિત ગણ્કોલ આર્ઝબેગી ( ઇ સ ૧૮૮૭ ) અને મહારાજા ગુલાબસિંગના સમયમાં અવસાન પામેલા પંડિતરાજ કાકધર "ફરૂખ" એ નામો ગણાવવા જેવાં છે.

## કાશ્મીરી કવિતા

કાશ્મીરી કવિતાઓએ વિચારના વાહન તરીકે ફારસી ભાષાનો ઉપયોગ કર્યો અને ફારસી પદબંધ પ્રમાણે કાવ્યો રચ્યાં, તેમજ ફારસી સાહિત્યમાંથી વૃત્તાંતો લીધા હતા. પણ બધાજ કવિઓના વિચારો અને સાહિત્ય પ્રકારમાં સહેલાઇથી જણાઇ આવે એવી મૌલિક એકતા જળવાઇ રહી હતી કવિ હિન્દુ હોય કે મુસ્લીમ હોય, પણ તે તદ્દેશીય ભૂતકાલીન પરંપરા અને પોતાની આસપાસની વસ્તુસ્થિતિથી નિર્લેપ રહી શકતો નહિ, આ કાળની કવિતામાં આપણે જોઇએ છીએ કે, કવિઓ પણ ખરું તદ્દેશીય પ્રજાકથાઓના વિષયને કાવ્યમાં વણી લે છે અથવા કવિસંપ્રદાયમાં માનીતાં બનેલાં પંખીઓ અને ફૂલોની પ્રશસ્તિના ગીતો રચે છે. આ રીતે પ્રેરણાનું મૂળ સમાન અને તદ્દેશીય છે

અને જ્યારે આપણે આધુનિક કાશ્મીરી ભાષાના સાહિત્યનો વિચાર કરીએ છીએ ત્યારે તેમા પણ સંસ્કાર અને સાહિત્યની એ જ એકતા દેખાય છે. ૧૩મા અથવા ૧૪ મા શતકમાં

# આપણી રાષ્ટ્રભાષા હિન્દુસ્તાની

એમ કહેવાની અત્યારે જરૂર નથી કે, હિન્દુસ્તાન ઉન્નતિના સોપાન ઉપર ચઢવા અને આગળ વધવા માગે છે તો, તેણે એક લોકભાષા બનાવવી પડશે એવી ભાષા જે બધાને ઉપયોગી હોય અને જેને મોઢામા લઇને આપણે કટકથી અટક અને કાશ્મીરથી કુમારી સુધી આવ-જા કરી શકીએ અને, જેને બોલીને આપણે હિન્દુસ્તાનની દરેક દુકાનમાથી પોતાની જરૂરનો ચીજ-વસ્તુ ખરીદી શકીએ અત્યાર સુધી તે કામ આપણે અંગ્રેજીથી લેતા હતા હવે, આપણે તે ઇજ્જતનુ આસન આપણા દેશની કોઇ ભાષાને દેવાનું છે આપણા નેતાઓએ ખૂબ વિચાર કરીને એવો ફેસલો કર્યો છે કે, હિન્દુસ્તાનની લોકભાષા હિન્દુસ્તાની હોવી જોઇએ જે હિન્દુસ્તાનના બીજા ભાગમા બોલાય છે, જેથી હિન્દુસ્તાનના ઘણા ઘણા લોકો સમજી શકે અને થોડામા થોડી મહેનતથી શીખી શકે છે

---

( સામેના પૃષ્ઠનું અનુસધાન)

લખાયલુ શિતિકઠનુ "મહાયનેય પ્રકાશ" આ ભાષાના સાહિત્યના જે પ્રાચીન નમુના મળી આવ્યા છે, તેમાં જૂનામાં જૂનુ છે

### મુખ્ય આધુનિક કવિઓ

આધુનિક કવિઓની ભાષામાં જેમ ફારસી શબ્દો તેમ સસ્કૃત તત્સમ અને તદ્ભવ શબ્દોની પણ મોટી સખ્યા જોવામા આવે છે જીવન્ત કવિઓમાં "મહજુર"ની કવિતા રાજકીય અને આર્થિક વિષયો પર રચવામાં આવી છે નૂતન કાશ્મીરની ભાવના વ્યક્ત કરનારા વિશિષ્ટ સાહિત્યકારોમા અબ્દુલ સતાર ગુજરી ( તખલ્લુસ "આસી" ) નો સમાવેશ થાય છે "આસી" જનતાના કવિ છે, અને વર્ગવિહીન સમાજ, આર્થિક અને સામાજિક શોષણનો અભાવ, હિન્દુ મુસ્લીમ ઐક, વગેરે માટે સાહિત્ય વિષયક લડત ચલાવે છે.

### કાશ્મીરના લોકગીતો

કાશ્મીરનાં લોકગીતો અને પરિ-કથાઓનો અભ્યાસ કરતાં તેમા ભૂતકાળના સમાન રિવાજો, પ્રણાલિકાઓ અને કથાઓની સમૃદ્ધિ જળવાઇ રહેલી જણાશે વિવિધ ઋતુઓ, ઉત્સવો અને વ્યવસાયોને પરિણામે કાશ્મીરના લોકગીતોમાં વિષય અને વસ્તુનું વૈવિધ્ય છે જ, પણ તેમનો વાદીસ્વર એક જ છે ઉત્સવોના સમયે અને પાક લણવાના સમયે ગવાતાં "રૂફ" અથવા "રોહવ" નામનાં કાશ્મીરી નૃત્યગીતો જોઇશુ તો તેમાં પણ સસ્કારિક અને પ્રજાકીય એકતાના તારોનુ ગુજન એક વાર ફરીથી સભળાશે. કાશ્મીરવાસીઓની ભાષા અને સાહિત્યને લગતી આ બીનાઓને આધારે આપણે એમ સકારણ મત બાંધી શકીએ
અને હિદુઓએ સમાન દષ્ટિબિદુ અને સમાન માનસિક અને આધ્યાત્મિક સસ્કાર કેળવ્યા છે

હિન્દુસ્તાની નામ પુરાણું છે તે દરેક માને અને જાણે છે પણ, હિન્દુસ્તાની ભાષાના બાગમાં બે રસ્તા છે કોઇ લોકો કહે છે કે, તે ભાષા પુરાણી છે, કોઇ લોકો કહે છે કે, તે ચીજ છે કોંગ્રેસ યુગમાં પેદા થએલી. પણ, ધ્યાનથી જોઇએ છીએ તો બન્ને મત બરાબર છે અને બન્ને સમૂહ સાચા છે તે ભાષા પુરાણી પણ છે અને નવી પણ છે.

પુરાણી એટલે કે, જૂના વખતમા હિન્દુસ્તાનના લોકો જે ભાષા બોલતા અને લખતા હતા તે બધી એવા પ્રકારની હતી જે અત્યારે છે.

નવી એટલા માટે કે, વચગાળાના સમયમાં લોકો તેનાથી દૂર હટવા માંડયા હતા. હિન્દુ પંડિતોએ હિન્દુસ્તાનીમાં સંસ્કૃતના મોટા મોટા કઠણ શબ્દો ભરી દીધા અને તેને આર્યભાષા કહેવા લાગ્યા મુસલમાન મૌલવીઓએ તેની પીઠ ઉપર અરબી અને ફારસીના મુશ્કેલ શબ્દો લાદી દીધા અને તેને "ઉર્દુ–એ–મુઅલ્લા" નામથી પુકારવા માંડયા. એટલે સુધી કે, તેમની જરૂરના શબ્દો અરબી તથા ફારસી ન મળ્યાં, ત્યારે તેમણે તૂર્કીનાં દ્વાર ખખડાવી લીધાં. પણ પોતાની પાડોશણ હિન્દી તરફ તો નજર સુદ્ધાં ન ફેરવી તેનુ પરિણામ એ આવ્યુ કે સારી ભલી ચાલતી ચલાવતી હિન્દુસ્તાનીના બે ટુકડા થઇ ગયા, તે બન્ને વચમાં જુદાઇની ખાઈ ખોદાઈ ગઇ અને તે ખાઇમાં ખારા દિલનો દરીયો વહેવા લાગ્યો.

હવે તે ખાઇને હટાવવા તથા દરિયાને સુકવી દેવા માટે એક જ રસ્તો છે કે, મુસલમાન ભાઈઓ બોલતી–લખતી વખત અરબી–ફારસીના મોટા શબ્દો જતા કરે અને, હિન્દુભાઇઓ સંસ્કૃતનાં કઠણ શબ્દોથી બચે અને, એવી રીતે આપણા માટે એક એવી ભાષા તૈયાર થશે કે, જે સૌ આસાનીથી બોલી શકશે. અને, જેને સમજવાને માટે કલાકો સુધી ગભરાવાની જરૂર નહિ પડે

કેટલાક લોકો એમ પણ કહે છે કે, પહેલાં હિન્દુસ્તાનીનું સાહિત્ય તૈયાર નથી તો અમો ભણીએ શુ ? પહેલા સાહિત્ય બનાવો પછી જોયુ જશે પણ આ તેમની ભૂલ છે સહજ હિન્દી અને આસાન ઊર્દૂની જેટલી ચોપડીઓ છે તે બધી હિન્દુસ્તાનીની ચોપડીઓ છે, અને એવી આસાન ચોપડીઓ કાંઇ ઓછી નથી, ઘણીજ છે અને એથી પણ અનેક પુસ્તકો એવાં છે કે, જેમાં કયાં કયાંક થોડા ઘણો હેર ફેર કરી જાય, મુશ્કેલ શબ્દો કાઢી નખાય અને સરલ શબ્દો મૂકવામાં આવે તો ભાષા નિર્મળ સાફ થઇ જાય અને દરેકાઈ સમજી શકે તેમાં કાંઈ હરકત નથી, ઉલટો લાભ છે. ભણવાવાળાઓનાં સંખ્યા વધશે અને લખવાવાળાઓના વિચારનો પ્રચાર થશે

આપણે જતનની લાઠી હાથમા લઇએ અને હિમ્મતની કમ્મર કસીએ તો મુશ્કેલીનો આં પહાડ ચાર દિવસમાં જમીનદોસ્ત થશે અને. મુશ્કેલીનો આ કિલ્લો બે દિવસમાં ફતેહ થઇ જશે

( હિન્દુસ્તાની પત્રી ) —શાંતિલાલ મહેતા

# દહેગામ મહાલ પુસ્તકાલય પરિષદ

## ( ત્રીજું અધિવેશન )

ઉપર્યુક્ત મહાલ પુસ્તકાલય મંડળની ત્રીજી પરિષદ તા ૧૩–૨–૪૯ના રોજ ધારીસણા મુકામે શ્રી વિજયકુમાર ત્રિવેદીના પ્રમુખપદે મળી હતી તે પ્રસંગે પરિષદ મંડળની સુંદર સજાવટ કરવામા આવી હતી આ પ્રસંગે પુસ્તકોનું એક પ્રદર્શન પણ યોજવામાં આવ્યું હતું.

પ્રારંભમા સ્વાગતગીત, ગરબા તથા ઈશ્વરસ્તવન સુંદર સંગીતસહ થયા બાદ હાલના જમાનાને અનુરૂપ સુંદર સંવાદ ભજવાયા હતા ત્યારબાદ સભાના કામની શરુઆત થતાં સ્વાગતપ્રમુખ શેઠશ્રી ચંદુલાલ દલસુખરામે પધારેલા મહેમાનોને આવકાર આપી ગામનો ટૂંક ઇતિહાસ વર્ણવી પુસ્તકાલય પ્રવૃત્તિ વિષે પોતાના સુંદર વિચારોવાળું ભાષણ આપ્યું હતું

ત્યાર પછી પ્રમુખસ્થાન માટે શ્રી. વિજયકુમાર મા ત્રિવેદીની દરખાસ્ત ધારીસણા શાળાના શિક્ષક શ્રી. હરગોવિંદ ઠાકોરે રજુ કરતાં શ્રી રવિશંકર મ. ઠાકર તરફથી અનુમોદન મળતાં તેઓશ્રીએ પ્રમુખસ્થાન સ્વીકાર્યું હતું

## પ્રમુખશ્રીનું ભાષણ

પ્રમુખશ્રીએ પ્રવચન શરુ કરતાં આભાર માની પોતાનો પરિચય આપતાં થયેલાં વખાણોને વખોડી કાઢયા હતાં અને વ્યક્તિપૂજક ન બનતાં સંસ્થાપૂજક, રાષ્ટ્રપૂજક બનવા ઉદ્‌બોધન કર્યું હતું વ્યક્તિનાં વખાણ વ્યક્તિનું પતન નોતરે છે, એટલું જ નહિ પણ એ કુટેવને લીધે આપણે ત્યાં વ્યક્તિવાદ ફાલ્યોફૂલ્યો છે વ્યક્તિવાદ એ રાષ્ટ્રવાદના વિકાસમાં અડચણો નાખે છે અને તેને લીધે સૌ કોઇ હું હિંદનો છું, એવી મગરૂબી રાખવાને બદલે નાના નાના સંકુચિત વાડાઓની અથડામણુમાં અટવાઈ પડે છે

સ્વરાજ્ય આવ્યુ છે એ ખરું, પણ ગામડાંનું સ્વરાજ હજુ આવ્યું નથી ગામડાના દરેક ઘર સુધી સ્વરાજ્યની ખુમારી આપણે પહોંચાડવી હોય તો સૌએ રાષ્ટ્રઘર તરફ જોતા શીખવું જોઇએ જેમ કોઇ વેપારી ધંધાર્થે દૂર દેશ જવા છતાં પણ પોતાના ઘર તરફ નજર રાખીને જ કામ કરે છે, તેવી જ રીતે આપણે નાનામા નાના કામ પણ આપણું રાષ્ટ્રઘર મજબૂત થાય એવી દષ્ટિ રાખીનેજ કરવા જોઇએ. જે વિચાર કે ક્રિયાથી રાષ્ટ્રઘર હાલી ઊઠે એનાથી સદા અળગા રહેવું જોઇએ એટલે પૈસાદારો જે અમુક પૈસા આપીને વગર લાયકાતે આગળ આવી પડે છે તેમ નહિ પણ તમારા પવિત્ર ધંધાની સાચી ખુમારીથી જ તમો બધા 'હિંદ ઘર,' માટેજ જીવો છો એવું ગુમાન રાખી શકો છો તમારી પાસે તો જવાહર, સરદાર ને ગાંધીજી છુપા પડેલા છે એકેએક બાળકમા મહાન થવાની શક્તિ છુપાયેલી છે. જે શક્તિને જાગૃત કરી કામ કરાવી બતાવો આવું સુંદર કાર્ય તમારી પાસે પડેલું છે, એના ગૌરવની ખુમારી તમોને રહેવી જોઇએ એવી ખુમારી એ અભિમાન નથી, પણ સાચી જાગૃતિનો જુસ્સો છે

પણ બાળકોને એ માર્ગે વાળવાની યુક્તિ તમારે શોધવી જોઇએ કેવળ ગમે તેવા

પુસ્તકોનું વાચન ધાર્યું કામ નહિ લાવે બાળકોની આગળ તેમના માનસનો અભ્યાસ કરીને તેમને જરૂરનાં પાચ જ પુસ્તકો આપો અને પછી તેનુ પરિણામ જુઓ! માત્ર વિદ્યાર્થીઓને જ શા માટે, મોટેરાંને પણ ઘેર જઈને તેમની જરૂરનાં સારાં પુસ્તકો આપો અને થોડા જ દિવસમા તેનુ આશ્ચર્યકારક પરિણામ જોવા મળશે.

રોગીને અમુક રોગ થયો છે એ ન પારખી શકે એમ બને, પણ તમો તો કયા માણસને કેવા પ્રકારનો માનસિક રોગ થયો છે તે અચુક પારખી શકતા હોવા જોઈએ એ પારખીને એનો એ રોગ દૂર કરે તેવાં પુસ્તકો તેની આગળ મૂકવાં એ એક કળા છે, કારણ કે પુસ્તકોમાં માનસિક રોગનુ નિવારણ કરવાની અગાધ શક્તિ છે મનોવૃત્તિ બદલવાના તેમ જ સ્વભાવને ઠેકાણે લાવવાના તાકાત પણ પુસ્તકો જેટલી બીજામાં નથી પુસ્તકવાચન, વિચાર, જાગૃતિ આત્મમંથનમાં ઉતારે છે ભૂલો પડેલો માનવી પછી યોગ્ય રાહે ડગ માંડી શકે છે અને જીવન ઉર્ધ્વગામી કરી શકે છે

હવે તમને જણાશે કે તમારા હાથમા તો હજારો પ્રધાનો અને હજારો દેશસેવકો પડેલા છે આવા વિરાટ કાર્યને કેમ પહોંચી વળવુ, એ તમને આવડવુ જોઈએ જ્યારે આ કાર્ય તમે બધા બરાબર બજાવતા હશો ત્યારે સરકાર તેમ જ જનતા તમારી આ શક્તિને જરૂર વદન કરશે કારણ, એ શક્તિ 'રાષ્ટ્રઘર'ને મજબૂત કરી રહી છે, એવુ તેઓ પ્રત્યક્ષ જોઈ શકશે"

પ્રમુખશ્રીનુ વ્યાખ્યાન પૂરુ થયા બાદ મહાલ પુ. મડળના મત્રી શ્રી ડાહ્યાભાઈ કે બારોટે, મહાલ મડળની પ્રગતિનો ખ્યાલ આપતુ નિવેદન તથા સ્થાનિક પુસ્તકાલયના મત્રી શ્રી હરગોવિદ ઠાકરે ધારીસણા ગામની શાળા અને પુસ્તકાલયનુ નિવેદન વાચ્યુ હતું. બાદ પ્રમુખશ્રીના વરદ હસ્તે મરગામાં ભાગ લેનાર બાળકોને પ્યારકાબીનું ઇનામ અપાયુ હતુ

બપોર પછી બે વાગે ફરી બેઠક મળતાં પરિષદની સફળતા ઈચ્છતા સદેશાઓ પુસ્તકાલય પ્રવૃત્તિના સેવક શ્રી પ્રહ્લાદરાય અં વ્યાસે વાચી સભળાવ્યા હતા, જેમા પૂ રવિશકર મહારાજ રાજ્ય પુ મડળના મત્રી શ્રી રામભાઈ કા પટેલ, તથા ગ પુ મંડળના સહમત્રી શ્રી. ના નં ચોકસી, હિન્દી તત્ત્વજ્ઞાન પ્રચાર સમિતિના મત્રી શ્રી હરિપ્રસાદ દેસાઈ, સમાજ શિક્ષકના તંત્રી શ્રી ભીમભાઈ નાયક, દહેગામના શ્રી સોમનાથ ન શાહ વગેરે તરફથી ખાસ સદેશા મળ્યા હતા તે પછી ઠરાવોનુ કામ હાથ પર લેવાયું હતુ કાતના ગાર્ડ્ઝ ફેરફારોને નિગાહમા રાખીને તાત્કાલિક જરૂરિયાતવાળા ઠરાવો પસાર કરવામા આવ્યા હતા

## પસાર થયેલા ઠરાવો

(૧) દરેગામ મહાલની જનતામાં પુસ્તકવાચનનો જેમ બને તેમ વધુ પ્રચાર કરવા તથા વડોદરા રાજ્ય પુસ્તકાલય મડળ તરફથી "માણસાઈના દીવા" એ પુસ્તકની લેવાનારી શિષ્ટવાચનની પરીક્ષા તથા વિદ્યાર્થીઓ માટે મહાલ પુ મડળ તરફથી "આપણા જવાહ" (પુનાતન સુમચન્દ) પુસ્તકની શિષ્ટવાચનની પરીક્ષાનો આ ગામમાં સારો પ્રચાર કરી ઉમેદવારો વધુ પ્રમાણમાં બેસે તેવી તજવીજ કરવા આ પરિષદ મહાલના જે જે પુસ્તકાલયોના મત્રીઓને તેમજ જે તે શાળાના શિક્ષકોને આગ્રહભરી ભલામણ કરે છે.

દ. મૂ. ચપકલાલ જા. રાવળ  અ. આ. શ્રી બાબુભાઈ મ ચીનાઈ

(૨) મહાલ પુ મંડળને મહાલમાં ચાલતાં પુસ્તકાલયોની પ્રવૃત્તિ તથા તેના વિકાસનો ખ્યાલ આવે તથા તેમાં જણાતી ત્રુટીઓ દૂર કરી શકે અને મહાલ મંડળ તમામ પુસ્તકાલયો સાથે વધુ સંપર્કમાં રહે તે હેતુથી મહાલમાં જે તે પુસ્તકાલયે ખાતા તરફથી ઠર્યા પ્રમાણે દર ત્રણ માસે ત્રિમાસિક નિવેદન ભરીને મહાલ મંડળ તથા ખાતા તરફ મોકલી આપવાની જે તે પુસ્તકાલયોને આ પરિષદ વિનંતિ કરે છે

દરખાસ્ત પ્રહલાદ અ વ્યાસ, અનુ શ્રી પ્રતાપભાઈ હ મીર

(૩) પ્રમુખ સાહેબે જે શ્રમ લઈ આ પરિષદને સફળ રીતે પાર પાડી છે તે બદલ પરિષદ તેમનો આભાર છે

(૪) પરિષદને આમંત્રણ આપી તેને પાર પાડવા બદલ ધારીસણાના શિક્ષક બંધુઓ અને ગામ નાગરિકોએ જે શ્રમ લીધો છે તે તે બદલ આ પરિષદ તેમનો આભાર માને છે

ત્યારબાદ શ્રી ઉમેદભાઈ પટેલ, શ્રી મણિભાઈ વકીલ, શ્રી નાનજીભાઈ જે પટેલ, શ્રી. દલપતરાય મ. શાહ, વગેરે વક્તાઓના પ્રેરક પ્રવચનો થયાં હતા રા પુ પ્રચારક શ્રી વલ્લભભાઈએ શિ વા ની પરીક્ષા તથા વાચનપ્રચાર અંગે બહુ અસરકારક ઢબે વિવેચન કર્યું હતુ

છેવટે પ્રમુખશ્રીએ ઉપસંહારના ભાષણમા ગ્રામજનોને સંપ જાળવવા, વ્યસન ત્યાગવા, તથા દુષ્કાળ પરિસ્થિતિ ઉપર સ્વાનુભવના દાખલાઓ રજૂ કરી સુંદર માર્ગદર્શન કરાવ્યું હતુ ગામડાનો સામાન્યમા સામાન્ય માણસ—એક ભંગી પણ—જો તેનું કામ સાચી સમજ ને લાગણીથી કરતો હોય તો તેની કિંમત એક પ્રધાન કરતા પણ અનેકગણી વધુ છે, એ સમજાવ્યુ હતુ. બાદ શ્રી પ્રહલાદરાય વ્યાસ તરફથી આભાર મનાઈ ‘વંદે માતરમ્’ ગવાઈ સભાનુ કામ પૂરૂ થયુ હતુ

અત્રે વિસનગરના શ્રી સોમપ્રસાદ વ્યાસ, અને ધારીસણાના મીર કાનરભાઈએ રંજન કાર્યક્રમમાં અનેરી વાનગીઓ ચખાડી હતી

## સંસ્થા અને વ્યક્તિ

વ્યક્તિગત અહંને શૂન્ય કર્યા વગર સંસ્થા બની ન શકે એટલે સંસ્થામા જોડાનાર સૌએ પોતાનુ અહં સંસ્થામા ઓગાળી દેવુ જોઈએ સાથે સાથે સંસ્થાએ પણ એવી તેજસ્વિતા કેળવવી રહી કે સૌ પોતાનુ અહં સંસ્થા આગળ વિનાસંકોચ શૂન્ય કરી શકે. એ માટે તો સંસ્થાની એકેએક વ્યક્તિએ અને તેમાંય ખાસ કરીને જેઓ સંસ્થાના મુખ્ય તરીકે હોય તેમણે પોતે પોતાની જાતને સંસ્થામા ઓગાળી દીધેલી હોવી જોઈએ જો એ ન હોય અને સંસ્થાના સભ્યો પાસે એ સંસ્થા કે મુખ્ય વ્યક્તિ આવી અપેક્ષા રાખે તો એ વ્યર્થ જ જાય કહેવાતુ સમર્પણ થાય, પણ દિલ તો તૂટેલુ જ રહે

આજે આપણા દેશમાં ઠેરઠેર સંસ્થાઓની જરૂર છે એટલે આ અંગે સૌ વિચારે અને એવી સંસ્થાઓ ઊભી કરે કે જેમાં સહજતા હોય, સૌને વિકાસની સમાન તક હોય સંસ્થા વ્યક્તિના વિકાસમાં સહાયક હોય, અને વ્યક્તિનું સમર્પણ સંસ્થા દ્વારા સમાજમા બળસિંચક હોય —નવલભાઈ

# ચાણસ્મા મહાલનીં
# આઠમી પુસ્તકાલય પરિષદ

સદર પરિષદ મોટપ ગામે શ્રી દુર્ગાશંકર કે. દવેના પ્રમુખપદે તા ૩-૪-૪૯ ના રોજ મળી હતી

સવારે આઠ વાગે વિષય વિચારિણી સભા શ્રી ગ ગારામ જો પટેલના પ્રમુખપણા નીચે મળી, ઠરાવો ઉપર લ બાણપૂર્વક ચર્ચા થઇ બાદ ઠરાવોની પસંદગી કરવામા આવી હતી

સવારે દસ વાગે ગામના આબાલવૃદ્ધો એકઠા થતાં રૂપપુર શાળાના મુ. શિ અંબારામ શર્માએ, "હરિના ભજન ઉપર બહુ મને ખટકો" નામક કબીર સાહેબનુ ભજન અર્થો સહિત ગાઇ બતાવ્યું હતુ લગભગ એકથી દોઢ કલાક પ્રવચન થયુ આમજનો ઉપર સારી અસર થઇ હતી

બપોરે બાર વાગે પ્રમુખ મહાશય પધારતાં ગામની ભાગોળે આગેવાનો, મહેમાનો અને મંત્રીઓએ વાજતે ગાજતે સુંદર સ્વાગત કર્યુ હતુ. બાદ સૌ સભામંડપે આવી પહોંચતાં સ્થા પુસ્તકાલયના મંત્રીઓ, પ્રેક્ષકો અને પ્રતિનિધિઓ તથા આમ ત્રિત સદ્ગૃહસ્થો સભાસ્થાને ગોઠવાઇ ગયા હતા

પ્રમુખસ્થાન માટે શ્રી કરૂણાશંકર મો વ્યાસે દરખાસ્ત રજૂ કરતા તેને વધાવી લેવાઇ પ્રમુખશ્રીએ પોતાનું સ્થાન લીધુ હતુ બાદ સ્વાગતપ્રમુખે પોતાનું વ્યાખ્યાન આપ્યુ હતું

## સ્વાગતાધ્યક્ષનું ભાષણ

મારા સાભળવા પ્રમાણે આખા પ્રાંતમાં આ મહાન પુસ્તકાલય પ્રવૃત્તિમાં આગળ પડતું સ્થાન ભોગવે છે અમે જાણીએ છીએ કે આજની પરિષદના વરાએલા પ્રમુખ શ્રી દવે સાહેબે આપણા તાલુકાની પુસ્તકાલય પ્રવૃત્તિ મજબૂત કરવામાં શ્રમ લીધો છે, તેમ જ હાલના મહેસાણા પ્રાંત પુસ્તકાલય મંડળના મંત્રી શ્રી ગ નાનજીભાઇ અને તેમની સાથે શ્રી. શંકરલાલ રાજમગદાસે પણ આ તાલુકાને આ પ્રવૃત્તિ પ્રાંતમાં આગળ લાવવામાં કિંમતી મદદ આપેલી છે હાલના મંત્રી રા કરૂણાશંકરભાઇ પણ અથાગ પ્રયત્ન કરી રહ્યા છે

પુસ્તકાલય એ જ્ઞાનની પરબ છે આજે અમારા ગામના લોકોની વાચનભૂખ અહીંના પુસ્તકાલય દ્વારા વિના વિલંબે, ઓછી મહેનતે, સંપૂર્ણપણે સંતોષાય છે આ પ્રવૃત્તિ ન હોય તો ગમે તેટલુ વાંચવાની જિજ્ઞાસા હોય પરંતુ એક વ્યક્તિને તે વાચન-સાહિત્ય મેળવવાની ઘણી જ તકલીફ પડે આ પ્રવૃત્તિથી ગામડાંમાં મોટા મોટા ધાર્મિક ગ્રંથોનું વાચન પણ સારૂં મળે છે જેઓ પૈસાનો ભોગ ન આપી શકે તેમને પણ સરખો લાભ મળે છે એટલે આ પ્રવૃત્તિથી સહકારની ભાવના વધાય છે અને પ્રમુખ મંત્રી વગેરે ચુંટણીથી અમને કેટલીક રાજકીય બાબતોનું જ્ઞાન પણ થાય છે

ઉપર દર્શાવેલા વિચારો પુસ્તકાલયપ્રવૃત્તિના પ્રચારથી અમારી ઉપર થયેલ અસરના લીધે જ બતાવી શકયો છુ અને તે વિચારો જાત માહિતી અને અનુભવના છે. બાકી, આ પ્રવૃત્તિની બાબતમા તો આજે પધારેલા વિદ્વાનો વધુ પ્રકાશ આપી અમને માર્ગદર્શન કરાવશે તેવી આશા રાખીએ છીએ આપ પધારેલા વિદ્વાનો આ પ્રવૃત્તિના જ્ઞાનમા અમને તરબોળ કરશો તથા પ્રતિનિધિ ભાઇઓ આ પ્રવૃત્તિને ખીલવવા આવતા વર્ષ માટે યોગ્ય કાર્યદિશા નક્કી કરશે તેવી આશા રાખુ છુ

શ્રી ખેતસિંહ ગઢવીએ સફળતા ઇચ્છતા આવેલા સંદેશા વાચી સંભળાવ્યા હતા, જેમાં (૧) પૂજ્ય શ્રી. રવિશંકર મહારાજ, (૨) રાજ્ય શિક્ષકમંડળના પ્રમુખ શ્રી. વિજયકુમાર ત્રિવેદી. વગેરેના મુખ્ય હતા

મહાલમંડળના હિસાબનુ સરવૈયુ, વર્ષ દરમ્યાન કરેલા કામની માહિતી દર્શાવનારુ નિવેદન શ્રી કરુણાશંકર વ્યાસે વાંચી સંભળાવી એક ફંડ ઊભુ કરવા માગણી કરી હતી.

ત્યારબાદ શ્રી ખેતસિંહ ગઢવીએ "હળવે ફેરવજે વર્ષોના કુંભાર જૂનો તારો ચાકડો" નામક રાષ્ટ્રીય ગીત ગાયુ હતુ. ત્યારબાદ અન્ય વિષયોના વિવેચનો થયાં હતા

સાંજના ૭ વાગે ઠરાવોનુ કામ હાથ પર લેવામાં આવ્યુ હતુ. પ્રમુખશ્રીએ જે તે ઠરાવ ઉપર ચર્ચા કરી ઠરાવનું મહત્ત્વ સમજાવી સર્વાનુમતે પસાર કર્યા હતા.

બાદ શ્રી ખેતસિંહ ગઢવીએ સૌનો આભાર માન્યો હતો. શ્રી સુરજમલ વકીલે મહાલ મંડળ અને જૂના કાર્યકરોનો વધુ આભાર મન્યો હતો છેલ્લે પ્રમુખ મહાશયને ફૂલહાર થયા હતા રાત્રે ૧૦ થી ૧૨ મનોરંજન કાર્યક્રમ યોજાયો હતો

## પસાર થએલા ઠરાવો

ઠરાવ નં ૧– મહાલ પુ મંડળના માજીમંત્રી શ્રી શંકરલાલ રાજસંગ પટેલના અવસાન બદલ ખેદવ્યક્ત કરતો હોઇને બીજો ઠરાવ શ્રીમંત સરકારે ચાલુ વર્ષે વધુ સરકારમદદ મંજૂર કરવા માટે આભારદર્શનનો હતો

ઠરાવ ૩ अ - ચાણસ્મા મહાલ પુસ્તકાલય મંડળ તરફથી તા ૨૪–૪–૪૯ ના રોજ વિદ્યાર્થીઓ માટે "આપણા સરદાર" ની લેવાનારી શિષ્ટ વાચનની પરીક્ષાનો બહોળા પ્રમાણમાં પ્રચાર કરી વિદ્યાર્થીઓ વધુ પ્રમાણમા લાભ લે તેવા પ્રયત્ન કરવા તથા રાજ્ય પુ મંડળ તરફથી પણ આજ તારીખે મોટાઓ માટે "માણસાઇના દીવા" ની જે પરીક્ષા લેવાવાની છે તેને પણ સારામાં સારો લાભ લેવા આ પરિષદ મહાલનાં તમામ પુસ્તકાલયોના મંત્રીઓને આગ્રહ પૂર્વક વિનંતિ કરે છે

ब - હાલમાં નવી તાલીમની માહિતી આપતાં પુસ્તકો શિક્ષકોને વાંચવા મળતાં નથી અને તેઓ વાંચતા પણ નથી આથી આવા પુસ્તકો વધુ વાચાય તેવો રસ શિક્ષકોમાં જાગ્રત કરવા માટે પાયાની કેળવણી (વ્યાખ્યાતા નાનાભાઇ ભટ્ટ) તથા "શિક્ષણ અને સંસ્કૃતિ' (શ્રી રવિશંકર મહારાજનાં શિક્ષકો સમક્ષ આપેલાં વ્યાખ્યાનો) ની પરીક્ષા લેવા મા ઠરાવવામાં આવે છે

ઠરાવ નં. ૪ શિષ્ટ પુસ્તકોનું વાચન જેટલું અને તેટલું વધે એમાં જ પુસ્તકાલયોની ખરી સાર્થકતા રહેલી છે જેથી મહાલનું એક વાચક મંડળ આ પરિષદ આજે જ ઉભું કરે છે. અને તેમાં જે ભાઇઓ જોડાય તે ભાઇઓએ વર્ષ દરમિયાન જેટલા બને તેટલા વધુ પુસ્તકો ઓછામાં ઓછા ૧૨ બાર વાંચી તેની નોંધ એક નોંધબુકમાં રાખી દર ત્રણ ત્રણ માસે મહાલ મંડળને મોકલાવી આપવા આ પરિષદ ઠરાવે છે.

ઠરાવ નં. ૫ વડોદરા રાજ્યનાં પુસ્તકાલયોને આર્થિક મદદ આપવા તથા તેને વ્યવસ્થિત ચલાવવા માટે પુસ્તકાલય ખાતાએ જે ધારાધોરણો ઘડ્યા છે, તે જ ધોરણે મુંબઈ ઇલાકાનું પુસ્તકાલય ખાતું વડોદરા રાજ્યનું મુંબઇ ઇલાકામાં જોડાણ થયા પછી પણ વહીવટ ચાલુ રાખે એવી આ પરિષદ આગ્રહભરી વિનંતિ કરે છે

દ. મૂ. વિક્રમલાલ ઠાકર (મંત્રી સા. પુ. બહુચરાજી) અ. આ. રામશંકર મોહનલાલ કનોડા

ઠરાવ નં. ૬ ચાણસ્મા મહાલ પુસ્તકાલય મંડળની પ્રવૃત્તિઓનો દિન પ્રતિદિન વિકાસ થતો જાય છે, અને તે અંગે નાણાનો ખર્ચ પણ વધતો જાય છે અને તેથી હાલમાં જે મદદ મળે છે તે પૂરતી થતી નથી તેથી તે જરૂરિયાતને પહોંચી વળવા માટે નવીન પુસ્તકાલયો ઉઘાડવા અને એવી બીજી પ્રવૃત્તિ અંગે નાણાં એકઠા કરવા માટે સભાવન રકમ, પ્રતિનિધિ ફી, વિદ્યાદાન વગેરે યોજના દ્વારા મેળવવા માટે એક સમિતિ વધુ સભ્યો ઉમેરવાની સત્તા સાથે નીમવામાં આવે છે

ઠરાવ નં. ૭ વડોદરા સરકાર તરફથી "પ્રૌઢ-શિક્ષણ" ની યોજના બહાર પડેલ છે પુસ્તકાલયોનો ઉદ્દેશ પણ ભણેલું ભૂલી ન જવાય તે માટેનો છે. એટલે "પ્રૌઢ-શિક્ષણ" એ પણ પુસ્તકાલયપ્રવૃત્તિનું એક અંગ છે એમ સમજીને આ પ્રવૃત્તિને અપનાવવા માટે આ પરિષદ પુસ્તકાલયના પ્રતિનિધિ ભાઇઓને ભલામણ કરે છે.

દ. મૂ. પ્રભાશંકર ભાઈશંકર જોષી અ. આ. જોઈતારામ નારણદાસ પટેલ

ઠરાવ નં. ૮ ટુંકા અંદાજવાળા અને નાનાં ગામોને સારૂ શિષ્ટ સાહિત્ય વાંચવા મળે તે માટે સહકારના ધોરણે બજેટ બનાવવાની જરૂર છે મહાલના ચાણસ્મા અને મૂઢેરા જેવાં જૂથ મંડળો આ ધોરણે કામ કરે છે, તેની નોંધ લેવામાં આવે છે આ ઠરાવો મહાલના તમામ જૂથ મંડળોને સહકારના ધોરણે પોતપોતાનાં અંદાજપત્રો બનાવે તેવી આ પરિષદ આગ્રહ પૂર્વક ભલામણ કરે છે

દ. મૂ. ચતુરભાઇ છગનદાસ અ. આ. નારણભાઈ રામદાસ પટેલ

ઠરાવ નં. ૯ આ મહાલમાં ગ્રંથપાલ તાલીમ વર્ગ ભરાયે ઘણી લાંબી મુદત થઇ છે ગ્રંથપાલની જવાબદારી જોતાં બિનતાલીમી ગ્રંથપાલથી ચલાવી લેવામાં પુસ્તકાલયપ્રવૃત્તિનો ઉદ્દેશ સફળ થતો નથી તેથી ગ્રંથપાલને તાલીમ આપવાની ખાસ જરૂર છે, એમ આ પરિષદ માને છે અને તે દિશામાં ઘટતી તજવીજ કરવા મહાલ પુ. મંડળને ભલામણ કરે છે.

દ. મૂ. કાશીરામ રામભાઇ શંખલપુર. અ. આ. રણછોડભાઇ છગનલાલ

ઠરાવ નં. ૧૨ પ્રમુખશ્રીના આભારદર્શનનો હતો




૧ ઇતિહાસ સંમેલન નિબંધ-સંગ્રહ (સને ૧૯૪૩) — પ્રકાશક ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદ—ડેમી આઠ પેજી કદના, પૃષ્ઠ ૨૩૨+૪, સાદું પૂઠું, મૂલ્ય રૂા ૪-૮-૦

સન ૧૯૪૩માં અમદાવાદ ખાતે ગુજરાત સાહિત્ય સભા તરફથી યોજાયેલા ઇતિહાસ-સંમેલન પ્રસંગે જુદા જુદા વિદ્વાનો તરફથી ગુજરાતની ઐતિહાસિકતાદર્શક જે નિબંધો રજૂ કરવામાં આવેલા તેરા ૧૯ નિબંધોનું આ સંગ્રહમાં સંકલન કરવામાં આવ્યું છે ગુજરાત શબ્દની વ્યુત્પત્તિથી લઇને ગુજરાતના ઇતિહાસના પ્રમાણભૂત મુદ્દાઓ આ લેખોમાં આપવામાં આવ્યા છે દરેક નિબંધમાંથી ગુજરાતના ઇતિહાસને લગતી ઠીક ઠીક માહિતી ઇતિહાસના અભ્યાસીઓને મળી આવશે.

ગુજરાતના ઇતિહાસને લગતો આવો ઐતિહાસિક લેખસંગ્રહ દરેક સાર્વજનિક પુસ્તકાલયમાં તેમ જ ગૃહપુસ્તકાલયમાં પણ હોવો ઘટે

૨ એકનાથી ભાગવત—લેખક ડૉ વરજીવનદાસ દામોદરદાસ મરચંટ, પ્રકાશક સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, ભદ્ર, અમદાવાદ—ડેમી આઠ પેજી કદનાં પૃષ્ઠ ૫૭૬+૧૬, કાર્ડ બોર્ડનું પટ્ટીવાળું પૂઠું, મૂલ્ય રૂા ૫-૦-૦

અગાઉ ડૉ વરજીવનદાસે પ્રસિદ્ધ કરેલ એકનાથી ભાગવતની આ સંશોધિત બીજી આવૃત્તિ ઉપર્યુક્ત સંસ્થા તરફથી પ્રસિદ્ધ થઇ છે એમાં, આગલી આવૃત્તિમાં રહી ગયેલી ત્રુટિઓ શ્રી જનાર્દન પ્રભાસ્કર પાસે સુધારી લેવડાવી એ પ્રસિદ્ધ કરાયું છે.

મહાત્મા એકનાથ સંત જ્ઞાનેશ્વર જેટલા જ મહારાષ્ટ્રમાં વિખ્યાત છે સંત જ્ઞાનેશ્વરની "જ્ઞાનેશ્વરી ગીતા" જેટલું જ મહત્ત્વ આ એકનાથી ભાગવતનું ત્યાં અંકાય છે. "જ્ઞાનેશ્વરી ગીતા" સસ્તું સાહિત્ય દ્વારા આપણી ગુજરાતી જનતામાં ઠીક ઠીક પ્રચાર પામી છે, પરંતુ મહાત્મા એકનાથરચિત આ શ્રીમદ્ ભાગવતના એકાદશ સ્કંધ પરથી રચાયેલ ભક્તિપ્રેરક ગ્રંથ એટલો પ્રચાર પામ્યો નથી. "જ્ઞાનેશ્વરી ગીતા" એ વેદાંતનિરૂપણનો ગ્રંથ હોઇને આ

ગ્રંથ ભક્તિમાર્ગપ્રેરક છે. આપણી જે જનતા વેદાંતવિષયમાં આગળ પડતી ન હોય તેને માટે એ દિશાના પ્રથમ સોપાનરૂપ "આ એકનાથી ભાગવત" હોઇ શકે જનતામાં ધર્મસંસ્કાર પ્રેરવા માટે આવા ગ્રંથો ગ્રામ જનતામા તેમ જ ભાવુક જનસમાજમા વંચાવવા પ્રેરાવા જોઇએ

શ્રીમદ્‌ભાગવતનાં આપણે ત્યા સપ્તાહપારાયણો બેસાડવામાં આવે છે, તેમ આવા ભક્તિપ્રધાન ગ્રંથનું કથન-કીર્તન પણ આવશ્યક ગણાય

૩ શ્રીમદ્ ભાગવત ( બીજી આવૃત્તિ ) સંપાદક શ્રી ગોપાલદાસ જીવાભાઇ પટેલ, પ્રકાશક ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ, ક્રાઉન સોળપેજી પૃષ્ઠ, મૂલ્ય રૂા ૩-૮-૦

અગાઉ ૧૯૩૯ માં નવજીવન પ્રકાશન મંદિર દ્વારા પ્રસિદ્ધ કરવામા આવેલા આ શ્રીમદ્ ભાગવતનો છાયાનુવાદ ગૂજરાત વિદ્યાપીઠ તરફથી રેવાભાઈ સ્મારકગ્રંથમાળા દ્વારા પુન પ્રસિદ્ધ કરાયો છે

શ્રીમદ્ ભાગવતના સારરૂપ લેખી શકાય અને પુરાણોને ખાલી ગપ્પાંના ગ્રંથ તરીકે ગણી કાઢનારાઓ આગળ આપણા ધર્મગ્રંથો આ સ્વરૂપે રજૂ કરવામાં આવે તો એવાઓની ધર્મ પ્રત્યેની અભિમુખતા કેળવાય એ નિર્વિવાદ છે માત્ર મૂળ સંસ્કૃતના શબ્દાર્થ રૂપ ભાષાંતર રજૂ કરવાને બદલે સારરૂપ આવો છાયાનુવાદ આપવા બદલ શ્રી. ગોપાલદાસ કેટલાક ધર્મવિમુખોને ધર્માભિમુખ કરવાના યશભાગી બનશે, એ નિર્વિવાદ છે

શ્રીમદ્ ભાગવતનું આવુ સંકલન આવકારદાયક છે આપણા ધર્મગ્રંથોમા છુપાયેલા આવા ખજાનાને લોકભોગ્ય શૈલીએ રજુ કરવામાં આવે તો તે પ્રત્યે જનતાની વાચનરુચિ વિકાસ પામતા સાંસ્કારિકતાનું પ્રમાણ પણ વધવા પામે જ

જે પુસ્તકાલયોમાં આગની આવૃત્તિ ન હોય વા જીર્ણ થઇ ગઇ હોય ત્યાં આ પુસ્તક વસાવી લેવાય

**ગાંધી સંહિતા**—લેખક શ્રી મૂળજીભાઇ પી શાહ, વડોદરા પ્રાપ્તિસ્થાન — પુસ્તકાલય સ સ મંડળ લિ. વડોદરા, ક્રાઉન કદના પૃષ્ઠ ૪૦, ગાંધીજીના છાયાચિત્રવાળુ સાદું પૂઠું, મૂલ્ય રૂા ૧-૦-૦

ગુજરાતના અર્વાચીન કાવ્યસાહિત્યસર્જકોમાં શ્રી મૂળજીભાઇ પી શાહનું નામ જાણીતું છે તેમણે રચેલા પ્રાસંગિક અને ઊર્મિકાવ્યો આપણે ત્યા ગવાતા થયા છે–રેડિયો પર પણ વહેતા મુકાયા છે ને તે સારો લોકાદર પામ્યા છે આ પુસ્તકમા એમણે રચેલાં સ્વ રાષ્ટ્રપિતાના જીવનના ભિન્ન ભિન્ન પ્રસંગોને અનુલક્ષીને લખેલાં કાવ્યો સંગ્રહાયાં છે આ કાવ્યો ગેય હોઇને કેટલાંક તો રાષ્ટ્રપિતાના અવસાનને ઉદ્દેશીને લખાયેલાં વાચનાર–સાંભળનારની આંખને ભીની કરે તેવાં પણ છે ગાંધીજીને લગતા વિવિધ સાહિત્યમા આ કાવ્યો પણ સ્થાન પામે તેવા છે

**ગીતગુર્જરી**—લેખક, કદ, પૂઠા, પ્રાપ્તિસ્થાન વગેરે ઉપર પ્રમાણે પૃષ્ઠ ૪૮, મૂલ્ય રૂા ૧-૪-૦

ઉપરના પુસ્તકમાં શ્રી મૂળજીભાઇ લિખિત ગાંધીજીના જીવનપ્રસંગોને લગતાં કાવ્યો હતાં તો આ પુસ્તકમા વિવિધ વિષયો પર તેમણે રસરેલ રેલાવી છે એમનાં એ કાવ્યોમા ઊર્મિગત

ભાવના છે, રસનો ઉલ્લાસ છે અને ગેયતા પણ છે એ ગેય કાવ્યો રેડિયો પર સાંભળવા મળતાં એના રસોલ્લાસનો ઠીક પરિચય મળે છે આવાં એ કાવ્યો પ્રસંગોચિત પણ હોઇને ભિન્ન ભિન્ન પ્રસંગે ગરબાઓ કે એવા આનંદપ્રમોદના સં ારંભોમાં નારીવૃંદને ગાવા ગમે તેવા છે

રાસલીલા—લેખક, કદ, પૂઠા, પ્રાપ્તિસ્થાન ઉપર પ્રમાણે પૃષ્ઠ ૩૪, મૂલ્ય રૂ. ૧–૪–૦

ઉપર્યુક્ત ગીત ગુર્જરીની જેમ લેખકના આ કાવ્ય સંગ્રહમાં વિવિધ રાસો સંગ્રહાયા છે

નવરાત્રમાં વા અન્ય પ્રસંગે ગુર્જર નારીને સમૂહગાનમાં ઉપયોગ લાગે તેવા આ રાસ હોઇને દરેક સંસ્કારી સન્નારીએ આ પુસ્તક પોતે પાસે રાખવા જેવુ છે

સાંઘિક રમતોના નિયમો— ( ૩ જી આવૃત્તિ ) પ્રકાશક ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળી, જવાહર બજાર, ભરૂચ ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૮૮, કવર જેકેટ સહિત પાકુ પૂઠું, મૂલ્ય રૂ ૨–૦–૦

આપણે ત્યા વ્યાયામશાળાઓમા વ્યાયામ ઉપરાંત વિવિધ રમતગમતોને પણ સારૂ સ્થાન છે આવી રમતો પછી તે સાંઘિક હોય યા વૈયક્તિક–તેને જરૂરી નિયમો તો હોવા જ ઘટે એવા સાંઘિક–સામુહિક રમતો અંગે પાળવા જોઇતા નિયમો આ પુસ્તકમાં આપવામાં આવ્યા છે એટલે આપણી સમૂહગત રમતો નિયમુબદ્ધ હોવી જ ઘટે દરેક વ્યાયામશાળા તેમ જ રમતોના સંચાલકોએ અને રમનારાઓએ આ નિયમો જાણવા જોઇએ અને તેનુ અનુપાલન પણ કરવું જોઇએ એ માટે આ પુસ્તક સારુ ઉપયોગી નીવડશે, એ નિર્વિવાદ છે એમાં દેશી તેમ જ આંતરરાષ્ટ્રીય નિયમોનું પણ સંકલન કરેલુ હોઇને તે રમતોના રસિયાઓને જરૂર ઉપયોગી નીવડે તેવુ છે. દરેક વ્યાયામશાળા તેમ જ પુસ્તકાલયમાં આવુ પુસ્તક વસાવી લેવાય એ ઇષ્ટ છે.

ગાંધીજીની સાધના— ( બીજી આવૃત્તિ ) લેખક શ્રી રાવજીભાઇ મણિભાઈ પટેલ. પ્રકાશક : નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૩૪૮+૨૪, સાદુ પૂઠુ, મૂલ્ય રૂ. ૨–૪–૦

પૂ. ગાંધીજી જ્યારે દક્ષિણ આફ્રિકામાં હતા ત્યારે અને દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહસમય દરમિયાન આ પુસ્તકના લેખક શ્રી રાવજીભાઇ એમના સંપર્કમાં રહેલા એ સંપર્ક દરમિયાનમાં પૂ. ગાંધીજીના સ્મૃતિપ્રસંગો લેખક જ્યારે જેલમા હતા ત્યારે પોતાના જેલના સાથીદારો સમક્ષ કહેલા અને તેઓ બધાના આગ્રહથી એને પુસ્તકાકાર પ્રાપ્ત થયો આ પુસ્તકમાં પૂ. ગાંધીજીના દક્ષિણ આફ્રિકાના વસવાટ દરમિયાનના વિવિધ જીવનપ્રસંગો સંગ્રહાયા છે રાષ્ટ્રપિતાના અન્ય જીવનપ્રસંગોની જેમ આ પ્રસંગો પણ પ્રેરક હોઇને ગાંધીજીના જીવનમાંથી પ્રેરણા મેળવવામાં ઉપયોગી નીવડે તેવા છે પુસ્તકાલયોમાં આ પુસ્તક હોવુ જ ઘટે

—મ. પ્ર વ્યાસ

## સિંઘી જૈન ગ્રંથમાળા

ભારતવર્ષના પ્રાચીન ગ્રંથોને પ્રકાશમાં લાવનારી જે થોડી સંસ્થાઓ સાહિત્યના ઉદ્ધારનું કાર્ય કરી રહેલી છે, તેમાં સિંઘી જૈન ગ્રંથમાળા મુખ્યતયા પ્રશંસનીય કાર્ય બજાવે છે સ્વ શ્રીમાન બાબૂ બહાદુરસિંહજી સિંઘીના ઉદાર આશ્રયથી અને સુપ્રસિદ્ધ વિદ્વાન આચાર્ય શ્રી જિનવિજયજીના દક્ષતાભર્યા મુખ્ય પ્રયત્નથી ઉત્તમ સંપાદન–સંચાલનકાર્ય પ્રગતિ કરી રહ્યુ છે.

અત્યાર સુધીમાં ૨૫ જેટલા સંસ્કૃત, પ્રાકૃત આદિ ગ્રંથો સુંદર સ્વરૂપમાં પ્રકટ થઈ ચૂક્યા છે ભિન્ન ભિન્ન વિષયોના નિષ્ણાત પ્રસિદ્ધ વિદ્વાનોનું ઉપયોગી સંપાદન, રાષ્ટ્રીય આદિ ભાષામાં નાગરી લિપિમા પ્રાસ્તાવિક વક્તવ્ય, સુપર રોયલ સાઈઝ, સારા કાગળો, નિર્ણયસાગરની છપાઈ ઈત્યાદિ આકર્ષણ કરે તેવાં છે હાલમાં જૈનશાસ્ત્રશિક્ષાપીઠ ભારતીય વિદ્યાભવન, ચોપાટીરોડ મુંબઈ ૭ દ્વારા એનું પ્રકાશન ચાલુ છે આ વર્ષમા સં ૨૦૦૫ માં પ્રકટ થયેલા તેના છેલ્લા ગ્રંથાંક ૨૦, ૨૩, ૨૪ અને ૨૫ અમને અભિપ્રાયાર્થે મળ્યા છે.

[ગ્ર ૨૦] ન્યાયાવતાર વાર્તિકવૃત્તિ–મૂ સિદ્ધસેન દિવાકર, વાર્તિકવૃત્તિકાર શાંતિસૂરિ, સંપાદક પં દલસુખ માલવણિયા ( જૈનદર્શનશાસ્ત્રાધ્યાપક, હિંદુ વિશ્વવિદ્યાલય, બનારસ ) પૃ ૩૫+૧૫૨+૩૩૨, મૂલ્ય રૂા ૧૬–૮–૦

સંસ્કૃત ન્યાયાવતાર બીજી વૃત્તિ અને ટિપ્પન સાથે અન્યત્ર બે આવૃત્તિમા પ્રકટ થયેલ છે અને જૈનતર્કવાર્તિકવૃત્તિ એવા નામથી આ ગ્રંથ અન્યત્ર અશુદ્ધ રૂપમાં પ્રકટ થયેલ છે, પરંતુ આ વાર્તિકવૃત્તિ સાથે આવું ઉત્તમ ઉપયોગી સંપાદન નવીન સંસ્કરણ પ્રથમ વાર પ્રકાશમાં આવે છે–એમ કહી શકાય જૈનન્યાયશાસ્ત્રમા ઉતરવા–અવગાહન કરવા ઇચ્છતા, જિજ્ઞાસુ અભ્યાસીઓને અને વિદ્વાનોને આ ગ્રંથ અત્યંત ઉપયોગી થશે સુયોગ્ય સંપાદન સાથે વિદ્વાન સંપાદકે તેની હિંદી પ્રસ્તાવના, ટિપ્પણો, પરિશિષ્ટો આદિમાં ઘણો પરિશ્રમ લઈ આ ગ્રંથ સાથે સંબંધ ધરાવતા આવશ્યક વિષયોનું સ્પષ્ટીકરણ ઘણી વિશદ રીતે કર્યું છે. તટસ્થ દૃષ્ટિ અને તુલનાત્મક પદ્ધતિથી દર્શનશાસ્ત્રોનું અધ્યયન કરવા ઇચ્છનારને આમાંનું વિવેચન ઉપકારક નીવડશે આગમયુગનું જૈનદર્શન, આગમોત્તર સાહિત્યમાં જૈનદર્શન, આચાર્ય સિદ્ધસેન, વાર્તિકના કર્તા, શાન્ત્યાચાર્ય અને તેમનો સમય વગેરે સંબંધમા વિસ્તારથી વિવેચન કરી વિદ્વાન સંપાદકે પોતાની સુયોગ્યતા દર્શાવી છે મહાવિદ્યાલયોના ઉચ્ચ કક્ષાના અધ્યાયીઓ માટે જૈન ન્યાયશાસ્ત્રના પાઠ્યગ્રંથ તરીકે પસંદ કરી શકાય તેવો આ ગ્રંથ છે

[ગ્રં. ૨૩] શતકત્રયાદિ સુભાષિતસંગ્રહ–મૂ મહાકવિ ભર્તૃહરિ–સંપાદક, પ્રો દામોદર ધર્માનંદ કોસંબી, પૃ ૮ + ૮૨ + ૨૪૦, મૂલ્ય રૂા ૧૨–૮–૦.

મહાકવિ ભર્તૃહરિનાં સંસ્કૃત નીતિ, શૃંગાર અને વૈરાગ્યમય ૩ શતકો બહુ પ્રાચીન સમયથી વિદ્વાનોમાં અને વિદ્યાર્થિવર્ગમાં અત્યંત પ્રિય થઇ પડેલાં છે એમાંનાં કેટલાય સુભાષિતોને ઘણા વિદ્યાપ્રેમીઓ કંઠસ્થ કરી પ્રસંગાનુસાર વ્યાખ્યાન-સભાઓ વગેરેમા એનો ઉપયોગ કરે છે, અને અત્યાર સુધીમાં કેટલાક પ્રાચીન ગ્રંથકારોએ પોતાના ગ્રંથોમા તેનો છૂટથી ઉપયોગ કર્યો છે. તેના પર કેટલીક વૃત્તિ–વ્યાખ્યાઓ પણ રચાયેલી છે, આ ગ્રંથ અનેક આવૃત્તિરૂપે અન્ય સ્થળોએથી પ્રસિદ્ધ થયેલ છે, તેમ છતાં જૈન વિદ્વાન ધનસારગણિની ટીકાને આધારે અને અન્ય પ્રાચીન પોથીઓના જાણવા યોગ્ય પાઠાન્તરો સાથે નવીન રૂપમાં આ સંસ્કરણ પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે સુભાષિત–ત્રિશતી સિવાય, આમાં સંશયિત, સંકીર્ણ શ્લોક–સંગ્રહ, વિટવૃત્ત, વિજ્ઞાનશતક આદિ પણ છે ગ્રંથમાલાના મુખ્ય સંપાદકનું 'ફોરવર્ડ' ઈંગ્લીશમા પૃ ૩ થી ૮, તથા સંપાદકનું 'ઇન્ટ્રોડક્શન' ઈંગ્લીશમાં પૃ ૧૭ થી ૮૨માં છે, ટિપ્પણી પણ ઈંગ્લીશમાં છે. એથી તેવા અભ્યાસીઓને એ ઉપયોગી થશે. સમર્પણ પણ

લેનીન સ હેતને કરવામાં આવેલ છે કેટલેક સ્થળે મૂળમાં આપેલા પાઠ કરતાં ટિપ્પણીના કોઈ પાઠાન્તરો વધારે ઠીક લાગે છે. પ્રાચીન પોથીની ફોટો કોપી,* લોકાની અનુક્રમણિકા વર્ગીકરણ વગેરે આમા આપેલ છે

[પ્ર ૨૪] પઉમસિરિચરિઉ (પદ્મશ્રીચરિત) અપભ્રશગ્રથ કર્તા દિવ્યદૃષ્ટિ કવિ ધાહિલ, સપાદક સાક્ષર શ્રી મધુસૂદન મોદી અને પ્રા હરિવલ્લભ ભાયાણી પૃ ૧૫+૪૦+૪૮, મૂલ્ય રૂ ૪–૧૨

જેસલમેર અને પાટણના જૈનભડારોની વર્ણનાત્મક ગ્રથ–સૂચી, ગાયકવાડ પ્રાચ્ય-ગ્રથમાલા દ્વારા પ્રસિદ્ધિમા આવ્યા પછી તેમાં જણાવેલા અપ્રકાશિત ગ્રથોને પ્રકાશમાં લાવવા તરફ વિદ્વાનોનુ લક્ષ્ય ખેચાયુ છે, એ જાણી આનદ થાય છે આ ગ્રથ પણ સિદ્ધરાજના સમયમાં સવત ૧૧૯૧મા લખાયેલી પાટણના જૈનગ્રથભડારની એક તાડપત્રીય પ્રતિના આધારે પ્રસિદ્ધિ પામે છે

ગ્રથમાલાના મુખ્ય સપાદકે પ્રારભમા અપભ્રશભાષા–સાહિત્યના પ્રકાશન અંગેનો થોડો ઇતિહાસ ગૂજરાતી ભાષામા આપ્યો છે, તે જાણવા જેવો છે વિદ્વાન સપાદકોએ પ્રાસ્તાવિક વક્તવ્ય, ભૂમિકા, ટિપ્પણ અને પદ્મશ્રીચરિત–સાર ગુજરાતી ભાષામા આપીને, તથા શબ્દકોશ અને ગ્રથ, ગ્રથકાર સબધમાં આવશ્યક માહિતી આપીને ગ્રથને વિશેષ ઉપયોગી બનાવવા પ્રયત્ન કર્યો છે

સપાદકે પૃ ૯ મા ગ્રંથકારના પિતા સબધમાં જણાવ્યુ છે કે "તેના પિતાનુ નામ ૪/૧૯૭ પ્રમાણે પાર્શ્વ હતુ × × એક 'વદિત્તુ સૂત્ર' નો ટીકાકાર પાર્શ્વ છે તે આ જ પાર્શ્વ હોય તો પાર્શ્વની ટીકા દશમી શતાબ્દીમાં રચાયેલી હોઈ ધાહિલે આ કાવ્યની રચના પણ તે જ અરસામા કરી હોવી જોઈએ "

પરતુ સપાદકનુ આવુ અનુમાન અસ્થાને છે, કારણકે 'વદિત્તાસૂત્ર' અપરનામ શ્રાવક-પ્રતિક્રમણસૂત્ર અને યતિપ્રતિક્રમણ સૂત્રના વ્યાખ્યાકાર પાર્શ્વ એ ગૃહસ્થ નહિ પણ સાધુ હતા પોતાનો તેવો પરિચય તે વ્યાખ્યાના અતમાં તેમણે જણાવ્યો છે શકાબ્દ ૮૨૧—વિક્રમસવત ૯૫૬મા ગભૂતા(ગાંભૂ)ના જિનાલયમાં જબૂ નામના શ્રાવકની સહાયથી એ રચના કરનાર પાર્શ્વે પોતાનો પરિચય સિદ્ધાન્તિક યક્ષદેવના શિષ્ય તરીકે આપેલો છે પાટણના જૈનભડારોની ગ્રથ-સૂચી (ભા ૧ પૃ ૧૮, ૧૨૦) જોવા વિચારવા તસ્દી લીધી હોત તો સપાદક વિદ્વાને એ પાર્શ્વના પુત્ર તરીકે કવિ ધાહિલની કલ્પના ન કરી હોત

બીજી એક વિચારણીય વાત એ છે કે–એ ચરિતના અતમાં જે પાઠ વચાય છે, અને જે પાઠ પાટણભડાર–ગ્રથસૂચી [પૃ ૧૮૪]માં જણાવેલ છે, તે

'ससिपालकलुकय आसि नाहु'ને બદલે 'ससिपालकव्वकइ आसि माहु (?)

આવો પાઠ કલ્પીને સસિપાલને બદલે શિશુપાલ પાઠને શુદ્ધ માની, શિશુપાલ વધ શિશુપાલવધ કાવ્યની કલ્પના કરી, તેના કર્તા માઘકવિના વશજ તરીકે આ ધાહિલ કવિનો પરિચય કરાવ્યો છે–"૪/૧૯૫ પ્રમાણે શિશુપાલવધકાવ્યના કવિ માઘના વંશમાં તે જન્મ્યો હતો "–વિદ્વાન સપાદકોની આ નવી શોધ પણ વિચારવા જેવી છે

આ ચરિત્રની રચનામાં ફૂલા નામની આર્યાની અભ્યર્થના નિમિત્તભૂત છે ફૂલજિયાને સંપાદકે દુર્લભા આર્યિકા તરીકે ઓળખાવેલ છે બીજાને મિથ્યા આળ-કલંક દેનારને તેનો કર્મવિપાક બીજા ભવમાં ભોગવવો પડે છે, તેનુ સ્વરૂપ સમજાવવા ૧૮, ૨૨, ૧૦ અને ૧૬ કડવક(કડવા)વાળી ૪ સંધિમા અપભ્રંશ ભાષામાં આ કથા-કાવ્યની સંકલના છે અપભ્રંશ ભાષાનો આપણી દેશી ભાષા સાથે કેવો નિકટ સંબંધ છે, તથા પ્રાચીન કવિની કવિતાની છટા કેવી સરસ છે, તે દર્શાવવા ધર્મ-વિષયક સુભાષિતોનો થોડો નમૂનો અહિ ઉતારીએ છીએ

"સો ધમ્મુ સારુ જહિ જીવ-રકખ;
" " " " નિયમ-સંખ ૧,૯૬
" " " " સચ્ચુ વાય,
" " " " નત્થિ માય ૯૭
સો ધમ્મુ ન જહિ પર-દવ્વ-હરણુ,
" " " " પર-પીડ-કરણુ ૯૮
" " " " કામિણિ-પસંગુ
" " " " ચારિત્ત-ભંગુ ૯૯
" " જેત્થુ ઇચ્છા-પમાઉ,
નિસિ-ભોયણુ જેત્થુ ન કોહુ માણુ ૧૦૦
સો ધમ્મુ જેત્થુ નવિ મોહુ લોહુ,
" " " ઇંદિય— નિરોહુ ૧૦૧
" " ન પિજ્જઈ જેત્થુ મજ્જુ;
" " " કિજ્જઈ જહિ અકજ્જુ ૧૦૨
" " " ખજ્જઇ જેત્થુ માસુ,
" " " જહિ વિસયાહિલાસુ ૧૦૩
" " જેત્થુ અકલંકુ સીલુ
મુક્કકુસુ " ન કામ-પીલુ ૧૦૪
સો ધમ્મુ જેત્થુ તત્તઢ વિયારુ,
" " " મણુ નિવ્વિયારુ ૧૦૫
" " " સુવિસુદ્ધ ભાઉ,
" " દેઉ જહિ . વીયરાઉ ૧૦૬

[ગ્ર. ૨૫] જ્ઞાનપંચમીકથા ( પ્રા. નાણપંચમીકહાઓ ) પ્રાકૃત ગ્રંથ-કર્તા મહેશ્વર-સૂરિ, સંપાદક પ્રા. ડૉ અમૃતલાલ સ ગોપાણી, પૃ ૪૪+૧૦+૮૭ મૂલ્ય રૂ ૭-૪-૦

લગભગ એક હજાર વર્ષ પહેલાં પ્રાકૃત ભાષામાં રચાયેલો, પંચમીના વ્રત(તપ)ના પ્રભાવને પ્રસિદ્ધ કરતો કથાત્મક આ સરસ ગ્રંથ છે કથાના પ્રસંગો સાથે એક કવિએ સામાજિક વ્યાવહારિક બોધક સેંકડો વિવિધ શિક્ષાસૂત્રો, સુભાષિતોને તથા પ્રાચીન પ્રચલિત કહેવતોને આમાં યુક્તિથી સંકલિત કરી દીધેલ છે. કવિએ જ્યેષ્ઠ પંચમી અને લઘુપંચમી એવા વ્રતના બે ભેદ પાડી, તે ગ્રહણ કરવાની વિધિ, તેનુ ઉજમણું (ઉદ્યાપન) વગેરે સૂચવી, એના દશ પ્રકારના ફલભાવને સૂચવવા ૧૦ કથાનકોની રચના કરી છે પહેલી, છેલ્લી કથા પાંચસો, પાંચસો

ગાથાઓમાં, અને વચ્ચેની ૮ કથાઓને સવાસો, સવાસો ગાથાઓમાં સમાવી બેહજાર ગાથાઓની મર્યાદિત સંખ્યામાં ગ્રંથને કવિએ પૂર્ણ કર્યો છે.

આમાંની સૌભાગ્યફળને સૂચવતી પાંચસો ગાથાવાળી પહેલી જયસેનકથાનો ગુજરાતી અનુવાદ, આજથી ૨૮ વર્ષો પહેલાં સંવત ૧૯૭૭માં આ પંક્તિઓના લેખક દ્વારા જૈનધર્માભ્યુદય-ગ્રંથમાળાના પ્રથમ પુષ્પ તરીકે 'પંચમી-માહાત્મ્ય' ( પ્રથમ ભાગ ) નામથી પ્રકાશિત થઇ ચૂકેલ છે

તેની પ્રસ્તાવનામાં ગ્રંથ, ગ્રંથકાર, પ્રાકૃત ભાષા વગેરે સંબંધમાં આવશ્યક વક્તવ્ય કરવામાં આવેલું છે મૂળ ગ્રંથની પોથી સંબંધમાં પરિચય, સૂચન આદિ જેસલમેરભંડારની-વર્ણનાત્મક ગ્રંથસૂચી (ગા ઓ સિ નં ૨૧) માં, અને પાટણ-ભંડાર-ગ્રંથસૂચી( ગા. ઓ સિ નં ૭૬ ) આદિમાં પણ કર્યું છે વિઘ્નો આવવાથી આ અનુવાદક દ્વારા ધાર્યા પ્રમાણે આ મૂળ ગ્રંથ પ્રકાશમાં ન મુકી શકાયો, અને સં ૧૯૮૩ માં જેસલમેરમાં જવા છતાં આ ગ્રંથની પ્રાચીન પોથી ( સં ૧૧૦૯ ) ની ફોટોકોપી લેવરાવવાનો તેનો પ્રયત્ન સફલ ન થયો, તેમ છતાં આ સંપાદક દ્વારા આ રીતે તે સફલ થયેલો જોઇ-જાણી આનંદ થાય છે

આ ગ્રંથના નામમાં જે नाण (ज्ञान) શબ્દ જોડવામાં આવ્યો છે, તે મૂળ ગ્રંથકારનો નથી, ગ્રંથકારે આ ગ્રંથમાં ક્વાપિ તે વાપર્યો જણાતો નથી, ગ્રંથકારને તેવો શબ્દ વાપરવો અહિ ઇષ્ટ જણાયો નથી, કારણ કે આ ગ્રંથમાં પંચમી(વ્રત- તપ)ના માહાત્મ્ય-સૂચક સૌભાગ્ય વગેરે જે ૧૦ ફળો દર્શાવ્યાં છે, તેમાં જ્ઞાનનું ખાસ સૂચન નથી બીજી રીતે જોતાં દરેક કથામાં [૧,૪૭૪, ૩,૪૨,૪,૧૧૧, ૫,૯૬,૧૨૧, ૭,૪૨,૪૩, ૯૭, ૬,૯૫,૯૬, ૮,૫૪,૯,૯૨, ૧૦,૪૮૭], પ્રાય 'पंचमीए माहप्प' જેવા શબ્દ જોવામાં આવે છે, અને દરેક કથાના અંતમાં પ્રકટ કરેલી સંસ્કૃત પુષ્પિકામાં પણ 'पंचमी-माहात्म्ये' નામ જોવામાં આવે છે, તેમ છતાં સંપાદકે પંચમી-માહાત્મ્ય નામ પ્રકટ ન કરી नाणपंचमी-कहाओ (ज्ञानपंचमीकथा ) એવું નામ પ્રકટ કરી આગળ नाण(ज्ञान) શબ્દ જે નવો જોડયો છે, તે અહિ ઉચિત જણાતો નથી. એક પોથીના અંતમાં લેખકની ભૂલથી 'જ્ઞાનપંચમી-પુસ્તકં લિખાપિતં' એવું મળે છે, પરંતુ તે પ્રામાણિક ન લેખાય અર્વાચીન સમયમાં જૈન-સમાજમાં જ્ઞાનની આરાધના માટે જે પંચમીનું વ્રત, તપ થાય છે, તેનું વિધિ-વિધાન જુદું છે, તેના ફળને દર્શાવનાર વરદત્ત, ગુણમંજરી વગેરેનું કથાનક આદિ સાહિત્ય જુદું છે, તેમ છતાં આ ગ્રંથના સંપાદકે પ્રસ્તાવનામાં એ સર્વનું એકીકરણ કરી નાખ્યું જણાય છે તથા ગ્રંથકાર મહેશ્વરસૂરિનો પરિચય કરાવતાં જેમણે પોતાને સજ્જન ઉપાધ્યાયના શિષ્ય તરીકે ઓળખાવ્યા છે અને જેની ગ્રન્થ-રચનાની પ્રાચીન પોથી સં ૧૧(૦)૦૯ ની મળે છે—એવા પ્રાચીન, અને તે ગુરુના શિષ્ય સિવાયના બીજા મહેશ્વર નામના ૧૧ સૂરિઓના પરિચયનો કરેલો પ્રયાસ ત્યાં અપ્રસ્તુત ચર્ચા અથવા અસંગત વિશેષ આડંબર જેવો લાગે તેમાં જણાવેલ વિશ્વકોષ નહિ, પરંતુ વિશ્વપ્રકાશ કોશના તથા શબ્દભેદ-પ્રકાશ કોશના કર્તા તો વૈદ્ય કુટુંબના મહેશ્વર કવિ જૈનેતર ગૃહસ્થ છે શબ્દભેદ અને શબ્દપ્રભેદ કોશો જૂદા જણાતા નથી

પ્રા ડૉ વિદ્વાન સંપાદકે મૂળ ગ્રંથના સંપાદનમાં સારો પ્રયત્ન કર્યો જણાય છે, તેમ છતાં કેટલેક સ્થળે પદચ્છેદ, પદ-યોજના કરવામાં અને પાઠાંતરની પસંદગી કરવામાં સ્ખલના કરેલી

જણાય છે—'अहवा सा विसइ च्चिय जाएइ पहायसमयम्मि' કથા ૨,૪૮ ગાથામાં છપાયેલ છે, ત્યાં ક્રિયાપદ તરીકે ન લેતાં त्ति सइ અને जाएइ જુદાં પદ છપાવવાથી અર્થ સ્પષ્ટ થાય કે-"અથવા તે પણ સતી જ કહેવાય કે જે પ્રભાતસમયે આવે" કથા ૮, ગા ૭૦ માં 'पुट्ठु चितिताण' છપાયું છે, ત્યાં 'पुट्ठु वि तित्ताण' છપાવવાથી અર્થ સ્પષ્ટ થાય કે-'બહુ ભોજનો વડે તૃપ્ત થયેના પણ પુત્રોને માતાએ આપેલા કવલ(કોળિયા) વિના તેના હૃદયમાં નિર્વાણ (તૃપ્તિ-શાંતિ) થતું નથી' કથા ૫, ગાથા ૭૬ માં पइसु गोत्ताए' છપાયેલ છે, ત્યાં पइ सुगोत्तीए આવી રીતે છપાવવાથી અર્થ સ્પષ્ટ થાય કે 'તને હું સારી કેદમાં નાખું' કથા ૧ ૭૬ માં 'ता इ दियकयाइ' છપાયેલ છે, ત્યાં 'त इ च्चिय कयाइ' પાઠ મૂળમાં આપ્યો હોત તો તે વિશેષ યુક્ત ગણાત કથા ૧, ગાથા ૮૮ માં 'परिणीयाए उद्दन्तो' પાઠ છપાયો છે, ત્યાં 'उ द डो' તથા કથા ૧, ગાથા ૧૪૦ માં 'जइ पेरणमज्झगाओ' પાઠ છપાયો છે, ત્યાં 'नडपेच्छाण' તથા ૮,૭૬ માં अइमरर છે, ત્યાં अयसरस પાઠ ઉચિત ગણાય. કથા ૭, ગાથા ૧૪ માં 'काओ विमरागाणं' છપાયેલ છે, ત્યાં 'काओ वि सरागाण' કથા ૯, ગાથા ૧૧૨ માં 'जम्मि दिणेण' છે, ત્યાં 'जम्मि दिणे ण' જુદું પાડવું જોઈએ તો અર્થ સંગત થાય ૮,૫૬ માં हणिउजं' તો એક પદમાં જોઈએ, ૧૦,૨૪૮ માં भयवणेण છે, ત્યાં प्रियवयणेण'. જોઈએ ૧૦,૩૫૭ માં विगयज्जलेहिं છે, ત્યાં विगयलज्जेहिं જોઈએ ૨,૯૦ માં જ્યાં वाणारसि છે, ત્યાં वाणारसि જોઈએ ૧,૪૬૯ માં इ दियाल—છે, ત્યાં इ दयाल જોઈએ ૯,૯૬ માં तुम्हा છે, ત્યાં तम्हा જોઈએ ૨,૩૪ માં सूइत्तण છે, ત્યાં सुइत्तण જોઈએ ૬,૪૬ માં सत्ताण છે, ત્યાં सन्ताण જોઈએ, ૬,૫૨ માં जिणायण છે, ત્યાં जिणायण જોઈએ, ૬,૬૨ માં अहिइयर' છે, ત્યાં अहियर જોઈએ, ૩,૧૩ માં अपुव्व' ની વચ્ચે (पु ?)ની જરૂર જણાતી નથી ૪,૪૪,૪૫ માં चालेइ, चाळियाइँ છે, ત્યાં चालेइ, चालियाइँ પાઠ વિશેષ ઉચિત લાગે છે પ્રાકૃતભાષાના વિશારદો એ વિચારી શકે તેમ છે

સંપાદકે પ્રસ્તાવનામાં ગુજરાતી ભાષામાં અવિસ્સયત્ત કહા સંબંધમાં જે ચર્ચા કરી છે, તે ઉપયોગી છે અને ગ્રંથના અંતમાં આપેલી શુભ વિનોદો, સૂચી વિશેષ નામોના સૂચી સાથે આવશ્યક શબ્દસૂચી અભ્યાસીઓને ઉપયોગી થવા સંભવ છે

આમાંના સુભાષિતો સુભાષિત-ખંડ અને કહેવતોને જુદા પડતા મોટા અક્ષરોમાં છપાવ્યાં હોત, તો વિશેષ લક્ષ્ય એંચાત

આ ગ્રંથોમાં ગ્રંથમાળાના પ્રધાનસંપાદકે સિંઘી બાબૂ બહાદુરસિંહજીને આપેલી સ્મરણાંજલિ ઉચિત છે, તથા જૈન પ્રાકૃત વાઙ્મયની સંક્ષિપ્ત રૂપરેખા દોરી છે, તે પણ આકર્ષક છે

ગ્રંથમાલા-સંચાલક પ્રધાનસંપાદક અને સંપાદકને તથા પ્રકાશકને આવાં ઉત્તમ સંપાદન માટે અભિનંદન આપીએ છીએ સં. ૨૦૦૫ જ્યેષ્ઠ શુ ૧૧

—લા. ભ. ગાંધી.



## ભારતી સાહિત્ય સંઘ લિ. અમદાવાદ તરફનાં પુસ્તકો

૧ સાચાં શમણાં—લેખક : શ્રી પન્નાલાલ પટેલ, મૂલ્ય રૂ। ૩–૮–૦

૨ વનછાયા—લેખક . શ્રી ધૂમકેતુ, મૂલ્ય રૂ। ૩–૦–૦

૩ પારસમણિ—લેખક શ્રી ઈશ્વર પેટલીકર, મૂલ્ય રૂ। ૩–૦–૦

૪ વડને છાંયડે—લેખક · ઉપર પ્રમાણે; મૂલ્ય રૂ ૧–૦–૦

૫ કરુણાદેવી—લેખક · શ્રી સાને ગુરુજી, અનુવાદક શ્રી જયન્ત પરમાર, મૂલ્ય રૂ। ૧–૦–૦

૬ બોધકથાઓ—લેખક . ઉપર પ્રમાણે, મૂલ્ય રૂ। ૧–૦–૦

## ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય—અમદાવાદ તરફનાં પુસ્તકો

૭ ટન–ટન–ટન–ટન—લેખિકા—સૌ કપિલા ઠાકોર, મૂલ્ય ૦–૬–૦

## નવજીવન પ્રકાશન મંદિર—અમદાવાદ તરફથી

૮ પ્રેમપંથ—સંપાદક શ્રી વાલજી ગોવિંદજી દેસાઈ મૂલ્ય રૂ। ૦–૪–૦

## અન્ય પ્રકાશકો તરફથી

૯ ગાંધીદર્શન—લેખક અને પ્રકાશક :—શ્રી ભાનુભાઈ પંડયા, પ્રફુલ્લ નિવાસ, આગ્રારોડ, ઘાટકોપર, મુંબાઈ. મૂલ્ય ૦–૪–૦

૧૦ પ્રાર્થનામંદિર—સંપાદક કવિવર્ય મહારાજશ્રી નાનચંદજી મહારાજ ( સંત-શિષ્ય ), પ્રકાશક દેવચંદજી સાર્વજનિક પુસ્તકાલયના મંત્રી, લીંબડી ( સૌરાષ્ટ્ર ) મૂલ્ય ૦–૪–૦

૧૧ માનવતાનું મીઠું જગત—ભાગ બીજો—અને ત્રીજો-પ્રવચનકાર. અને પ્રકાશક . ઉપર પ્રમાણે, મૂલ્ય અનુક્રમે રૂ। ૧–૪–૦ અને રૂ। ૧–૦–૦

૧૨ હસતા રામ—લેખક શ્રી નઝીર, પ્રકાશક એમ. એન. કંપની કું , પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ મૂલ્ય રૂ। ૩–૮–૦

જણાય છે–'अहवा सा त्रिमइ च्चिय जाएइ पहायसमयम्मि' કથા ૨,૪૮ ગાથામાં છપાયેલ છે, ત્યાં ક્રિયાપદ તરીકે ન લેતાં ति मइ અને जा एइ જુદાં પદ છપાવવાથી અર્થ સ્પષ્ટ થય કે–"અથવા તે પણ સતી જ કહેવાય કે જે પ્રભાતસમયે આવે" કથા ૮, ગા ૭૦ મા 'सुहुं वितित्ताण' છપાયુ છે, ત્યા 'सुहुं वि तित्ताण' છપાવવાથી અર્થ સ્પષ્ટ થાય કે–'બહુ ભોજનો વડે તૃપ્ત થયેલા પણ પુત્રોને માતાએ આપેલા કવલ(કોળીઆ) વિના તેના હૃદયમાં નિર્વાણ (તૃપ્તિ–શાંતિ) થતુ નથી' કથા ૫, ગાથા ૭૬ માં पइसु गोत्ताए' છપાયેલ છે, ત્યા पइ सुगोत्तीए આવી રીતે છપાવવાથી અર્થ સ્પષ્ટ થાય કે 'તને હું સારી કેદમાં નાખુ' કથા ૧ ૭૬ માં 'ता इ व्रियकयाइ' છપાયેલ છે, ત્યા 'त इं चिय कयाइ' પાઠ મૂળમાં આપ્યો હોત તો તે વિશેષ યુક્ત ગણાત કથા ૧, ગાથા ૮૮ માં 'परिणीयाए उद्दन्तो' પાઠ છપાયો છે, ત્યા 'उ द्दडो' તથા કથા ૧, ગાથા ૧૪૦ માં 'जह पेरणमज्झगओ' પાઠ છપાયો છે, ત્યાં 'नडपेडाण' તથા ૮,૭૬ મા अइमरर છે, ત્યા अयसरस પાઠ ઉચિત ગણાય. કથા ૭, ગાથા ૧૪ માં 'काओ विसरागाणं' છપાયેલ છે. ત્યા 'काओ वि सरागाणं' કથા ૬, ગાથા ૧૧૨ મા 'जम्मि द्दिणेण' છે, ત્યા 'जम्मि दिणे ण' જુદુ પાડવુ જોઈએ. તો અર્થ સંગત થાય ૮,૫૬ માં हणिउज तो એક પદમાં જોઈએ, ૧૦,૨૪૮ મા मयवणणेण છે, ત્યાં प्रियरयणेण જોઈએ ૧૦,૩૫૭ મા त्रिगयउजलेहि છે, ત્યા त्रिगयलज्जेहि જોઈએ ૨,૯૦ મા જ્યા वागारिमि છે, ત્યા वाणारसि જોઈએ ૧,૪૬૯ મા इ दिपाल–છે, ત્યા इ दपाल જોઈએ ૯,૯૬ મા तुम्हा છે, ત્યા तम्हा જોઈએ ૨,૩૪ મા मूइत्तण છે, ત્યા सुइत्तण જોઈએ ૬,૪૬ માં सत्ताण છે, ત્યા सन्ताण જોઈએ, ૬,૫૨ મા जिणायण છે, ત્યા निणाययण જોઈએ, ૬,૬૨ માં अहिहयर છે, ત્યા अहिययर જોઈએ, ૩,૧૩ માં अपुत्र' ની વચ્ચે ( त्तु ? )ની જરૂર જણાતી નથી. ૪,૪૪,૪૫ મા वालेह, वाळिपाइँ છે, ત્યા चालेइ, चालिथाइँ પાઠ વિશેષ ઉચિત લાગે છે પ્રાકૃતભાષાના વિશારદો એ વિચારી શકે તેમ છે

સંપાદકે પ્રસ્તાવનામા ગુજરાતી ભાષામાં ભવિસ્સયત્ત કહા સંબંધમાં જે ચર્ચા કરી છે, તે ઉપયોગી છે અને ગ્રંથના અંતમા આપેલી સુભાષિતોની, સૂચી વિશેષ નામોની સૂચી સાથે આવશ્યક શબ્દસૂચી અભ્યાસીઓને ઉપયોગી થવા સંભવ છે

આમાંનાં સુભાષિતો સુભાષિત–પ્રાકૃ અને કહેવતોને જુદા પડતા મોટા અક્ષરોમાં છપાવ્યાં હોત, તો વિશેષ લક્ષ્ય ખેંચાત

આ ગ્રંથોમા ગ્રંથમાળાના પ્રધાનસંપાદકે સિંઘી બાબૂ બહાદુરસિંહજીને આપેલી શ્રદ્ધાંજલિ ઉચિત છે, તથા જૈન પ્રાકૃત વાઙ્મયની સંક્ષિપ્ત રૂપરેખા દોરી છે, તે પણ આકર્ષક છે

ગ્રંથમાલા–સંચાલક પ્રધાનસંપાદક અને સંપાદકને તથા પ્રકાશકને આવાં ઉત્તમ સંપાદન માટે અભિનંદન આપીએ છીએ સં. ૨૦૦૫ જ્યેષ્ઠ શુ ૧૧

—લા. ભ. ગાંધી.



## ભારતી સાહિત્ય સંઘ લિ. અમદાવાદ તરફનાં પુસ્તકો

૧ સાચા શમણા—લેખક શ્રી પન્નાલાલ પટેલ, મૂલ્ય રૂા ૩–૮–૦

૨ વનછાયા—લેખક : શ્રી ધૂમકેતુ, મૂલ્ય રૂા ૩–૦–૦

૩ પારસમણિ—લેખક શ્રી ઈશ્વર પેટલીકર; મૂલ્ય રૂા ૪–૦–૦

૪ વડને છાંયડે—લેખક ઉપર પ્રમાણે, મૂલ્ય રૂા ૧–૦–૦

૫ કરુણાદેવી—લેખક શ્રી સાને ગુરુજી, અનુવાદક: શ્રી જયન્ત પરમાર, મૂલ્ય રૂા ૧–૦–૦

૬ બોધકથાઓ—લેખક ઉપર પ્રમાણે, મૂલ્ય રૂા ૧–૦–૦

## ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય—અમદાવાદ તરફનાં પુસ્તકો

૭ રન–રન–રન–રન—લેખિકા—સૌ. કપિલા ઠાકોર, મૂલ્ય ૦–૬–૦

## નવજીવન પ્રકાશન મંદિર—અમદાવાદ તરફથી

૮ પ્રેમપંથ—સંપાદક શ્રી વાલજી ગોવિંદજી દેસાઈ મૂલ્ય રૂા. ૦–૪–૦

## અન્ય પ્રકાશકો તરફથી

૯ ગાંધીદર્શન—લેખક અને પ્રકાશક :—શ્રી ભાનુભાઈ પંડ્યા, પ્રફુલ્લ નિવાસ, આગ્રારોડ, ઘાટકોપર, મુંબાઈ મૂલ્ય ૦–૪–૦

૧૦ પ્રાર્થનામંદિર—સંપાદક કવિવર્ય મહારાજશ્રી નાનચંદ્રજી મહારાજ (સંત-શિષ્ય), પ્રકાશક દેવચંદ્રજી સાર્વજનિક પુસ્તકાલયના મંત્રી, લીંબડી (સૌરાષ્ટ્ર) મૂલ્ય ૦–૪–૦

૧૧ માનવતાનું મીઠું જગત—ભાગ બીજો અને ત્રીજો-પ્રવચનકાર: અને પ્રકાશક ઉપર પ્રમાણે, મૂલ્ય અનુક્રમે રૂા ૧–૪–૦ અને રૂા ૧–૦–૦

૧૨ હસતા રામ—લેખક શ્રી નકીર, પ્રકાશક એસ. એન. ઠક્કર્ની કું, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ મૂલ્ય રૂા. ૪–૮–૦

## "પુસ્તકાલય" નો આ અંક

"પુસ્તકાલય" માસિકનો આ અંક ૧૧-૧૨ મા અંક તરીકે પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે માસિકનું હિસાબી વર્ષ, પુ સ સ મંડળના વર્ષ પ્રમાણે જુલાઇ આખરનું ગણવાનું ઘણા ઉવર્ષોથી વર્ષથી ઠરાવાયું છે તેને અનુસરીને એના અંકોના ક્રમાંકો છપાય છે

ચાલુ વર્ષે સહકારી ખાતા તરફથી મંડળનું વર્ષ જુન આખરે પૂરું કરવાનો હુકમ થવાથી તે નેઅનુસરીને આ જુન માસના અંકને ૧૧ મા અંકને બદલે ૧૧-૧૨ અંક તરીકેનો ક્રમાંક આપવામાં આવ્યો છે તેની ગ્રાહક-વાચકોને નોંધ લેવા વિનંતિ છે

## પુસ્તકાલયોને મદદ

સા. પુ આલમપુર ( તા કરજણ ) ને રૂ ૧૦૧-૦-૦ પા માધવભાઇ ઘોરીભાઇ-અજેસર તરફથી, રૂા ૧૦૧-૦-૦ મૂળજીભાઇ પુરુષોત્તમદાસ તરફથી

સા પુ માણેકપુર ( તા ગણદેવી ) ને રૂા ૨૦૦-૦-૦ અલ્લામાના શ્રી નીછાભાઇ ભીખાભાઇ ત રફથી

સા પુ રીદ્રોલ ( તા વિજાપુર ) ને ૨૫) મણિલાલ મોહનલાલ ત્રિવેદી (રધિજા), ૧૧) શા શકરચંદ છગનલાલ (વિજાપુર), ૫) શા ભોગીલાલ મફતલાલ (વિજાપુર), ૫ શા. પ્રેમચંદ ઘેલાચંદ (વિજાપુર), ૧૦) રીદ્રોલ ગ્રામપંચાયત, ૧૦) પા કચરાભાઈ કાકુ દાસ (જામળા), ૫) પા નાનદાસ જેસંગદાસ (જામળા), ૫) પા મોહનદાસ જીવીદાસ (જામળા), ૭) ઠક્કર ઘેલદાસ મગનલાલ (ચગડા), ૫) પા. મોતીદાસ વેણીરામ (દિતવાડા), ૫) પા બહેચરદાસ જીવીદાસ (કુકરવાડા)

## વ. રા. પુ. મંડળ

પરિણામ —જાહેર થયેલી ૨૭ મી શિષ્ટ વાચનની પરીક્ષા એપ્રિલની ૨૪ મી તારીખે લેવાઇ ગઇ હોઇ તેમાં ૩૪૨ ઉમેદવારો બેઠા છે પરિણામ જુલાઇ અંકમાં પ્રસિદ્ધ થશે તે જોઇ લેવા લાગતા વળગતાઓને વિજ્ઞપ્તિ

પગારદાર પ્રચારક.—વડોદરા નવસારી પ્રાંત પ્રચારક શ્રીયુત છગનભાઇ મથુભાઇ પટેલની સેવા એપ્રિલ, મે અને જુન મહિનાઓ માટે દુષ્કાળ રાહતના કામ અંગે વડોદરા પ્રાંત દુષ્કાળ રાહત સમિતિને ઉછીની આપવામાં આવી હતી જુલાઇથી તેઓ પાછા પોતાના અસલ કામગીરી સંભાળી લેશે

—મહેસાણા અમરેલી પ્રાંતના ખાલી પ્રચારકપદે ગ. છોટાભાઈ અંબારભાઇ પટેલને જાન્યુઆરી ફેબ્રુઆરી અને માર્ચ એ ત્રણ માસ માટે અખતરા તરીકે કામચલાઉ નીમવામાં આવેલા. કૌટુંબિક કારણે સદરહુ કામગીરી તેમને ફાવતી નહિ આવવાથી એપ્રિલ માસથી તેઓ છૂટા થઇ ગયા છે

માનદ પ્રચારક —વસોના શિક્ષક પા. પુરુષોત્તમ ભીખાભાઇને પેટલાદ મહાલના માનદ પ્રચારક તરીકે માહે એપ્રિલથી નીમવામાં આવ્યા છે તેમના કામમાં પેટલાદ મહાલ પુસ્તકાલયોના કાર્યકરો જરૂરી તમામ જાતનો સહકાર અને સવલતો આપે

# શિષ્ટવાચનની પરીક્ષાનો પ્રશ્નપત્ર

[ વડોદરા રાજ્ય પુ મંડળ તરફથી શિષ્ટવાચનની ૨૭ મી પરીક્ષા એપ્રિલ માસની ૨૪ મી તારીખે લેવાયલી પરીક્ષા માટે "માણસાઈના દીવા" નું પુસ્તક નક્કી થયું હતું. એનો પ્રશ્નપત્ર નીચે મુજબ હતો ]

## પ્રશ્નપત્ર

( પાંચમો સવાલ ફરજિયાત છોડી બીજા ગમે તે સાત મળી કુલ આઠ સવાલ છોડવા )

૧ 'માણસાઈના દીવા' ના લેખકનો તેમ જ એ પુસ્તકની વસ્તુ પૂરી પાડનાર મહાપુરુષ એ બન્નેનો ટૂંક પરિચય કરાવો. એ વસ્તુ લેખકે કેવા સંજોગોમા કેવી રીતે મેળવી તે લખો.

૨ 'તમે આપેલ માળા ફળી છે'—એ શબ્દો મહારાજ આગળ કોણ બોલેલું ? માળા ફળીનો એ આખો પ્રસંગ બરાબર સમજાવો.

૩ 'કેમ મારા રોટલા ન ખાધા ?' બોલનારનો પરિચય કરાવો એ આખો પ્રસંગ વર્ણવો.

૪ વગાદરા ગામની હાજરી કઢાવવાનો આખો પ્રસંગ વર્ણવો

૫ ગમે તે ત્રણ વચનો પૂર્વાપર સંબંધ આપી સમજાવો —

(૧) હેઠ ! મારા હાળા નામર્દ ! (૨) ચા મૂકો, ઝટ ચા ! (૩) બેસ, બેસ, મારા હાળા હેવાન ! આવું બોલાય કે ? (૪) મહારાજ, મેં ઓળખ્યા છતાં ના કહેલી.

(૫) મારા હાળા ભાન વન્યાના ! મૂંગો મરી રહેને ! (૬) પગને આંખો હોય છે

અથવા

નીચે પૈકી ગમે તે ત્રણ બાબતો વિષે જાણતા હો તે લખો —

(૧) પીરાણાનો પ્રયોગ (૨) મોતી ડોસા (૩) ગાંધીજીની સભ્યતા (૪) દધીચના દીકરા (૫) પાટણવાડિયા કોમની ખાસિયતો. (૬) કામળિયા તેલ.

૬ 'જેલ ત્યારે, મા બોલાવે છે,' એ વચન ઉચ્ચારનાર જેલમુકાદમનો પરિચય કરાવો

૭ 'રવિશંકર મહારાજ જબરા અપરિગ્રહવ્રતધારી છે' એમ પ્રસંગો ટાંકી પૂરવાર કરો

૮ ચોરીના કસબ બાબતમાં ભરાડી ચોર પુલિયાની ફિલસુફી સમજાવો

૯ 'કોણ ચોર! કોણ શાહૂકાર' નો પ્રસંગ ટૂંકમાં વર્ણવી તે પરથી પાટણવાડીઆ, શાહૂકાર ગણાતા વેપારી, તથા પોલીસ વિષે તમારા મનમાં કેવી છાપ પડી તે સમજાવો.

૧૦ 'મૂઉ, મહારાજ ! કર્યાં પરસેવો ઉતાર્યો હતો !' નો પ્રસંગ આલેખો

૧૧ મહારાજ જેને "કળિયુગના ઋષિ" કહી ઓળખાવે છે તે અદ્ભુત વ્યક્તિનો આખો પરિચય કરાવો

૧૨ 'માણસાઈના દીવા' મા આલેખાયલાં વિવિધ માનવપાત્રોમાંથી માણસાઈના સાચા દીવા ગણી શકાય એવા પાત્રોનાં નામ ગણાવી તેમાથી હરકોઈ એકનો પૂરો પરિચય કરાવો.

૧૩ બાબર દેવાને પકડવાને ગોઠવાયલું પોલીસનું છટકું વર્ણવી તે પર તમારા વિચાર દર્શાવો

૧૪ 'હૈડિયા વેરો' એ શબ્દનો અર્થ સમજાવી તે સબંધમા સંસ્મરણો આલેખો

૧૫ પાટણવાડિયાની જાત ચોર લૂંટારુ ખરી, પણ સાચાબોલી અને ટેકીલી હોય છે, એ પૂરવાર કરનાર દૃષ્ટાંતો લખો

# પુસ્તકાલયોની તપાસણી

**પ્ર**ગારદાર તેમજ માનદ પ્રચારકોએ નીચેના સ્થળોની મુલાકાત લઈને ત્યાંની પુસ્તકાલય વા વાચનાલય સંસ્થાઓની તપાસણી કરી છે, અને દફતરી તથા પુસ્તક ગોઠવણીની અવ્યવસ્થા દૂર કરી છે. વર્ગીકરણ તથા વાચનપ્રચારની પણ કામગીરી બજાવી છે

૧ વડોદરા-નવસારી પ્રાંત પ્રચારક રા. છગનભાઈ મથુરભાઇ પટેલ-માહે જાન્યુઆરી માસમાં-કરજણ મહાલનાં (૧) બામણગામ (૨) ભરથાણા (૩) ચેમારડી (૪) ચોરંદા (૫) ધાવટ (૬) કુરાલી (૭) સીમળી, (૮) સાંગસેજ. ડભોઈ મહાલ: (૯) માવલી, સાવલી મહાલના (૧૦) સમલાયા સ્ટેશન (૧૧) સમલાયા (૧૨) નાની ભાડોલ (૧૩) મોટી ભાડોલ (૧૪) ગાજીપુરા (૧૫) મુઢેલા (૧૬) ધટીઆલ (૧૭) લીમડાપુરા (૧૮) ઈંદ્રાડ (૧૯) વેમાર (૨૦) ગરધીઆ (૨૧) પીલોલ (૨૨) મજુસર (૨૩) કુનપાડ, કા. દિ. ૨૨, રૂબરૂ વાંચવા આપ્યા ૨૭૧.

માહે ફેબ્રુઆરી માસમાં-સાવલી મહાલના-(૧) ધનતેજ (૨) રતનપુર (૩) બાકરોલ (૪) કઠાળા (૫) વરસડા (૬) જાલુમોરલ (૭) ધર્મપુર (૮) વરકેસર (૯) તુલસીપુરા (૧૦) વાલાવાવ (૧૧) ડેસર (૧૨) શારણપુરા (૧૩) વેજપુર (૧૪) મુવાલ (૧૫) ગોઠડા (૧૬) ટુંડાવ (૧૭) બહુથા (૧૮) નમેસરા (૧૯) અંજેસર (૨૦) રાણીયા (૨૧) પોયચા, વાઘોડિયા મહાલના (૨૨) માડોધર (૨૩) સાંગાડોલ (૨૪) કાશીપુરા કા. દિ. ૨૨, રૂબરૂ વાચવા આપ્યા ૨૦૫.

માહે માર્ચ માસમા—વાઘોડિયા મહાલનાં-(૧) ગુતાલ (૨) ગુમલપુર (૩) ખેરવાડી (૪) લીમડા (૫) પીપળીઆ (૬) આમોદર (૭) અલવા (૮) ખધા (૯) ગજાનરા (૧૦) રવાલ (૧૧) રસુલાબાદ (૧૨) સાકરીઆ (૧૩) કોટંબી (૧૪) કામરોલ (૧૫) મઢીપુરા (૧૬) ગણેશપુરા (૧૭) ભણીયારા (૧૮) ઢુમેટા (૧૯) આમલીયારા, સાવલી મહાલના (૨૦) ગાગડીઆ (૨૧) ખાખરીઆ, વાઘોડિયા મહાલના (૨૨) ચાકપુરા (૨૩) અડીરણ (૨૪) અમ્રોજ (૨૫) વીરોદ (૨૬) જરોદ કા. દિ. ૨૨, રૂબરૂ વાંચવા આપ્યા ૨૮૧

૨ મહેસાણા-અમરેલી પ્રાંત પ્રચારક રા. છીતાભાઈ બકોરભાઇ પટેલ-માહે જાન્યુઆરીમાં-કલોલ મહાલના-(૧) પાનસર (૨) કોટા (૩) પલિયડ ( ) ખોરજડાભી (૫) વેડા ગોવિંદપુર (૬) જામળા (૭) વાગોસણ (૮) ડીંગુચા (૯) શોભાસણ (૧૦) નાદરી (૧૧) સોજા (૧૨) નારદીપુર (૧૩) સરઢવ (૧૪) મોટીઆદરજ (૧૫) ઝોલવડા (૧૬) વાવોલ (૧૭) રાંધેજા (૧૮) ઉનાઉ (૧૯) બીલોદરા (૨૦) અલુવા (૨૧) મુબારકપુર (૨૨) પીંડારડા (૨૩) વાસણા (૨૪) પીપળજ (૨૫) બાલવા (૨૬) ઈસંડ (૨૭) શેરથા (૨૮) સઈજ (૨૯) ધાનજ કામગીરી દિન ૨૩, રૂબરૂ વાંચવા આપ્યાં ૯૮.

દહેગામ મહાલના (૧) ધાગીઆણા (૨) નાના જલુંદ્રા, કલોલ મહાલનાં (૩) પલસાણા (૪) ટીંટોડા (૫) ભોંયણુરાઠોડ (૬) છત્રાલ (૭) બીલેશ્વરપુરા (૮) વડાવસ્વામી, કડી મહાલના (૯) ચડાસણુ (૧૦) કુંડાસણુ કુ દિ ૧૦

માહે માર્ચ માસમા—કલોલ મહાલના-(૧) હાજીપુર (૨) ધમાસણા (૩) ભાદોલ (૪) મોખાસણ (૫) રૂપાલ (૬) સોનીપુર (૭) બોરીસણા (૮) જાસપુર (૯) ઓગ્રા (૧૦) સેરીસા (૧૧) વછેસર (૧૨) કારોની (૧૩) રૂકનપુર (૧૪) સાતેજ (૧૫) રાચરડા (૧૬) કુડાસણ, મહેસાણા મહાલનુ (૧૭) લાખવડ, દહેગામ મહાલનાં (૧૮) લવારપુર (૧૯) શાહપુર (૨૦) પાનજ (૨૧) પરાંતિયા (૨૨) ચીલોડા કુ દિ ૨૪, રૂબરુ વાચવા આપ્યા. ૧૦૭

૩ મહેસાણા મહાલ માનદ (૧) રા માધવ મો ચોધરી–માહે માર્ચ માસમા – (૧) મેવડ

માર્ચ, એપ્રિલ માસમા (૧) મોઢા (૨) ખારા (૩) આંબલીઆસણ (૪) અબિલિયાસણ સ્ટેશન બજાર.

પ્રચારક ભાઈઓએ રૂબરૂમાં આપેલ સલાહ સૂચનાનો બનતી ત્વરાએ અમલ કરી દેવા લાગતા વળગતા મત્રી ભાઈઓને વિનતિ

નાનુ ચોકસી
સહમત્રી
પ. રા. પુ મડળ

---

# વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

## જાહેરાત નં. ૪ સને ૪૮–૪૯

ગ્રામ પુસ્તકાલયોના ગ્રથપાલો અને મત્રીઓ માટે શિક્ષણવર્ગ

ગ્રામ પુસ્તકાલયોનુ કામ કરનાર મત્રીઓ તથ ગ્રથપાલો માટે પ્રાંતવાર તાલીમ વર્ગો દર વર્ષે ભરાય છે, તે મુજબ ચાલુ સન ૧૯૪૮–૪૯ની સાલે મહેસાણા પ્રાંતના ચાણસ્મા, પાટણ અને હારીજ મહાલોનો એક વર્ગ જુલાઈની ૭–૮–૯ તારીખોએ ચાણસ્મા મહાલના બહુચરાજી ગામે ભરવાનુ વિચાર્યું છે

આ વર્ગ અગે થતો બધો જ ભોજનખર્ચ રાજ્ય પુસ્તકાલય મડળ ભોગવશે ? દરકોઈ પુસ્તકાલયના મત્રી વા ગ્રથપાલ ઉમેદવારને થતો મુસાફરીખર્ચ જે તે પુ:

બજેટમાં પાડી શકાય તેવી યોજના રહેશે આ શિક્ષણવર્ગો ચલાવવા માટે રાજ્ય પુસ્તકાલય મંડળના મંત્રીઓ, રાજ્ય વ પ્રાંત પુસ્તકાલય પ્રચારક તથા પુસ્તકાલયપ્રવૃત્તિમાં રસ લેતા જે તે પ્રાંતના ભાઈઓ હાજર રહેશે પુસ્તકાલય ખાતાના અધિકારી સાહેબ પણ આવશે જ

શિક્ષણવર્ગનું કામ ત્રણે દિવસ સવારના ૭ાા થી ૧૦ાા તથા ૨ાા થી પાા એમ બે ટકે ચાલશે વચ્ચેનો વખત ભોજન, આરામ, વાર્તાલાપ અને રમતગમત વગેરે માટે રહેશે રાત્રે ૮ાા થી ૧૦ સુધીના વખતમાં શક્ય હશે તો મનરંજનનો કાર્યક્રમ રાખવામાં આવશે. પછી ઉપયોગી છતાં આનંદજનક વાર્તાલાપ ચાલશે ત્રીજે દિવસે સવારના ભાગમાં શંકાનિવારણનું કાર્ય અને સાંજના ભાગમાં નજીકમાં જોવા જાણવા જેવું કોઈ સ્થળ હશે તો તેની મુલાકાતે જવાનું ગોઠવાશે.

ચાણસ્મા, પાટણ તથા હારીજ મહાલોના પુસ્તકાલયોના મંત્રી વા ગ્રંથપાલ પૈકી જેમણે અત્યાર લગીમાં આવા કે ઉપલા વર્ગનો લાભ ન લીધો હોય તેઓ આ તાલીમવર્ગનો લાભ અવશ્ય લે એમ ઇચ્છવામાં આવે છે ઇચ્છુક ઉમેદવારે તો પોતાના નામઠામ, પોસ્ટનું ઠામ, અભ્યાસ, ઉંમર, ધંધો અને પુસ્તકાલય અંગેની કામગીરીની હકીકત સાથેની અરજી તા ૨૦-૬-૪૯ સુધીમાં અમારા તરફ અવશ્ય મોકલી આપવી

આ શિક્ષણવર્ગ માટે ચાલુ સાલના બજેટમાં ખર્ચ ન રખાઈ હોય તેવાં પુસ્તકાલયોએ જરૂરી રકમ પૂરતો ફેરફાર કરવાનું વા બીજી વ્યવસ્થા થવા માટે લખાણ પુસ્તકાલય ખાતાના મે મદદનીશ વ્યવસ્થાપક સાહેબ તરફ આ વાંચતાં વેંત જ મોકલી આપવું

આ વર્ગ માટે જેમની અરજીઓ મંજૂર થશે તેમને વ્યક્તિગત ખબર આપવામાં આવશે અને તેમણે વર્ગનું કામ ઠરેલ પ્રથમ દિવસના સવારથી જ શરૂ થવાનું હોવાથી આગલી રાત્રે જ વર્ગના સ્થળે હાજર થઈ જવું જોઈએ

પથરી, જળપાત્ર, વગેરે અંગત જરૂરી સામાન ઉપરાંત પુ ખાતાના હુકમ સૂચનાઓમાં એકીકરણના ત્રણે ભાગે, વર્ગીકરણ પદ્ધતિનું પુસ્તક, પોતપોતાના પુસ્તકાલયનું જનરલ રજીસ્ટર ઉપરાંત વિષયવાર નામવારી પત્રકો તૈયાર થયેલાં હોય તો તે અને રા બ ગોવિંદભાઈ દેસાઈકૃત "ઘરમાં રમવાની રમતો" એટલું સૌએ લેતા આવવું

શિક્ષક હશે તેમની કામગીરી ગણાય એ માટે હાજરીના દાખલા શિરસ્તા મુજબ આપવાની વ્યવસ્થા રહેશે.

જે તે મહાલના બીનતાલીમી મંત્રી કે ગ્રંથપાલ પૈકી હરકોઈ એક જણ આ વર્ગોનો લાભ લેવાનું ન ચૂકે એવી ખાસ ભલામણ કરવામાં આવે છે.

વડોદરા રા. પુ મંડળ
વડોદરા
તા ૧૩-૬-૪૯

ના. ન ચોકસી
સહમંત્રી

# શ્રી રાયચુરાનાં ત્રણ પત્રો

## દરેક ગુજરાતી લાયબ્રેરીમાં હોવાં જ જોઈએ.

# શારદા

વાર્ષિક લવાજમ રૂા ૬–૧૧–૦

આ મહાગુજરાતનુ માનીતુ માસિક તમારી લાયબ્રેરીમાં ન આવતું હોય તો આ વર્ષે જરૂર મંગાવો.

# કનૈયો

જોડાક્ષર વગરનુ સચિત્ર બાલમાસિક

વાર્ષિક લવાજમ રૂા ૫–૦–૦

શ્રી રાયચુરાના તંત્રીપદે પ્રગટ થતુ આ બાલમાસિક બે વર્ષથી પ્રગટ થાય છે આજે 'કનૈયો' એક એક બાળકનુ પ્રિય માસિક છે

# આનંદ અઠવાડીક

વાર્ષિક લવાજમ રૂા ૧૨–૦–૦

આનંદ દર અઠવાડિયે પિતા અને પુત્રી સાથે બેસીને વાચી શકે એવુ નિર્દોષ, અને સહુ સમજી શકે એવુ સાહિત્ય અને કલાનુ આ એક જ અઠવાડિક ગુજરાતમા ખૂબ વચાય છે તમારી લાયબ્રેરીમા આ અઠવાડિક હોવુ જ જોઈએ.

શ્રી ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરાને તંત્રીપદે પ્રગટ થતા આ બે માસિકો અને એક અઠવાડિક વડોદરા રાજ્યના પુસ્તકાલયો માટે મંજુર થયેલાં છે. તમારા આ વર્ષના બજેટમા આ પત્રોને તમે જરૂર સ્થાન આપો

# 'શારદા' કાર્યાલય

પો બો ન. ૮૯, ગત્રપુરા—વડોદરા.

# "તાજમહાલ"ના સર્જક: શાહજહાંનું મયૂરાસન

એ સમયે ભારતમાં મોગલોનું સામ્રાજ્ય હતું હિન્દમાં મોગલોએ એવો દાબ બેસાડયો હતો કે કોઈ એમની સામે માથું ઊંચું કરવાનું સાહસ નહોતું કરી શકતું

શાહજહાંએ વિચાર્યું કે દુનિયામાં પોતાનું નામ અમર કરવા માટે કોઈ અદ્‌ભુત કારીગરી યોજાય એટલામાં તેની બેગમનું મૃત્યુ થયું શાહજહાએ પોતાની પ્રિયતમાની યાદમાં-આગ્રામાં તાજમહાલનું નિર્માણ કરાવ્યું, જે આજે પણ પોકારી રહ્યો છે કે મુમતાઝ શાહજહાંની પ્રેયસી હતી અને જેના નામને અમર બનાવવા માટે આ મહાન ઇમારતની રચના કરવામાં આવી છે કોણ જાણે કેટલાએ એક્કાવાળા-ગંગાવાળા અને આગ્રાના અન્ય વેપારીઓ શાહજહાં અને તેની પત્નિને આજે દરરોજ ધન્યવાદ દેતા હશે, કારણકે તાજમહાલના રોજા આજે પણ તેમની રોજીનું સાધન બની ગયું છે

તાજમહાલની રચના પછી શહાજહાંએ મોગલ સલ્તનતની ખ્યાતિમાં વધારો કરવા માટે તખ્ત તાઉસની રચના કરાવી તખ્ત-તાઉસ ઉર્ફે મયૂરાસન તાજમહાલની માફક સ્થાયી ન રહી શકયું શાહજહાના મૃત્યુબાદ, મોગલોની વીરતા, તેમની સાહસપ્રિયતા, આળસ અને અહંમન્યતામાં પરિવર્તન પામ્યાં. તેમની શકિત ક્ષીણ થવા લાગી ૧૭૩૮માં નાદીરશાહે દિલ્હી પર આક્રમણ કર્યું શાહજહાંના વારસ મહમદશાહે તેની આગળ આત્મસમર્પણ કર્યું. અને ૬ કરોડ રૂપિયા નાદિરશાહને ભેટ આપ્યા શાહજહાંનું પ્રિય મયૂરાસન પણ નાદિરશાહ પોતાની સાથે ઇરાન લઈ ગયો આ પ્રમાણે હિંદમાથી મૂલ્યવાન વસ્તુ બહાર ચાલી ગઈ.

અત્યારસુધી લોકોની ધારણા હતી કે દિલ્હીનું મયૂરાસન ઇરાનના શાહી ખજાનામાં પડયું છે, પરંતુ ઇતિહાસકારોનો મત છે કે ઇરાનમાં જે તખ્ત તાઉસ છે તે શહાજહાંનું બનાવેલું નથી, પરંતુ ઇરાનના બાદશાહ ફતેહઅલી શાહને તેના લગ્ન પ્રસંગે જે ભેટ આપવામાં-આવ્યું હતું તે તખ્ત-તાઉસ અને ઇરાનમાં રહેલું તખ્ત-એ-તુસ બન્નેમાં બહુ જ ફેરફાર છે મોગલ દરબારમાં આવીને રહેલા ફ્રાંસીસ યાત્રી ટવેર્નિયરે તખ્ત તાઉસનું વર્ણન કર્યું છે તેણે

લખ્યું છે કે તખ્ત-તાઉસનો આકાર પલંગ જેવો બનાવવામાં આવ્યો હતો, તેની લંબાઇ અને પહોળાઇ ૬ ફુટ અને ૪ ફુટની હતી. સોનાના ચાર પાયા પર તખ્તને ઊભું રાખવામાં આવ્યું હતું અને હીરા, માણેક, મોતી, પન્ના વગેરેથી સુસજ્જ બનાવવામાં આવ્યું હતું તેમાં ૧૦૮ કીંમતી માણેક અને ૧૧૨ પન્ના લગાવવામાં આવ્યા હતા. તખ્તની ઉપર જે છત્રી લગાડવામાં આવી હતી તે બધાય કરતાં વધુ કિંમતી હતી, છત્રીના અંદરના ભાગમાં હીરા, મોતી લગાડવામાં આવ્યા હતા, તેના વચ્ચેના ભાગમાં એક સુંદર મોર ટીંગાડવામાં આવ્યો હતો. તેની અંદર હીરામાણેક એવી રીતે ચોઢવામાં આવ્યા હતા કે મોરનો રંગ આબેહૂબ કુદરતી મોર જેવો લાગતો હતો.

ઇરાનનું તખ્ત એ જ મયૂરાસન છે, એવી ભ્રમપૂર્વક ધારણા કેટલાક દિવસો સુધી રહી; પરંતુ ઇ સ ૧૮૯૬ માં જ્યારે લોર્ડ કર્ઝને ઇરાનના દરબારની મુલાકાત લીધી અને ત્યાં શાહી ખજાનાનું ઝવેરાત નિરખ્યું ત્યારે આ ધારણા દૂર થઇ લોર્ડ કર્ઝનનું ધ્યાન એ વખતે તખ્ત-એ-તુર્ક પર ગયું, ટવૅનિયરે કરેલા વર્ણન કરતાં તે તદ્દન જુદું જ હતું

આ બાબત પર વધુ તપાસ કરતાં લોર્ડ કર્ઝનને જણાયું કે નાદીરશાહ તખ્ત-તાઉસને ઇરાન જરૂર લઇ ગયો હતો, પરંતુ તેનો વધુ ઉપયોગ ન કરી શક્યો. એ વખતે ઇરાનમાં ખુર્દ જાતિની સત્તા વધતી જતી હતી. દિલ્હીથી પાછા ફર્યા બાદ આઠ વર્ષે આ લોકોએ નાદીરશાહને મારી નાખ્યો. નાદીરશાહના વંશમાં એવો કોઇ બહાદુર ન હતો, કે જે ખુર્દ લોકો સામે લડી શકે, ખુર્દ લોકોએ મયૂરાસનને તોડીને તેના ટુકડે-ટુકડા કરી પોતાના સૈનિકો વચ્ચે વેંચી નાખ્યા હતા

લોર્ડ કર્ઝને ઇરાનના જૂના કાગળો તપાસવાની શરૂઆત કરી તો "ખુશાર" નામક જૂના પુસ્તકમાંથી એટલું જ જાણવાનું મળ્યું કે ખુર્દ લોકોએ નાદીરશાહની ધન-દોલત લૂંટી લીધી હતી અને દિલ્હીથી લાવવામાં આવેલ તખ્ત-તાઉસના ટુકડા કરી અંદર અંદર વહેંચી લીધા હતા.

આ શોધખોળ પરથી એટલું તો નક્કી થયું છે કે તખ્ત-તાઉસને તોડી નાખવામાં આવ્યું હતું

આ રીતે કલા અને ઇજનેરીની સાચી કદર પિછાનનાર મોગલ બાદશાહ શાહજહાનું સર્જન નષ્ટપ્રાય થયું. તખ્તે-તાઉસ, જેને હિંદીઓ મયૂરાસનના નામે પિછાને છે, એવું અપ્રતિમ ભવ્ય સિંહાસન વિશ્વમાં ક્યારેય બન્યું નથી અને બનવાનું પણ નથી

( "યુગાન્તર"માંથી )

# આદર્શ ગામડાની કલ્પના

ભારતવર્ષના આદર્શ ગામડાની રચના એવી હશે કે સંપૂર્ણ સ્વચ્છતા જાળવવાની અનુકૂળતા રહે તેમા પૂરતા હવાઅજવાળાવાળી ઝૂંપડીઓ હશે, ને તે આસપાસના પાચ માઇલના ઘેરાવામાથી મળતી સાધનસામગ્રીથી બનેલી હશે. ઝૂંપડીઓને વાડા રાખેલા હશે, જેથી તેમા વસનાર માણસો તેમના ઘરના ઉપયોગ પૂરતા શાકભાજી ઉગાડી શકે ને ઢોર રાખી શકે. ગામડાના રસ્તા ને શેરીઓ જેટલા ધૂળ વિનાના બનાવી શકાય એટલા બનાવાશે. ગામમાં ગામની જરૂરિયાત પૂરતા કૂવા હશે ને તેમાથી પાણી ભરવાની સૌને છૂટ હશે સૌને માટે ઉપાસનાના સ્થાનો હશે, એક સાર્વજનિક સભાસ્થાન હશે, ઢોરને ચરવા માટે ગોચર હશે, સહકારી પદ્ધતિએ ચાલતું દુગ્ધાલય, ઔદ્યોગિક શિક્ષણને કેન્દ્રમા રાખીને ચાલતી પ્રાથમિક ને માધ્યમિક શાળાઓ, અને ઝઘડા પતાવવા માટે પંચાયતો એ ગામડામા હશે. ગામડુ પોતાના ખપ પૂરતા અનાજ, શાકભાજી ને ફળ પકવી લેશે, ને પોતાના વાપર પુરતી ખાદી પેદા કરી લેશે આદર્શ ગામડા વિષેની મારી કલ્પનાની આ રૂપરેખા છે

—ગાંધીજી

# વિશ્વનાં અદ્ભુત અને વિચિત્ર વૃક્ષો

એમ કહેવાય છે કે દક્ષિણ આફ્રિકામા માડાગાસ્કર ટાપુમાં એક એવુ ઝાડ થાય છે કે જે માનવીનુ ભક્ષણ કરે છે જર્મનીના ડૉ. કાલે લેગ તે પોતાની નજરે જોયેલ છે

ટાપુના જે ભાગમાં આ વૃક્ષ થાય છે ત્યા હબસી લોકો વસે છે તેઓ આ વૃક્ષને દેવતા સમજે છે અને કોઇ કોઇ વખત એકાદ યુવતીનો ભોગ ચઢાવે છે બિચારી કમનસીબ યુવતીને આ ઝાડ પર તેઓ ચડવા માટે બળજબરી કરે છે વૃક્ષના થડ પર નાની નાની ડાળીઓ હોય છે, જે યુવતીના શરીર પર સર્પની માફક ચારે બાજુથી વીંટાઇ વળે છે વૃક્ષના પાન પણ ઘણા જ મજબૂત હોય છે અને તેના પર સોયા જેવા કાંટા હોય છે જ્યારે ડાળીઓ શિકારને ચારે તરફથી વીંટાઇ જાય છે ત્યારે આ સોયા દિવસો બાદ ત્યાં માત્ર હાડપિંજર જ બાકી રહેલુ દેખાય છે

અમેરિકાની મધ્યમા અને ખાસ કરીને પનામા નજીક એવાં વૃક્ષો મળી આવે છે જેના ફળમા એક પ્રકારની ચરબી મળી આવે છે કે જે બાળવાના કામમા આવે છે

જાપાનમાં ઓનો નામના એક શહેરમાં ધુમાડાવાળું વૃક્ષ મળી આવે છે સૂર્યાસ્ત વખતે જ્યારે બધી બાજુ અંધારૂં થઇ જાય છે ત્યારે આ વૃક્ષના મધ્યભાગમાંથી એકાએક ધુમાડો નીકળવા લાગે છે

બિહારના મુંગર નામના નગરમા એક બહુ જ મોટું અને જૂનું અદ્ભુત ઝાડ છે જો કોઇ આ વૃક્ષની ડાળી હલાવે તો આખુય ઝાડ હાલવા લાગે છે અને ડાળી હલવવી બંધ કરી દે તો આખુ વૃક્ષ હાલતુ બંધ થઇ જાય છે. આવુ એક ઝાડ ભાગલપુરમા પણ હતુ, પરંતુ થોડા વર્ષ પહેલાં તે પડી ગયુ

દુનિયાનું નાનામાં નાનું ઝાડ અમેરિકામા છે તે આશરે ત્રણસો વર્ષ કરતા પણ જૂનું છે. આ વૃક્ષને ત્યાંના લોકો "કાય"નું ઝાડ કહે છે. આ ઝાડની લબાઇ માત્ર એક ફુટની છે પરંતુ તેની શાખાઓ ૭૦ ફુટ સુધી ફેલાયેલી છે

o

આફ્રિકાના જંગલમા પણ એક અદ્ભુત પ્રકારનુ ઝાડ મળી આવ્યુ છે આ વૃક્ષ સવારના પોતાની શાખાઓ સંકેલી લે છે, અને રાત્રે ચદ્રમાની ચાંદની માફક ચારે તરફ ફેલાઇ જાય છે અને રાત્રે ધ્રુજે છે તેની ડાળીઓ લાલ અને પથ્થર જેવી મજબૂત હોઈ તેના પર કાળા અને સફેદ ધાબા હોય છે આ ધાબા હમેશ નથી રહેતા પરંતુ દર અઠવાડિયે બદલાઇ જાય છે જો તેની છાલ ઉતારવામાં આવે તો તેમાથી એક પ્રકારનો રસ નીકળે છે આ ઝાડ પર કેટલીય જાતના પ્રયોગો કરવામા આવ્યા છે જો આ ઝાડને કાપવામાં આવે તો તેનો રંગ તરત જ બદલાઇ જાય છે અને સુકાઈ ગયા પછી તેમાથી કીડા નીકળવા લાગે છે જો આ વૃક્ષો સૂકી તેની અદર સીસો રંગ ભેળવામાં આવે તો તે સફેદ થઈ જાય છે તેને શરીર પર લગાડવાથી બળતરા ઉત્પન્ન થાય છે તેના ફૂલમાથી પણ એક વિચિત્ર પ્રકારની વાસ આવે છે

આ ઝાડથી એક લાભ એ થાય છે કે જ્યા આ વૃક્ષ હોય ત્યાથી ત્રણ માઇલ સુધી સાપ રહેતા નથી.

o

અમેરિકાના મધ્ય ભાગમાં એક બૃહદાકાર વૃક્ષ થાય છે તેની ગોળાઇ લગભગ ૧૦૦ ફીટની હોય છે ત્યાંના રહેવાસીઓ આ ઝાડને વચ્ચેથી કોરી રહેવાલાયક જગ્યા બનાવે છે કેટલાક તો પ્રાણીઓ માટે તબેલા પણ બનાવે છે

o

મેક્સિકોમાં એક એવુ ઝાડ થાય છે કે જેના પાન પર કાંટાઓ હોય છે. આ કાંટાઓ ખેચવાથી તરત જ લાંબો રેસો ઝાડમાંથી નીકળી આવે છે ત્યાંના રહેવાસીઓ આવા રેસા કાઢી તેમાંથી પહેરવાના કપડાં બનાવે છે

o

દક્ષિણ ક્યુબામા એક ગાનાર અદ્ભુત ઝાડ મળી આવ્યુ છે કેટલાક દિવસ સુધી આનુ કારણ જણાતું નહોતું, પરંતુ હવે જણાયું છે કે કેટલાક કીડાઓ આ ઝાડમાં કાણા પાડે છે, જેમા પવન ભરાવાથી તે વાગવા માંડે છે

o

બ્રાઝીલમાં એક એવું ઝાડ થાય છે, કે જેમાથી નિરંતર પ્રકાશ ફેલાય છે અને રાત્રે તેની નીચે બેસી ખુશીથી વાંચી શકાય છે

o

ફરીદપુરમાં એક જૂના મંદિર પાસે ખજૂરીનું ઝાડ છે. રાત્રે જ્યારે ઘંટનાદ અને પૂજા થાય છે ત્યારે આ ઝાડ વચ્ચેથી નમી જાય છે, અને સવારે પાછું ઊભુ થઇ જાય છે

o

દક્ષિણ અમેરિકામાં એક જાતનું ઝાડ થાય છે જેમાં છરી વગેરે ભોંકવાથી તેમાંથી દૂધ નીકળે છે. આ દૂધનો સ્વાદ ગાય ભેસના દૂધ જેવો હોય છે.

o

(અનુસધાન પૃષ્ઠ ૫૧૦ ઉપર)

# માનવસેવા માટે ઉપયોગી—ધ્વનિશક્તિ

અવાજનાં આંદોલનો દ્વારા સાગરતળિયે બેઠેલા જહાજની માહિતી મળી શકશે આવાં આંદોલનો અનેક ક્ષેત્રોમાં અવાજના આંદોલનો ઉપયોગી થવાના કઈ રીતે ધ્વનિ—શક્તિ માનવસેવા કરી શકે તેમ છે, તે શક્યતાનો ખ્યાલ આપવા સાથે લેખક આજે ચાલી રહેલા કેટલાક અખતરાઓનો પણ પરિચય આપે છે.

તબીબી ક્ષેત્રે પણ તેનો સારો ઉપયોગ થઈ શકે તેમ છે ખોપરીનું હાડકું તોડયા વગર મગજનું ઓપરેશન સેકન્ડના એંશી હજાર આંદોલનોવાળા અલ્ટ્રાસોનિક મોજાંઓની ધ્વનિ-શક્તિનો ઉપયોગ કરીને થઈ શકશે ખેતી માટે પણ આ શક્તિનો ઉપયોગ કરી શકાય તેમ છે. બિયારણને ધ્વનિની અસર હેઠળ લાવીને પછી વાવવાથી વધુ પાક ઊતરે છે આ રીતે વવાયેલા બટેટાના પાકમાં ૪૦થી ૫૦ ટકા વધારો થયો હતો એ રીતે અવાજનું આંદોલન માનવી માટે હવે ખૂબ મૂલ્યવાન બનશે

---

વસ્તુઓના ઘર્ષણથી કે ચળકાટથી અથવા ધ્રુજારીથી વાતાવરણમાં ઉત્પન્ન થતાં આંદોલનો આપણા કાન પર અથડાય છે, ત્યારે આપણને 'અવાજ' પ્રત્યક્ષ થાય છે. બે પ્રકારના અવાજ જાણીતા છે સતત ચાલુ રહેતો અવાજ અગર તો ઘોંઘાટ અને આવેગી અવાજો અથવા ટકટક અને ડચકારો આપણા કાન અવાજ સાંભળવા માટેનું મર્યાદિત સાધન છે સેકન્ડના ૨૦,૦૦૦ આંદોલનો ઉપજાવતો અવાજ આપણને સીત્કાર જેવો સંભળાય છે, જ્યારે સેકન્ડના ૩૦,૦૦૦ આંદોલનો ઉપજાવતો અવાજ આપણે સાંભળી શકતા નથી હોતા

## ન સંભળાય તેવા અવાજ

આ રીતે આપણે કેટલાયે અવાજો સાંભળી શકતા નથી હોતા કંસારીના કરકટ સંગીતની વાત કરીએ. તે જે અવાજ ઉત્પન્ન કરે છે તેનો ફક્ત અડધો ભાગ જ આપણે સાંભળતા હોઈએ છીએ, બાકીનો ભારે ધ્વનિમા (સુપર સાઉન્ડ અથવા અલ્ટ્રાસોનીક્સ) ભળતો હોય છે ડોગ—વ્હીસલનો જ દાખલો જુઓ. તેને વગાડતાં પ્રત્યક્ષ અવાજ થતો નથી, પણ કેટલીયે વાર દૂર ઊભેલો કૂતરો તે સાંભળી શકતો હોય છે કાન ફાડી નાખે તેવા મોટા ધડાકા કરતાં વધારે ભારે ધ્વનિ વાતાવરણમાં હજારો ઝડપી આંદોલનો ઉત્પન્ન કરતો હોય છે પણ આપણા કાન આંદોલનો પકડવા શક્તિવાન નહિ હોવાથી આપણે તે સાંભળી શકતા નથી હોતા

આપણા માટે બિન—અવાજ નીવડતા ભારે-ધ્વનિમાં અનેકાનેક શક્યતાઓ રહેલી છે અને તેવી શક્તિને ઉદ્યોગો, ઘરગથ્થુ વપરાશ અને જીવન તેમજ સ્વાસ્થ્યરક્ષાના ઉપયોગોમાં લેવામાં આવી છે

## ધ્વનિ પેદા કરતાં યંત્રો

વિજ્ઞાનીઓએ ધ્વનિ પેદા કરતાં યંત્રો યોજ્યાં છે અને તેમાંથી એક સેકન્ડના એક કરોડ વીસ લાખ આવર્તનો ફેલાવતો ભીષણ ધ્વનિ ઉપજાવવામાં આવે છે આના વતી ઘણાં કારખાનાઓમાં બીબામાં ઢળાતા ધાતુઓના દશ ફુટની જાડાઇના પાટડાઓમાં સમાયેલા પરપોટા કે ખોડખાપણ શોધી શકાય છે ધાતુ-પાટડા ઉપર અવાજના આંદોલનો ફેંકવાથી તેનો બીજી બાજુએથી પડઘો પડતો હોય છે, પણ પરપોટાવાળા પાટડામાંથી તરત જ પડઘો પાછો પડતો હોય છે અને તેને ફેરો પડી જતો હોય છે

## સારી વાત

પ્રશિયાના રાજવી ફ્રેડરિકે એક સમયે નોકરને બોલાવવાને ઘંટડી વગાડી, પણ નોકર ન આવતાં તપાસ કરવાને તે બહાર નીકળ્યો બારણે તેણે પોતાના યુવાન નોકરને મીઠી નિદ્રામાં પડેલો જોયો તેના ખિસ્સામાં એક કાગળ લટકતો હતો ફ્રેડરિકે જિજ્ઞાસાથી તે કાગળ ખેંચીને વાંચી જોયો તો જણાયું કે તે નોકરે પોતાની માતાને મોકલાવેલા પૈસાના ઉત્તરમાં, માતાએ તેને લખેલો પ્રેમભર્યો પત્ર હતો ફ્રેડરિક નોકરના સદ્વર્તનથી ખુશ થઇ તેના ખિસ્સામાં પત્રની સાથેસાથ કેટલીક સોનામહોરો સરકાવી દીધી, ને પછી પોતાના ખંડમાં જઇ જોરથી ઘંટડી વગાડવા માંડી

નોકર સફાળો જાગીને ફ્રેડરિકની પાસે જઇ ઊભો ખિસ્સામાં ભાર જણાતાં તેણે તે તપાસી જોયું ને તેમાં સોનામહોરો જણાતાં તે ચમક્યો

'કેમ શું છે?' ફ્રેડરિકે હસીને પૂછ્યું

'મારા ખિસ્સામાં સોનામહોરો ક્યાંથી?'

'તું ઊંઘી ગયો હતો ને?' ફ્રેડરિકે મધુર સ્મિત ફરકાવતાં પૂછ્યું !

નોકરે તરત જ પોતાની એ ભૂલ માટે પગે પડીને ફ્રેડરિકની ક્ષમા માગવા માંડી, પણ ફ્રેડરિકે તેને ઉઠાડતાં હસીને કહ્યું

'ગાંડા, હજી તું એ સમજતો નથી કે ભગવાનને જ્યારે કોઇ મનુષ્યને મદદ કરવી હોય છે ત્યારે તે તેને ઉંઘાડી દઇને ઉંઘમાં જ મદદ કરી જાય છે!

("યુગાન્તર" માંથી)

## આ શું છે?

દૂધની ડેરીમાં અલ્ટ્રાસોનીક્સ વાપરી દૂધમાં સમાયેલા ચરબીના કણોને તોડીફોડી નાના બનાવી દૂધ સાથે એકતાર કરી નાખવામાં આવે છે આવું દૂધ પચવામાં હલકું હોઇ બાળકો માટે સારું ગણાય છે વળી તેમાં સમાયેલાં સૂક્ષ્માતિસૂક્ષ્મ જીવાણુઓનો પણ નાશ થતો હોય છે આવું પેસ્ચ્યુરાઇઝડ કરેલું દૂધ દિવસો સુધી બગડતું નથી દૂધની જેમ ભારે અવાજનાં આ યંત્રોનો ઉપયોગ માખણ, આઇસક્રીમ, રંગરોગાન, રસાયણોની બનાવટ અને પાણી તેમજ તેલ મિશ્રણ કરવાના ઉદ્યોગોમાં થાય છે

કપડાં ધોવા માટે અલ્ટ્રાસોનીકનો વપરાશ લોકપ્રિય થઇ પડ્યો છે કપડાં ધોવાના યંત્રમાં કપડાંનો ખડકલો કરો બટન દબાવો ભારે અવાજવાળા પણ જેનો અવાજ કાને ના પડે તેવા યંત્રનું કાર્ય શરૂ થાય છે પાણી હાલશે કરશે નહિ, પણ થોડી વારમાં કપડાં ધોવાતાં હોય તેવું ગંદુ અને ડહોળું પાણી બની જશે બરફ જેવાં સફેદ કપડાં ધોવાઇને તૈયાર થઇ જાય છે ગરમ કપડાં એવાં તો ખંખેરાઇ જાય છે કે તેમાં સમાયેલી ધૂળ, ઉડી જઇ ચોખ્ખાચટ

થઈ જાય છે ઇંગ્લેંડ અને અમેરિકાની લૉન્ડ્રીઓમાં આ પ્રમાણેની કપડાં ધોવાની રીત અખત્યાર કરવામાં આવી છે

## સુપર સાઉન્ડ

રસાયણોના કારખાનાઓના ઝેરી વાયુઓ રાતની ઠંડીમાં આસપાસના મકાનો ઉપર ફરતા હોય છે અને માણસો ઉપર ખરાબ અસર ઉપજાવતા હોય છે આ વાયુઓને નીચે ઊતરતા અટકાવવા ધ્વનિશક્તિનો વપરાશ થઈ રહ્યો છે

સુપર-સાઉન્ડનો વૈદક શાસ્ત્રમાં પણ ઉપયોગ મહત્ત્વનો થઈ પડ્યો છે ખોપરીનું હાડકું તોડ્યા વગર મગજનું ઑપરેશન સેકન્ડના એંસી હજાર આંદોલનને વાળા અલ્ટ્રાસોનીક મોજાથી થઈ શકે છે મોજાની અસર મગજના દરદવાળા ભાગ ઉપર ઉત્તેજક કે વિનાશક હોય છે આ રીતે મગજમાં ઑપરેશન ચપ્પુ-કાતર વિના થઈ શકે એ જેવી તેવી વાત ના લેખાય ધ્વનિ-શક્તિનો ઉપયોગ 'બટન દબાવતા બારણું ઉઘડે' એમાં થયો છે બટન દબાવો અને બારે ધ્વનિની મૂગી સીસોટીના આંદોલનો માઇક્રોફોન ઉપાડી લઈ 'મોટર' શરૂ કરે છે આથી બારણું ઉઘડી જાય છે અને દીવા પણ પ્રગટી ઊઠે છે

## અવાજનાં આંદોલનો

અવાજના આંદોલનોનો અજાયબ પમાડે તેવો ઉપયોગ હવે ખેતી માટે થવા માંડ્યો છે બીઆરણને ભીષણ ધ્વનિની અસર-યુક્ત બનાવ્યા પછી વાવવાથી પાક સારો ઊતરે છે આવી રીતે વાવેલા બટાટાના છોડને અઠવાડિયું વહેલા ફળ આવ્યાં અને અંદાજી પાક કરતાં ૪૦-૫૦ ટકા વધારે પાક ઊતર્યો

અલ્ટ્રાસોનીક મોજાંઓ પાણીમાંથી પસાર થતાં પાણીના ઉષ્ણતામાન અને ઘનત્વની અસર પામતા હોય છે અને ત્રણ હજાર ફુટ જેટલાં ઊંડાં જાય, વળી આ ધ્વનિ-શક્તિનો

## નરસી વાત

એલા છગના '

હિંડોળે ઝૂલતા ઝૂલતા શેઠે બુમ મારી

પરંતુ છગન તો ઓરડાના એક ખૂણામાં મીઠી ઊંઘ ખેંચતો પડ્યો હતો તેના ખિસ્સામાં જુગારમાં મેળવેલા ૫૦ થી ૬૦ રૂપિયા હતા દેશમાં માતા બિમાર પડી હતી અને હવે તે તેને પૂરતા પૈસા મોકલાવી શકશે એવા જ તોષથી તે ઊંઘમાં પણ મલકાઈ રહ્યો હતો શેઠની બૂમ તેની ઊંઘમાં ખલેલ પાડી ન શકી

' એલા છગના, ક્યાં મરી ગયો ? '

એક બૂમે નોકર હાજર ન થતા શેઠ જોરથી ગર્જી ઉઠ્યા

પરંતુ તોએ જવાબ ન મળ્યો

અને શેઠ ગુસ્સામાં ને ગુસ્સામાં બહાર નીકળ્યા જોયું તો રસોઈઘરની બાજુના ખંડમાં છગન ઘોરતો હતો

'સાળો અત્યારે ઊંઘે છે ' કહેતા શેઠ તેને ઢંઢોળવા તેની નજીક ગયા પાસે આવતા તેની નજર છગનના ખિસ્સામાં પડી અને તેઓ ચમક્યા 'સાલાએ ક્યાંક હાથ માર્યો લાગે છે ' એમ બબડતા નીચા વળીને તેમણે હળવેકથી છગનના ખિસ્સામાં પડેલી નોટોને સરકાવી લીધી ને ચુપચુપ ચાલ્યા ગયા

હિંડોળા પર બેસી તેણે ફરી છગનના નામની બૂમ પાડી, કોઈએ-જઈને છગનાને ઉઠાડ્યો ને તે દોડતો દોડતો શેઠ પાસે આવ્યો રસ્તામાં જ તેનો હાથ ખિસ્સા પર જતા જ તેને ખિસ્સું ખાલી લાગ્યું અને તે સ્તબ્ધ થ ભી ગયો

'કેમ એલા, ઉંઘતો'તો શું ?'

'શેઠ, મારા પૈસા !' છગન બોલ્યો

'પૈસા ! કેવા પૈસા ? સાલા નોકરી કરવા આવે છે કે ઉંઘવા? બુમો પાડીને હું થાકી ગયો 'ચાલ નીકળ અહીંથી લૈયા બહાર નિકાલ સાલેકુ કમબખ્ત કામ કે વખ્ત સોતા હૈ ..'

અને ભૈયાએ છગનને ગળચીમાંથી પકડી બહાર કાઢ્યો

("યુગાન્તર" માંથી)

ઉપયોગ બીજા વિશ્વયુદ્ધ વખતે બ્રિટિશ નૌકાખાતાએ સાગરજલમાં સંતાએલી જર્મન સુ બોટો, સબમરીનો અને માઇન્સનુ અસ્તિત્વ જાણવા સફળતાપૂર્વક કર્યો હતો આ બાબતમા ચામચીડિયા અધારામાં જે શક્તિના પ્રતાપે રસ્તો શોધી કાઢતાં હોય છે તે પદ્ધતિનુ વિજ્ઞાની-ઓએ અનુકરણ કર્યું હતું

આધળા જેવા ચામાચીડિયા રાત્રિના ઘોર અધકારમા પણ રસ્તામા આવતા નાનકડા અવરોધો પણ જાણી લઇ, સલામત માર્ગે વળી જતા હોય છે, એ કુદરતનું એક અદ્ભુત આશ્ચર્ય છે ચામાચીડિયુ ઉડતી વખતે તેના લાંબા તીણા નાકમાંથી અતિતીવ્ર ચીસો પાડતું હોય છે, કે જે આપણને તો ફક્ત નાનકડા સીસકારા જેટલી જ સભળાતી હોય છે. આ ચીસોના અવાજનાં આંદોલનો માર્ગ વચ્ચે આવતી અડચણો સાથે અથડાય છે કે તરત જ તેનો પડઘો પાછો વળે છે ચામાચીડીઆના સુપડા જેવા મોટા કાન તે ત્વરિત ઝીલી લે છે અડચણના અંતર અને કદ પ્રમાણે તેનો પડઘો પણ એવો લાંબો ટૂંકો હોય છે કે ચામાચીડીઆના માર્ગના ઈંચળના નાનકડા જેટલા માર્ગમાં પણ તે હોય તો તેની તેને ખબર પડી જાય છે અને તે પ્રમાણે તે અડચણથી ફંટાઇ આગળ માર્ગ કરતુ હોય છે આ ક્રિયા એટલી તો વેગીલી હોય છે કે ચામાચીડિયુ જાણે કે રાત્રિના ઘોર અધકારમા પણ દેખીને જ ઉડતુ હોય તેમ મુક્તપણે અને નિશ્ચિતતાથી ઉડતુ હોય છે ( "જન્મભૂમિ અને પ્રવાસી"માંથી )

---

( અનુસધાન પૃષ્ઠ ૫૦૬ નુ )

અરેબિયામાં 'લાફીગ કકૂસ'નામનો એક છોડ થાય છે જેની નીચે બેસીને જો કોઇ કઇ પણ ખાય તો ટૂંક સમયમા જ તે જોરથી હસવા માડે છે અને હસવાનુ બધ થતાં જ બેભાન બની જાય છે

o

દુનિયાનુ મોટામા મોટુ ઝાડ ઓસ્ટ્રેલિયામાં છે તેને યુકેલીપ્ટસનુ ઝાડ કહેવામાં આવે છે કોઇ કોઇ વૃક્ષ ૪૦૦ ફુટ ઉચાં થાય છે.

o

કેનેરી ટાપુમાં એક એવુ ઝાડ થાય છે, કે જે રડે છે આ ઝાડમા પ્રાકૃતિક નાનાં નાનાં કાણા હોય છે અને તેમાંથી આંસુની માફક પાણી નીકળે છે ઝાડના મૂળ પાસે આ પ્રમાણે મોટા જથ્થામાં મીઠુ પાણી ભેગુ થાય છે. ટાપુમાં રહેનારા લોકો આ પાણીને વાસણમા ભરી જાય છે અને પોતાના ઉપયોગમાં લે છે

o

પીરૂ સ્થળ પર પણ આવુ જ એક વિચિત્ર ઝાડ મળી આવે છે આકાશમાં વાદળોનુ નામનિશાન નથી હોતું અને આ ઝાડ નજીક જાણે વરસાદ પડયો હોય એવું જણાય છે આ ઝાડનાં પાંદડા બહુ જ ગીચ હોય છે અને તેમા એક ગુણ છે કે જે વાયુ ભેજને ચુસી લે છે અને પછી તેને વરસાદ વરસાવે છે આ ઝાડની નીચે જમીન હમેશાં લીલી રહે છે. આ ઝાડથી ફાયદો એ થાય છે કે ગમે તે મોસમમાં પણ અહીની જમીનમાંથી પાણી મેળવી શકાય છે. આ જાતનુ ઝાડ દિવસભરમા ૯ ગેલન પાણી આપે છે

( "યુગાન્તર" માંથી )

# માબાપની જવાબદારી

બારણા ઠોકાયા ગૃહિણીએ ઉઘાડયા.

' . .. ભાઇ છે ? '

' હા, છે પધારો '

ક્ષ ભાઈ આવ્યા અંદર બેઠા ગૃહપતિ તે વેળા સ્નાન કરતા હતા, સ્નાનમાંથી પરવાર્યા કેડે ગૃહપતિ આવ્યા અને તે તથા તેમના આ આગંતુક મિત્ર વાતે વળગ્યા ખૂબ ગપ્પાં માર્યાં. થોડી વારે ગૃહપતિએ ગૃહિણીને બૂમ મારી ' 'અરે તું સાંભળે છે કે ? '

'અ . .' ગૃહિણી હાજર થઇ

'આપણી 'શોભા' ના જન્માક્ષર જરા લાવજે આમને બતાવીએ, એ બહુ સારું જ્યોતિષ જાણે છે અને નવાનવા જન્માક્ષર જોવાનો મહાવરો પણ રાખે છે જરા બતાવી લઇએ.'

ગૃહિણીએ પોતાની દશેક વરસની દીકરી જે એ વેળાએ નિશાળ ગઇ હતી તેના જન્માક્ષર કાઢીને હાજર કર્યા પેલા હોંશીલા, સેવાભાવી, જ્યોતિષાભ્યાસી મિત્ર તે જોવા લાગ્યા.

છોકરી ગોરી છે ..

ગૃહિણી–ગૃહપતિ બન્ને જરા અજાયબીથી જોઇ રહ્યા વાત ખરી હતી. દંપતી ઘઉં વર્ણાં હતાં, પણ દીકરી ગોરી હતી

બન્ને ભણ્યાં " હા ભાઇ, વાહ વાહ !'

---

(અનુસંધાન સામેના પૃષ્ઠનું)

## નૌકા ખાતાનો પ્રયોગ

નૌકા ખાતાએ ચામાચીડીઆં પાસેથી આ જ્ઞાન મેળવી વહાણની સાથે ભારે ધ્વનિ ઉત્પાદક યંત્ર ( Supersonic Generator ) ગોઠવ્યું, અવાજ ઉત્પાદનના વચલા ગાળામાં આ યંત્ર અવાજના પડઘા પણ નોંધતું હોય છે સબમરીન કે ટોરપીડો ઉપર અથડાતાં અવાજનાં મોજાં પડઘો પાડતા હોય છે પડઘાને આવતાં જેટલી વાર લાગે તે પ્રમાણે તેનું અંતર અને યંત્રની દિશા ઉપરથી તેનું સ્થળ પણ જાણી શકાય છે.

યુદ્ધો દરમ્યાન નાશ પામી સાગરતળિયે બેઠેલા, જહાજો અને સ્ટીમરોની પણ ભાળ આ રીતથી મળી શકશે વળી તેની દ્વારા સાગરની ઉંડાઇ જણાશે અને સાગરતળના નકશા પણ દોરી શકાશે

ધ્વનિઉત્પાદક યંત્રનાં આંદોલનોની અસર શરીર ઉપર ધક્કો કે વજન જેવી નથી વરતાતી, પણ મોત સામે આવીને ઊભું હોય તેવી થરેરાટી વ્યાપી જાય છે અને ખરેખર માંદા પડી જવાય છે દરેક શોધ સારા કે નરસા કામ માટે વાપરી શકાય છે. ખેદની વાત છે કે વિજ્ઞાનની શોધખોળો અનિષ્ટો ઉપજાવવામા અને માનવ-સંહાર માટે વાપરવામાં આવે છે.

("જન્મભૂમિ" અને "પ્રવાસી"માંથી)

'ઠીક' પછી તો પેલા નિ સ્વાર્થ જોશીજીએ એક પછી એક ગ્રહોનાં નામ ઠામ સાથે પોતાને જે કઇ એમાંથી સૂઝવા માંડયુ, તે કહેવા માંડ્યુ

મ ગળ ચોથે છે, શનિ આઠમે છે, રાહુ સ્વગૃહી છે, ઇત્યાદિ ઇત્યાદિ એનુ ભાગ્ય તો સારૂં છે, ભાઈ. વર નરમ સ્વભાવનો મળશે, ઘર ખાનદાન મળશે એના લગ્ન પછી ત્યાં, સાસરે નાણાંની રેલમછેલ થશે, ઇત્યાદિ પણ એક વાત કહું ભાઇ, એક બે ગ્રહ એના આડા પડેલા છે, કે આ છોકરી ભણવાની નથી એના ભણતરમા તે ગ્રહો વિઘ્નો ઊભા કર્યા જ કરશે પરીક્ષા વખતે માંદી પડશે ભણવા બેપે ત્યાંજ કઇ નડતર થયા કરશે ઝાઝું ભણવાની નથી ભાઇ '

મા-બાપને જરા અઠીક તો લાગ્યુ જરા મોઢાં પડી ગયાં. પણ થઇ શુ શકે ? ઉપાય કઇ ન હતો 'હરિ-ઇચ્છા' કહી મન વાળ્યું જન્માક્ષર લઇ ઊંચે મૂકયા પછી બીજી વાતે વળગ્યાં.

તે દિવસે રાત્રે મારે ગૃહપતિને ત્યાં જવાનુ થયુ, ગૃહપતિ મારા મિત્ર હતા

બીજી બધી વાતોમાં વચ્ચે મે એ પણ પૂછ્યું 'કેમ, આપણી શોભાનુ ભણતર કેમ ચાલે છે ?'

ગૃહપતિ બોલ્યા ' ચાલે છે, ઠીક ચાલે છે, પણ એક વાત કહું ? તમે પેલા 'ક્ષ'ભાઇને પિછાનો છો ?'

મે કહ્યુ 'હા'

'એ 'ક્ષ'ભાઇ જ્યોતિષ સારૂ જાણે છે ...... '

'હા, કહે છે ખરા, જાણતા હશે ખરા, ઘણાં એવુ કહે છે '

'તે આજે આવ્યા હતા, અને તેમણે શોભાના જન્માક્ષર જોઇને એવું કીધુ કે એ કંઈ બરાબર ભણી શકશે નહિ એને ગુરુ આડો પડેલો છે, તે એના ભણતર આડે આવ્યા કરશે એવો કઇ યોગ છે, એટલે બિચારી બરાબર ભણી શકવાની નથી, એવુ એમણે રાશીચક્ર વગેરે જોઇને જણાવ્યુ ' અને માનશો ?

આ વાત થતી હતી ત્યારે વાતની નાયિકા શોભા ત્યાં જ આગળ ઊભેલી હતી, ને તે આ વાત સાંભળતી હતી નાયિકાનો પિતા વિદ્યાપીઠનો બેવડો પદવીધર હતો, એટલે ભણેલો ખરો, સ સ્કારી પણ ગણાય. જરાતરા કવિ તરીકેમાં પણ ઉમેરી લઇએ તો ચાલે

હુ આ વખત દરમિયાન આજ વાત વિચારી રહ્યો હતો કે આ બાપ પોતાની દીકરીના મગજમાં કેવી ખોટી છાપ પાડી રહ્યો હતો, કેવુ ઝેર અજાણ્યે રેડી રહ્યો હતો, કેવો દુ ખદ અને એક લેખે ભયકર કીટ ગોઠવી રહ્યો હતો ! એટલામાં જ શોભાએ પૂછ્યુ, 'હે મોટાકાકા, ( તે પોતાના પિતાને મોટા કાકા કહેતી ) મારાથી બરાબર નહિ ભણાય ? '

મે તરત જ વાત પલટાવી નાખી. પછી તમે પેલા રજનસમાર ભના પાસ મ ગાવવાના હતા, તે મ ગા વ્યા ? મળે એવુ કાંઇ લાગે છે ? મળે એમ હોય તો આપણે સાથે એમાં જઇએ.

તે વખતે તો વાત બદલાઇ ગઇ, પણ શોભાના મગજમાં તે દિવસે જે કીડો પેઠો તે નીકળ્યો નહિ

બે ચાર દિવસ પછી એક દિવસ હુ પાછો ત્યાં ગયો હતો અને ગૃહપતિની રાહ જોતો આરામ-ખુરશી પર પડયો પડયો એક ચોપડીના પાના ફેરવતો હતો એટલામા ગૃહિણી ત્યાં આવી અને પુત્રીને કહેવા લાગી " અરે વાહરે શોભા, હુ તો જાણુ કે તુ દાખલા ગણે છે, ને તુ તો રમતમાં પડી છે ? '

" બા, શું કરૂ ? મારૂ માથુ દુખી ગયુ દાખલો ગણવા લાગી, પણ કઇ બેસે જ નહિ .."

" ચાલ ચાલ, સપેટ લઇને બેસ ગણ ફરીથી "

" પણ બા, હું શુ કરૂ ? મારા નસીબમા નથી તે ? દાખલો ગણવા બેસુ છુ કે માથુ જ દુખવા આવે છે " હુ સાભળીજ રહ્યો, મારા અતરમાં એક ચણચણાટી પ્રસરી ગઇ

અને મને ખબર છે, તે પછી બે પાંચવાર એવા પ્રસગ બન્યા છે મે જોયા છે ને સાંભળ્યા છે, કે પરીક્ષામા નાપાસ થવા પછી શોભાએ એ દોષ આડા પડે ! ' ગુરુ'ને માથે જ ઢોળ્યો છે 'ગુરુ ' ખરેખર આડા પડેજ છે કે કેમ એની મને ખબર નથી, પણ પિતામહ તો આમા ખરેખર 'આડા ' પડી ગયો હતો અને મૂર્ખાઇથી છોકરીના મગજમા એક દુષ્ટ બીજ વાવી ગયો હતો

બાપડી શોભા ! બાપડો પિતા ! બાપડી માતા !

***

અને આ એક ભણેલી માતાની વાત છે

આઠેક વરસના પુત્રને લઇને દાક્તરને ત્યા માતા ગઈ હતી પુત્ર માંદો સાજો ચાલ્યા કરતો, એને ખાધેલુ પચતુ ન હતુ, છતા અકરાંતિયા પેઠે ખાધા જ કરતો બેપાંચ બેપાંચ દહાડે તાવે પટકાતો કદિ માથુ દુખતું તો કદિ ઝાડા થઈ જતા, એવી કઇ ખટપટો રહ્યા જ કરતી

દાક્તરે બધું જોયુ, તપાસ્યુ, જાત જાતના સવાલો પૂછ્યા, ખાધાપીધાની, ભણતરની, સ્વભાવની હકીકત પૂછી, હેલ્થિકરણી ટેવ વગેરે બધુ જાણ્યુ દાકતર ભલા હતા, અને સબંધ-વાળ હતા અને પછી દાકતરે ઇ ગ્રેજીમા-બાઈ ઠીક ઠીક અગ્રેજી સમજી શકે એવી હતી એટલે-કહ્યુ "You see, Mrs so and so your son has very weak nerves He is irritable and unhappily will remain so for a long time till he can achieve a complete cure Meanwhile you must be very careful that no strain is put upon his nerves, Because if there is more tension he might go mad-mentally detailed so he should be delt with very carefully and there should not be occosions of unnecessary unusual tension વગેરે * "

* જુઓની બ્હેન, તમારા દીકરાના જ્ઞાનતતુ ખુબ જ નબળા છે, એનો સ્વભાવ ચિડિયો છે અને દુર્ભાગ્યે, હજુ લાબો વખત સુધી એ સપૂર્ણ પણે સાજો થઇ જાય ત્યાંસુધી એવો જ રહેશે દરમ્યાન, એના મન પર ને જ્ઞાનતતુ પર ખાસ કઈ બોજો કે ભારણ ન આવે એ વિષે તમારે ખૂબ સભાળ રાખવી પડશે કેમકે જ્ઞાનતતુ પર ખૂબ તાણ થશે તો કદાચ એનુ મગજ ભ્રમિત થઇ જશે એટલે સાથે વાતચીત કરતા અને બીજી બધી રીતે ખૂબ સભાળ રાખવી અને એનું મગજ ઉશ્કેરાય એવો પ્રસગ ટાળવો, બીનજરૂરી તાણ કદી પણ ન કરવી

માતાએ પૂછ્યું: "એ, એ, એમ ? ભાઇ, સભાળ રાખીશું. પણ તમે જરા દવા બરાબર આપજો એનો બાંધો એકવડો છે, ને નરમ ગરમ ચાલ્યાં કરે એટલે જરા બરાબર દવાની જરૂર છે."

હવે આ કિસ્સામા બન્યુ એવુ કે બધી વાતચીત તો અંગ્રેજીમાં થઇ એટલે પેલા નવ વરસના બૂચાને તે તો કંઈ સમજાયું નહિ, પણ તેમાંનો એકજ શબ્દ 'મેડ' જે ગુજરાતીમા પણ ચલણી જેવો છે તે એના કાન પર આબાદ પડયો અને એને સમજાયો—અલબત્ત, પૂર્વાપર સંબંધ વિના જ

પણ પછી શુ થયું તે જુઓ!

માતા બાળકને લઈ ઘેર ગઇ ત્યારે પિતા ઘરમાં જ હતા, અને કુદરતી રીતે તેણે દાકતરે શુ કહ્યુ એ પૃચ્છા કરી. એટલે માતાએ બધી વાત કરી અને ગુજરાતીમાજ કહ્યું "દાકતરનુ કહેવુ એવું છે કે એના જ્ઞાનતંતુ બહુ નબળા છે, માટે ઉશ્કેરાય નહિ, એની ખૂબ સભાળ રાખવી, નહિ તો એનુ મગજ કોઇ વાર ખમી જશે અને એ ગાંડો થઇ જશે. માટે બહુ સંભાળ રાખવી.'

અને—

અને આ વાતો તે નવેક વરસના બુચાએ કાનોકાન સાંભળી !

બીજે દિવસે—

"કીકા, તુ આવી રીતે ભાત છાંડે તે કેમ ચાલે ? ખાઇ જા, એક કોળિયામા કાંઇ વધારે નથી, નહોતો ખવાતો તો લીધો શુ કરવા ?" માતાએ કહ્યું

દીકરે જવાબ દીધો "બા, તુ મને એમ ધમકાવ નહિ; એમ ધમકાવશે તો હુ કેઈ વાર ગાંડો થઇ જઇશ"

ચાર પાંચ દિવસ બાદ—

પિતાએ કહ્યું. "કીકા, તને કેટલી વાર કહ્યું કે તારે સાત સવાસાત વાગે કે ઘરમાં ચાલી આવવુ ! કેમ આવી જતો નથી ? આઠઆઠ વાગ્યા સુધી કેમ બહાર રખડયા કરે છે ?'

કીકાએ જવાબ દીધો "તે હુ પેલા મનુ મહારાજના નાનકા સાથે રમવા ગયો હતો "

"જો, એ નાનકા જેવા ગંદા છોકરા સાથે રમવા જવાની પણ તને મે બે ત્રણ વાર ના કહી છે તે છતાં તુ જાય છે. તને કેટલી વાર કહેવુ ? હવે જશે તો તને બરાબર લેવો પડશે, શા માટે તેને ત્યાં રમવા જાય છે ? ખબરદાર હવે ગયો તો." પિતાએ મોટે ધાંટે કહ્યું

"બાપુજી, તમે આવી રીતે ધાંટા પાડો છો તેથી મારુ મગજ ગભરાઇ જાય છે ને ખેંચાઇ જાય છે. મને કંઇ કંઇ થઇ જાય છે !" કીકાએ જણાવ્યુ.

ને બસ, ત્યારથી કીકાના હાથમાં મનસ્વી રીતે વર્તવાનુ આ એક હથિયાર આવી ગયુ છે જ્યારે ને ત્યારે "હું ગાંડો થઇ જઇશ" એ વાક્ય એને જડયુ એટલે એ માતા કે પિતાના માથા પર ફેંકે છે !!

ભણતર એ જ્ઞાન હશે ? સમજદારી હશે ? ભણેલી માતાએ જે ભાગરો વાટયો હતો તે એના જ દીકરાના ઘડતર આડે કમને પગલે આવતો હતો ? દાકતર ઇંગ્રેજીમાં બોલતાં સહેજ

(અનુસંધાન સામેના પૃષ્ઠને ૭૩)

# વડોદરા રાજ્યનું વિલીનીકરણ

વડોદરા રાજ્યના વિલીનકરણ પ્રસંગે વડોદરાની ધારાસભામાં તા. ૨૩-૪-૪૯ ની બેઠકમાં, વિલીનીકરણ માટે સરદાર શ્રી વલ્લભભાઇને અભિનંદન આપતા ઠરાવ પર જે વિવેચન વડોદરા પ્રાંત પ્રુ મંડળના મંત્રી શ્રી ચિમનભાઇ હ. અમીને કર્યું હતું તે આ નીચે આપ્યું છે

## મ. ગાંધીજીનો પ્રતાપ અને વડોદરા નરેશના નિર્ણય માટે આનંદ

જગતવંદ્ય પૂજ્ય મહાત્માજીના પ્રતાપે લોહીનું એક પણ ટીપું પાડ્યા વિના હિંદ આઝાદ થયું દેશના જે ટુકડા ટુકડા હતા–તેના ૫૬૨ દેશી રાજ્યોના જે સૂર જુદાજુદા હતા તેમના યોજનાઓ જુદી

(અનુસંધાન સામેના પૃષ્ઠનું)

ચૂક કરી ગયો, પણ તેને પોતાનું કહેવું ગુજરાતીમાં તો ન જ બોલવા જોગો ખ્યાલ અને સમજદારી હતાં પણ ભણેલી માતા દાક્તર ૫ અંગ્રેજીમાં જ બોલ્યો તે વાતનું મહત્ત્વ કે રહસ્ય કળી કે સમજી ન શકી, અને પોતે ક્યાં શું બોલે છે તેનું ભાન ન રાખી શકી, પોતાના બાળકનું સમગ્ર માનસ બગડે તેના પરનો બધો જ કાબુ ચાલી જાય, કોઇપણ જાતના નિયમ કે શિસ્તને ન પાળવા તે કટિબદ્ધ રહી શકે એવી પરિસ્થિતિ ઉપજાવી મૂકી!

રે બાળક! રે માતા! રે ભણતર!

બાળક આગળ શું કરવું અને શું ન કરવું, શું બોલવું ને શું ન બોલવું, કયા વિષય તેની હાજરીમાં અચૂકપણે ટાળવા ઘટે એ વાત બહુ જૂજ માબાપ સમજી શકે છે. ઉપર આપેલા નમુના તદ્દન સાચા છે અને કદાચ એ જેને એકને ય લાગુ પડી જાય એવાંય અનેક માબાપ મળી આવશે આ વાચકોમાંના પણ કેટલાયને એમ લાગશે કે આ તો અમારૂ પોતાનું જ છે. અમારો જ કિસ્સો છે. એવા ઘણાં હોય તો તે આપણા દેશનું દુર્ભાગ્ય સમજવું ઘટે

બાળકની ગ્રહણશક્તિ ઘણી કુમળી હોય છે. તેને ખિલવવાની જવાબદારી માબાપ પર છે, એમ કબૂલવુંજ પડશે તેને નબળા ન પડવા દેવાની તકેદારી એ માબાપની ખાસ આવડત ઘટે, કાયમ તેમની વિચારણાનો વિષય બનવી ઘટે માત્ર વિચારણાનોજ નહિ, માબાપની માંહોમાંહેની ખાનગી ચર્ચાનો પણ ઉપના બન્ને સાચા કિસ્સાઓ વાંચ્યા પછી વીચ્યાથી–ખરેખર ઘણું ગંભીર લાગશે–પણ આસપાસ નજર કરતા એવું એવું ઘણું દેખાયાજ કરશે સ્વબાળકનું ભાવિ લક્ષમાં રાખીને જ, તેના જીવનવિસ્તાર–જીવનપટ ખ્યાલમાં રાખીને જ માબાપનું બધું કર્તવ્ય, બધું વકતવ્ય ઘડાવું ઘટે તેવા સમજદારીને અભાવે, નજીવી દેખાતી ભૂલો, સાવ સામાન્ય દેખાતા કથન કાયમને માટે બાળકને પંગુ બનાવી જવાનો ભો જેવો તેવો નથી જ રહેતો

("સંજીવન"માંથી)

—નટવરલાલ વીમાવાળા

જુદી હતી એ દેશનું સળંગ સંચાલન કર્યા વિના તેનો યોગ્ય વિકાસ થઈ નહિ શકે એ વસ્તુ પૂજ્ય સરદારશ્રીને સમજાઈ હતી એમણે બધાજ દેશી રાજાઓને સમજાવ્યા ને તેમના વિચારોમાં સળંગ વિકાસ થયો અને પૂ. સરદાર સાહેબે તેમના બધાના હિતની વાતો સમજાવી તે પ્રમાણે આપણા શ્રીમંત મહારાજા સાહેબને પણ આ વાત બરાબર સમજાઈ કે સમગ્ર દેશ એકરૂપ થવો જોઈએ અને એમાં બધી જ દેશી રાજ્યો ભેગી જેવા જોઈએ, જેથી દુનિયાની હરોળમાં હિંદુસ્તાન આગળ વધી શકે તેના પ્રતાપે વડોદરા રાજ્યને ભેળવી દેવાનો નિર્ણય કર્યો એ ઘણા આનંદની વાત છે

## દેશપ્રેમી કે સ્વાર્થપ્રેમી ?

પેપરો વાંચનારને તો ખબર હશે કે આ વસ્તુ અમુક એક વર્ગને ખૂંચે છે તે વર્ગ એ હતો કે જ્યારે પ્રજામંડળ છેલ્લા ૩૨-૩૩ વર્ષથી જેની ઝંખના કરતું હતું તે વસ્તુ જવાબદાર રાજતંત્ર જ્યારે પ્રજાને પ્રાપ્ત થવાનો વખત આવ્યો હતો ત્યારે તે વર્ગ કહેવા લાગ્યો કે 'શ્રીમંત મહારાજા સાહેબનો હક્ક અને સત્તા, અબાધિત રહેવા જોઈએ. તે પ્રજાના હાથમાં ન રહેવી જોઈએ ' પણ જ્યારે શ્રીમંત મહારાજા સાહેબ પોતે થઈને સત્તા પ્રજાને સોંપે છે ને વિલીનીકરણ કરે છે ત્યારે તે જ વર્ગ કહે છે કે શ્રીમંત મહારાજા સાહેબને આવી સત્તા કેમ પહોંચે ? અને આ સત્તા માટે વિલીનીકરણ માટે જુદી જુદી જાતનો બળાપો થાય છે. આ વર્ગ દેશપ્રેમી છે, રાજપ્રેમી છે કે સ્વાર્થપ્રેમી છે તે જ સમજાતું નથી પરંતુ ૩૦ લાખની વડોદરાની પ્રજાને આવા વિરોધો સાથે લેવા દેવા નથી આ તો પ્રજાના ખૂબ ખૂબ આનંદની વાત છે

## સરિતામાંથી સાગરમાં

નાની સરિતામાંથી મહાસાગરમાં ભળીએ છીએ તે વખતે આનંદ કેમ ન હોય ? આ તો જગતની પ્રગતિ સાથે આપણો વિકાસ કરવાની તક મળે છે અહીં હું શ્રી નિકતેની વાત કહું. તેઓ જ્યારે ૧૫મી ઑગસ્ટે-આઝાદીદિને દિલ્હી ગયા હતા અને તે વખતનું વર્ણન કહેતા કે, ત્યાં વિદ્વાનો અને શ્રીમંતો પણ આ આનંદમાં નાચી ઉઠયા હતા અને કહેતા હતા કે ' આ વખતે ભાઈ અમને કોઈ કૃપા કરીને સભ્યતા નહિ શીખવાડતા અમારો દેશ હજારો વર્ષે ગુલામીમાંથી મુક્ત થઈ આઝાદ થાય છે, અમારો આનંદ ઉભરાય છે

## કચડાયલી પ્રજાને સાથે લઈને આગળ વધવું છે.

આજે દેશી રાજ્યોની પ્રજાને પણ નાચવાનો પ્રસંગ આવ્યો છે તેઓ અત્યાર સુધી દબાયેલા, કચડાયેલા અને અંધારામાં રહેતા હતા અને જેમની નજર સામે સર્વે અંધારૂં જ હતું તેમને રોજ ફિકરમાં લાગ્યા જ કરતું હતું અને ત્યાંની પ્રજાને થતું હતું કે આમાંથી મુક્તિ મળતાં એક હજાર વર્ષ લાગશે કે શું ? પૂ. સરદાર સાહેબની કુનેહથી ઝડપી પ્રગતિ થઈ અને રાજા મહારાજાઓએ જે સાથ અને સંમતિ આપી તેથી પ્રજાને કેટલો આનંદ થતો હશે ? વડોદરા રાજ્ય પ્રગતિશીલ રાજ્ય છે, પાંચ-છ કરોડના ઉત્પન્નવાળું રાજ્ય છે એ વડોદરા રાજ્ય જવાબદાર રાજતંત્ર પછી વધુ પ્રગતિ સાધી શક્યું હોત પણ તે એટલી વિશાળ દૃષ્ટિ ધરાવે છે કે બીજા નાનાં રાજ્યો પછાત રહી ગયા છે તેમને પાછળ રાખીને તે આગળ જવા નથી માગતું.

રાજપીપળા મેવાસ જેવા પ્રદેશની પ્રજા ઘણી પછાત છે, કચડાયલી છે ત્યાં જુદા જુદા પ્રસંગે પ્રજામંડળના સેવકોને એ પ્રજાની સાથે રહી નજરે જોવાના પ્રસંગો મળ્યા છે કે ત્યાંના ઠાકોરો અને રજવાડાએ ત્યાંની પ્રજાને કેવી રીતે કચડી નાખી હતી મને પણ ત્યાં જવાના અનેક પ્રસંગ

પ્રાપ્ત થયા હતા આપણે જે પ્રસંગની ઝંખના કરતા હતા, એમના દુ:ખનિવારણની કલ્પનાઓ કરતા હતા, તે પ્રસંગ આવી મળ્યો કે જે પ્રથમ માત્ર કલ્પનાની વાતો હતી તે પ્રસંગ હવે સિદ્ધિને કિનારે આવી ઊભો છે એ વખતે પાછળ રહેલી પ્રજાને સાથે લઈને આગળ વધવામાં પાછી પાની કેમ રખાય ? આ પ્રસંગ લાવવામાં શ્રીમંત મહારાજા સાહેબે સંમતી બતાવી તે આનંદની વાત છે

## પ્રગતિ વધી જશે.

કેટલાકનું માનવું છે કે આથી આપણા પ્રગતિશીલ રાજ્યની પ્રગતિ સ્થગી જશે પણ એમ માનવાને શું કારણ છે તે સમજાતું નથી

હિંદુસ્તાનમાં તેના મંડળો ઘણી ઉચ્ચ કોટીનું છે, તેવું જગતમાં કોઈ દેશમાં નથી, એ વાત સાંભળીને ઘણો આનંદ થાય છે

વડોદરાની પ્રગતિ થંભી જશે કંઈ કારણ નથી હું સન ૧૯૩૭–૩૮ ના શરૂના મુંબાઈ પ્રવાસ મંડળનો દાખલો આપું કે, તે વખતે વડાપ્રધાન શ્રી ખેર સાહેબે સ્વ શ્રી મોતીભાઈ અમીનને બોલાવેલા અને પુસ્તકાલય સંબંધી તેમણે પોતાની ઈચ્છા પ્રસિદ્ધ હતી કે હું આ પુસ્તકાલય પ્રવૃત્તિનો સાગર મુંબઈ બનાવવા સુધી વિકાસ કરવા માગું છું અને તેમાં તમારી ખુબ મદદ લેવી છે ' તો અત્યારે એ જ ખેર સાહેબ મુંબાઈના વડા પ્રધાન તરીકે જે તે આપણને શું નહિ આપી શકે ? દેશી રાજ્યો હિંદ સંઘમાં જોડાવાથી એટલી બધી પ્રગતિ થશે કે નહિ પૂછો વાત !

## સ્વ. શ્રી. મોતીભાઈ અમીનની ઝંખના

શ્રી મોતીભાઈ અમીન હમેશાં કહેતા કે ભગરાજ્ય મળતાં પુસ્તકાલયપ્રવૃત્તિમાં ઘણો વિકાસ થવાનો છે અને મારી પરમેશ્વર પાસે એટલી જ પ્રાર્થના છે કે મને તેના સિવાય બનતું વધુ આયુષ્ય આપે, કે જે ભવિષ્યમાં એ ઉત્તમ કાળો થવાના છે તે જોવા હું ભાગ્યશાળી થાઉં.

## વિકાસ સાધવાનો છે

વડોદરા રાજ્યની પ્રજા આગળ વધી છે તે પ્રજા મુંબઈની ધારાસભામાં મૂંગી થઈને બેસી નહિ રહે પોતાની યોજનાઓ ત્યાં મૂકશે અને જે વસ્તુઓ હિંદી સંઘમાં નહિ હોય એવી અહીં-ની સુંદર વસ્તુઓનો ત્યાં અમલ કરાવશે અને તેમાં વડોદરાના કાર્યકરો પૂરેપૂરો સાથ આપશે

મારી વિનંતિ છે કે જ્યારે આપણે મુંબઈ પ્રાંતમાં ભળીએ છીએ ત્યારે આ વિલીનીકર-ણનો ખૂબ આનંદ લઈએ હવે આપણે ઘણો વિકાસ સાધવાનો છે ત્યાંની દેવકે ઉદ્યોગ-ધંધા બધાનો જ ખૂબ વિકાસ સાધવાનો છે તેવે વખતે આ બધી યોજનાઓ કરવાની હશે તો બજેટનો અંતરાય નડશે નહિ

## એક દશકામાં પ્રગતિ થશે.

આપ એમ ન માનતા કે આનો અમલ આવતી કાલે જ થવાનો છે આમ કેવી રીતે થઈ શકે ? હાલના મુશ્કેલ સંયોગોમાં ઘડીભર તો પ્રગતિ થંભીએ પણ ! તેથી શું બગડી જવાનું છે ? અત્યારે હિંદ સરકાર પાસે કરમીરનો વિકટ પ્રશ્ન ઊભો છે ત્યાં સુધી મોટરોવાળા પાસેથી યુદ્ધક્ષેત્ર પર પેટ્રોલ લઈ જવામાં આવતું હોય અને શ્રીમંતોની મોટરો બંધ થઈ જાય તો પણ

ધૂમ પાડવાનું કારણ શું છે ? દેશની પ્રગતિ પાછળ પ્રજાના વિકાસનું અહોળું ક્ષેત્ર છે ચોતરફ પ્રકાશ લાવવા માટે આઝાદી છે જે રાજ્યો સાવ પાછળ પડી ગયાં છે તેમને આગળ લાવવા માટે પ્રથમ પગલા લેવાં પડશે આપણે બધા આઝાદી માટે આનંદ પ્રદર્શિત કરીએ અને એવી ભાવના ફેલાવીએ કે ૧૦ વર્ષમાં આપણે એટલા આગળ વધવાના છીએ કે જગતના તમામ દેશ આગળ હિંદુસ્તાન એક આદર્શ દેશ હશે, એ જાતનો દિવસ એક દશકામાં ભાવના રાખશો તો આવી પડવાનો છે

## સરદારશ્રી, રાજવી અને પ્રધાન મંડળને અભિનંદન

જે રાજવીઓ આ પ્રગતિ સાધવા માટે સાથ આપી રહ્યા છે તેમને આપણે સત્કારીએ અને માન આપીએ તેવી જ રીતે પૂજ્ય સરદાર સાહેબ આખા દેશની પ્રગતિનો વિચાર કરી રહ્યા છે. જેઓ પોતાની વૃદ્ધાવસ્થા હોવા છતા દેશ માટે તનતોડ પ્રયત્ન કરી રહ્યા છે તેમનો આપણે ખૂબ જ આભાર માનીએ અને શ્રીમંત મહારાજા સાહેબે વિલીનીકરણ કરવાનું જે પગલું લીધું અને તેને આપણા મંત્રીમંડળે સંમતી આપી તેમને આપણે અભિનંદન આપીએ હું આ ધારાસભાને વિનંતિ કરૂં છું વડોદરામાં જ્યારે સરદારશ્રીને શ્રીમંતને અને પ્રધાન મંડળને એક શુભ અને મહાન પગલા માટે અભિનંદન અપતો ઠરાવ* લાવવામાં આવ્યો છે તો તે સર્વાનુમતે પાસ થાય એ યોગ્ય ગણાય અને તે માટે શ્રી પ્રધાન સાહેબને પણ હું વિનંતિ કરૂં છું કે, આવા સુંદર ઠરાવને આપણે બધા હર્ષથી આવકારીએ અને દેશની પ્રગતિ બધા મળી એક સાથે કરીએ

* સદર ઠરાવ ઘણી ચર્ચા અને અસરકારક વિવેચનો પછી ભારે બહુમતિથી પસાર થયો હતો

---

પુસ્તકાલય ખાતું — સાર્વજનિક પુસ્તકાલય શાખા

## જાહેરાત અંક ૮/૧૯૪૮–૪૯

## વિષય:

પુસ્તકોની ભલામણ કરવા બાબત

જ્યાં નાણાંની સવડ હોય ત્યાં નીચેના પુસ્તકો તથા સામયિકો પુસ્તકાલયમાં વસાવવા મંત્રીઓને અમારી ભલામણ છે

| | નામ | લેખક વા પ્રકાશક | કિંમત |
|---|---|---|---|
| ૧ | Food Shortage and Agriculture | નવજીવન પ્રકાશ મંદિર અમદાવાદ | ૨–૮–૦ |
| ૨ | જીવતા તહેવારો ... ... | ,, ... | ૨–૦–૦ |
| ૩ | ચિત્રાંગદા અને વિદાય અભિશાપ ( રવિબાબુ પ્રણીત ) .. | ,, | ૦–૧૦–૦ |
| ૪ | બાળવાર્તાવલિ .. | કુમાર કાર્યાલય, અમદાવાદ | ૨–૦–૦ |
| ૫ | સહકારી મંડળીઓનો કાયદો .. | નાનાભાઇ લાલભાઇ વકીલ હરિપુરા, સુરત | ૨–૮–૦ |
| ૬ | પ્રવાહ ( માસિક ) .. | મગનલાલ બિયાણી, રાજસ્થાન ભવન, અકોલા (બરાર) | ૬–૦–૦ |
| ૭ | સાવધાન ( સાપ્તાહિક ) | સુવિચાર પ્રકાશન કાર્યાલય–વડોદરા | ... |
| ૮ | આરોહમ ( સાપ્તાહિક ) ... | સરસ્વતી પ્રેસ, સરસ્વતી ભુવન, પેટલાદ | |
| ૯ | હિંદ પર્યટન .. | વીરજી મગાજર માહેશ્વર મુલુંડ, મુંબાઈ ઉપનગર | ૩–૦–૦ |

વડોદરા
તા ૮–૬–૪૯

ઉ. મો. પટેલ
મદદ વ્યવસ્થાપક

આ માસિક આર્ય સુધારક પ્રિ. પ્રેસ વડોદરામાં શ્રી વાઘજીભાઈ નાનુભાઈ અમીન (બી કોમ.) એ મધ્યે પુસ્તકાલય સ સ મંડળ લિ ને માટે છાપી પ્રસિદ્ધ કર્યું તા ૧૫-૬-૪૯